# ટળવળતો તુરાબ.

મૂળ લેખક.

**અ. લુ. કુંડલાવાળા**

નવા લેબાસમાં રજુ કરનાર

**દાઉદી.**

આવૃત્તિ બીજી.

ઇ. સ. ૧૯૨૮. પ્રત ૨૦૦૦. હી. સ. ૧૩૪૬.

કિંમત રૂા. ૧-૪-૦.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વોહરા સાહિત્ય મંડળ.**

**મુંબઈ.**





આ પુસ્તક નટવરલાલ ઇચ્છારામ દેશાઇએ છાપ્યું, 'ગુજરાતી' પ્રિંટિંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ, એલફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ—૧.

# અર્પણ પત્રિકા



આવા કટાકટીના વકતમાં જે કદરદાનો
કોમી સાહિત્યને થોડી ઘણી મદદ
કરી પોતાની ફરજ કેટલેક
દરજે અદા કરે છે
તેવા નેક નામોને
આ મારૂં નાનકડું
પુસ્તક ઘણા જ
માન સાથે હું
અર્પણ કર-
વાની રજા
લઉં છું
એ જ

લી૦ સેવક,
આ પુસ્તકને નવા લેબાસમાં રજુ કરનાર
દાઉદી.

# પ્રસિદ્ધ કરનારની પ્રસ્તાવના.

ટળવળતા તુરાબનો પહેલ્લો ભાગ અમોએ બાગેમોમીનના દસમા વર્ષના ગ્રાહકોને ભેટ આપ્યો હતો. પહેલા ભાગની ૧૦૦૦ નકલ છાપવામાં આવી હતી. જો કે તે વખતે બેઉ ભાગ સાથે જ લખાઇને આવ્યા હતા પણ નાણા સંબંધી હાલત ત્યારે પણ અમારી તો ખરાબ જ હતી તેથી દસમા વર્ષના ગ્રાહકોને કરકસર કરી ઉપરની કીતાબ ભેટ આપી હતી. ત્યારપછી થોડા વખતમાં બીજો ભાગ પણ છાપ્યો હતો અને અમોને સંતોશ થાય છે કે બીજા ભાગની લગભગ ૧૦૦૦ નકલ સપાટાબંધ કોમમાં ઉંચકાઇ ગઈ. જેમ બીજી કોમોમાં ૨૦૦, ૪૦૦ નકલ વકફ કરાવી ઉત્તેજન આપે છે તેવું તો અમારા માટે બન્યું નથી. છતાં પણ અમોને બીજા ભાગમાં નીરાશ તો નથી જ થવું પડ્યું. આ બેઉ ભાગના લખનારા કુંડલા કાઠીયાવાડના રહીશ મરહુમ ભાઇ અબદુલકાદર લુકમાનજી લાકડાવાળા હતા. તેઓએ બાગેમોમીન માટે મરતાં સુધી જાનતોડ મહેનત કરી હતી. તેણે આ બેઉ ભાગ ટળવળતા તુરાબના કશા પણ સ્વારથ વગર કાઠીયાવાડની પુરી દાજથી અમોને લખી આપ્યા હતા. મરહુમની રૂહને પરવરદીગાર જન્નતમાં વસાવે.

આમીન.

ત્યાર પછી આ બુક ફરીથી પ્રગટ કરવાની નવા લેખકના હાથથી અને નવા લેબાસમાં અસંખ્ય બીરાદરો તરફથી અમોને અરજ થઇ પણ ૧૯૧૭ની ઝાલીમ સાલે અમોને જુમાત ખારિજ કર્યા એટલે કે ડેડાણના રહીશ મુ. નુરભાઇ અને મોરબીના રહીશ મી. હસનભાઇ હુકમે યા વગર હુકમે અમરેલી આવી અમરેલીના કેટલાક લોકોને બોલાવી, ખુદાના ઘરમાં અમોને જુમાથ ખારિજ કરવામાં આવ્યા હતા. ત્યારથી અમારા તરફ અને બાગેમોમીન તરફ ઇતરાજી વધતી ચાલી. એ ઇતરાજી આજ સુધી બાકી જ છે, હવે આવા સંજોગોમાં ટળવળતા તુરાબને નવા

લેખક પાસે નવા જ લેબાસમાં લખવાનું અમારાથી કેમ બની શકે? એ ખ્યાલ તો સમજુ વાંચનારાઓ જ કરી શકે.

"ગરીબોનો ખુદા બેલી." આ કહેવત અમારા માટે પણ ખરી પડી છે. જુમાત ખારિજ કરનારા અને તેની હાએ હા કરનારો વર્ગ જો કે વધુ છે પણ ડુબતાને બચાવી લેનાર પણ કોમમાં છે. તેવી જ રીતે જ્યારે જ્યારે અમો વીપતમાં આવી પડીએ છીએ ત્યારે મો૦ ઇમામીઝમાન અ૦ નો કોઇ ગુલામ અમારો હાથ પકડી લીયે છે. આ ટળવળતા તુરાબને નવા લેબાસમાં લખવા લગભગ ૧૦ સાહેબોને લખ્યું પણ અફસોસ કે પાંચ સાહેબોએ તો જવાબ પણ આપ્યો નહી. ત્યારે ચાર સાહેબોએ નજીવા કારણો બતાવી ટળવળતા તુરાબને નવેસર લખવાની પોતાની અશક્તિ જણાવી. ફક્ત એક જ સાહેબે હા પાડી અને તે લગભગ પોણાબે વર્ષે લખાઇ છપાઇ, અને તૈયાર થઇ તમારા હાથમાં મુકવા હું ભાગ્યશાળી થયો છું.

આ લખનારા સાહેબની જાહેર ઓળખાણ અમો એટલા માટે નથી આપી શકતા કે કોમમાં મોટા પ્રમાણમાં જહાલતપણું હોવાથી કેટલાક જાહેર લખનારાઓને ખમવું પડેલ છે. કોમમાં ચાર માસીકો હસ્તીમાં હતાં તેમાંથી બેને તો ઉપલા જ વર્ગે અને ખાસ કરી અત્યારની દાવતના વડાઓ પાસે રહેનારા સલાહકારોએ બંધ કરાવી દીધાં છે. એટલા જ કારણથી અમો આ ટળવળતા તુરાબના લખનારને જાહેર નથી મુકવા માગતા, તો પણ એટલી તો જરૂર ઓળખાણ આપીશું કે, લખનાર કાઠીયાવાડના રહીશ છે. મુલ્લાં છે. સર આદમજી પીરભાઇના માનવંત મદ્રેસામાં અભ્યાસ કરેલ છે. ગરીબ છે. પણ લોકપ્રિય તો જરૂર છે. આજથી ૨૫ વર્ષ પછી આ કીતાબ જેના હાથમાં આવશે તે એમ તો જરૂર ખ્યાલ કરશે, અને અફસોસની આહ ખેંચી કહેશે કે વોહરા કોમ માટે એક ઝમાન એવો હતો કે તેના લેખકો પોતાનાં નામ ઝાહિર કરવાથીબી થરથર ધ્રુજતા હતા ત્યારે તે ઝમાનમાં લેખકો ઉપર કેટલી બધી સખ્તી હોવી જોઇએ!

મતલબ કે અમારી ત્રીસ વર્ષની ઉમરમાં ૧૫ વર્ષ ગરીબી હાલતમાં ગુજાર્યા અને પન્નર વર્ષ થયા કોમ માટે ભોગ આપ્યો. એટલે ત્રીસ વર્ષ સુખની ઉંઘમાં અમો સુતા નથી.

ટળવળતા તુરાબની પ્રથમ આવૃતીઓ તૈયાર કરી આપવા માટે અમો મરહુમ ભાઇ અબદુલકાદર કુંડલાવાળાના હકમા માગ્ફીરત પાસે અદબના સાથે માગીયે છીએ કે બીન સ્વાર્થે કોમની સેવા બજાવવા માટે તેને આલા દરજામાં ચડાવો. અને એવણના બાલબચ્ચાં તથા ભાઇઓને કોમની દાજ માટે સુખી રાખો. નવા લેબાસમાં તેને સંગીન **ભાષામાં** લખી બીજી વખતે કોમના પાસે મુકવાનો ચાન્સ આપનાર **"એક કોમી લેખક"** નો પણ અમો ઉપકાર માનીએ છીએ.

આ લઘુ પુસ્તકમાં વાંચક વર્ગને સહમાન વીનતી કરવાની કે તેને તેઓ જોવાવાળી આંખોથી જુએ, અને સાંભળનારા કાનોથી સાંભળે તથા વિચારવાવાળા અંતઃકરણોથી વિચારે તથા સત્યાસત્યનો તોલ કરી અંતે આ અમુલ્ય બુકમાં કોમ ઉપયોગી સુચનાઓ હોય તો તેમને યોગ્ય લાગે તો કૃપા રાહે તેના ઉપર અમલ કરે અને બીજા ઓછી સમજના ભાઇઓને પણ સમજ પાડે એવી અમો માન સાથે અરજ કરીએ છીએ.

લી. કોમી સેવક,

**વોહરા ખાનભાઈ અમીજી.**

# ટળવળતો તુરાબ.



## નવા લેબાસમાં.

### નવા લેબાસમાં રજુ કરનારનો દીબાચો.

મારા મિત્ર મરહુમ એક કાઠીયાવાડી તે ભાઇ અબ્દુલકાદર લુકમાનજી કુંડલાવાળાના મુબારક હાથથી લખાએલી આ "ટળવળતા તુરાબ"ની વોહરા સંસારી વાર્તાની બીજી આવૃતી તેમાં ખાસ સુધારા વધારા કરવા સાથે વહાલા વાંચકો આગળ રજુ કરવાને હું ભાગ્યશાળી થયો તે માટે પાક પરવરદિગારના શુકરાના અદા કરવા સાથે પ્રસ્તાવનાના બે બોલ લખવાની રજા લઉં છું.

મરહુમભાઇ અબ્દુલકાદર કુંડલાવાળાએ આ નાનકડી વાર્તાનો પહેલો ભાગ હી. સ. ૧૩૩૪ માં અને બીજો ભાગ હી. સ. ૧૩૩૫ માં લખ્યો હતો. અને તે બેઉ ભાગોને તે જ સાલોમાં બાગે મુમીનના અધિપતિ સાહેબ મે૦ ભાઈ ખાનભાઇ અમીજીએ પ્રગટ કરી આપણી કોમ સમક્ષ રજુ કર્યા હતા.

મરહુમ ભાઇ અબ્દુલકાદર કુંડલાવાળાએ લખેલી આ નાનકડી વાર્તાના બેઉ ભાગો કેટલા બધા રસીક અને આપણા કોમી બિરાદરોને મનન કરવા જોગ હતા તે ઉપર વધુ ઉહાપોહ નહિ કરતા આપણા કોમી ચોપાન્યાઓએ તે બેઉ ભાગના અભિપ્રાય માટે જે શબ્દો ઉચાર્યા હતા તે જ તેની લાયકી માટે પુરતા છે એટલું કહીને જ હું આ તકે સંતોષ પકડીશ.

આ નાનકડી વાર્તાના બેઉ ભાગ જો કે અતિ રસિક અને સારા હતા તોપણ છેલ્લા દશમા પ્રકરણમાં તુરાબને સફરની હાલતમાં લાવી મૂકી તે પછી તે ક્યાં ગયો અને તેનું શું થયું વગેરે કાંઇ બાબતો જણાવેલ નહિ હોવાથી તે વાર્તા વધુ આગળ લંબાવવાની ઘણી જરૂર હતી એમ તેના ઘણા વાંચનારા સાહેબોને જણાયું હશે જ અને મને પણ તેમજ જણાયું હતું તેથી તે

વિષેની કેટલીક વાજબી સુચના હું મરહુમ ભાઇ કુંડલાવાળાને કરનાર હતો પણ તેવામાં મઝકુર ભાઇ આ ફાની જહાનથી એકાએક કુચ કરી ગયા અને મારી મનની ઉમેદ મનમાં જ રહી ગઇ એ ઘણી જ દીલગીરીની વાત છે: કાઠીઆવાડ જેવા અજ્ઞાન અને ગરીબ મુલકમાં કે જ્યાં આંગળીના ટેરવા ઉપર ગણાય એટલા પણ કોમી લેખકો હસ્તી ધરાવતા નથી એવા મુલકમાંથી મરહુમ ભાઇ રાજી જેવા મહાન લેખકની પછી ભાઇ કુંડલાવાળા જેવા ભવિષ્યમાં સારી આશા આપનાર લેખક એકાએક અદમ થઇ જાય એ ભારીમાં ભારી આફતજ કહેવાય. ખુદાતાઅલાની મરઝી આગળ આપણું કાંઈ ચાલતું નથી એટલે જે અમર બની ગયો તે ઉપર સબર કરવા સિવાય છુટકોજ નથી.

મરહુમભાઇ કુંડલાવાળાના ઇન્તેકાલ પછી આ નાનકડી વાર્તામાં વાજબી સુધારો વધારો કરી તેને નવેસરથી છપાવવાનો મારો કંઇક વિચાર હતો તેવામાં મહેરબાન બાગેમુમીનના અધિપતિ સાહેબ તરફથી મને તે કામ કરવાની ફરમાઇશ થઇ એટલે મને તો ભાવતું હતું અને વૈદે કહ્યું એ કહેવત જેવુંજ થયું.

વહાલા વાંચકો જાણતા હશે કે મરહુમ ભાઈ અબદુલકાદર કુંડલાવાળા એક કોમી લેખક હતા અને બાગેમુમીનના અધિપતિ સાહેબ ભાઇ ખાનભાઇ પણ એક કોમી લેખક છે. બલ્કે આગળ વધીને કહું તો કોમ માટે જાન તોડનાર છે અને તમારો સેવક પણ એક કોમી લેખક છે, એટલે કે એક કોમી લેખકના હાથે શરૂઆત થએલા કામની એક કોમી લેખકની ફરમાઇશથી એક કોમી લેખકના હાથેજ સમાપ્તિ થવા પામી છે. એ કાઠીયાવાડ જેવા ગરીબ અને પછાત પડેલા દેશના કોમી બિરાદરો માટે ફખર ખાવા જોગ બીના થઈ પડે તો તેમાં કાંઈ નવાઈ નથી.

મરહુમ ભાઇ કુંડલાવાળાએ આ વાર્તામાં આપણા કાઠીઆવાડી કોમી બિરાદરોમાં શરીઅત વિરૂદ્ધ મરણ પાછળ જે લખલુટ ખરચાઓ કરવાનો રીવાજ છે તેનો કંઇક ચીતાર કોમ સમક્ષ રજુ કરવા સાથે કન્યા વિક્રય

ઉપર પણ કંઇક અજવાળું પાડયું હતું તેમાં આ અદના લેખકે બીજાં ૧૦ થી ૧૧ પ્રકરણનો ઉમેરો કરી વાજબી ફેરફાર તથા સુધારા વધારા કરેલ છે એટલે કે "દા'ડા પાણીએ દાટ વાળ્યો" વાળાં પ્રકરણમાં કાઠીયાવાડી કોમી બિરાદરોમાં દા'ડા પાણીના બહાને જે જે બિદઅતો અને જે જે ખરાબીઓએ આવી ઘર ઘાલ્યું છે તેનો તથા તેનાં બીજાં પ્રકરણોમાં લાયક અને ચંચળ પણ ગરીબ અને નિરાધાર કોમી જવાનોને આગળ વધવામાં પડતી અનેક મુશ્કેલીઓનો અજ્ઞાન અને ફીસીયારીખોર બડેખાં-ઓના દાવાદાવાનો, કન્યાવિક્રયનો, કન્યાવિક્રય કરનારાના બુરા અંજામનો તથા કાઠીયાવાડી બિરાદરોમાં મરણપરણના કારજોમાં શક્તિ હોય કે ના હોય તોપણ જમણો કરવાના ભારે અભખરાઓ વગેરે બાબતનો જે જે અનુભવ આ અદના લેખકને થયેલ છે તેનો બની શકતો ચીતાર કોમી બિરાદરો સમક્ષ રજુ કરવાની આ વાર્તામાં કોશીશ કરવામાં આવી છે જે કેટલે દરજ્જે ફતેહમંદ નીવડી છે તે તો વહાલા વાંચકો તથા કદ્રદાન કોમી બિરાદરોના અભિપ્રાય ઉપર જ છોડીશું.

આપણે જાણીએ છીએ કે દરેક બાબતને કાળી અને ધોળી એમ બે બાજુઓ હોય છે. એ ધોરણ મુજબ આ વાર્તામાં કાળી બાજુ સાથે વાર્તાના મૂખ્ય નાયક તુરાબની ચંચળતા નેકનીયત શેઠ મુહસેનુલ કોમની તથા તેવણના પાસબાન શેખુલફાઝીલની કોમ તરફની ઉંડી લાગણી તથા હસનઅલી શેઠની હમદર્દી અને ઝમાનાની ઠોકરો લાગવાથી તુરાબના કાકા અબરામની પાછલા વકતમાં બદલાએલી વલણ વગેરે બાબતો આ વાર્તાની ધોળી બાજુનો ચિતાર રજુ કરે છે, એમ વહાલા વાંચકોને જણાયા વિના રહેશે નહિ.

મરહુમ ભાઇ કુંડલાવાળાએ લખેલાં શરૂઆતનાં પ્રકરણોમાંબી વાજબી સુધારો વધારો અને ફેરફાર કરવા સાથે આ વાર્તામાં બીજાં ૧૦ થી ૧૧ પ્રકરણોનો વધારો કરવામાં આવ્યો છે એટલે વહાલા વાંચકોને તે એક નવી જ

નવલકથા છે એવો કદાચિત ભાસ થશે. તોપણ મારે આ તકે જણાવવું જોઇએ કે આ વાર્તાનો પાયો મરહુમ ભાઇ કુંડલાવાળાના હાથે જ નંખાયો છે અને તેની ઉપર જ મુજ હકીરે ઇમારત ઉભી કીધી છે એટલે આ વાર્તા જો કંઇક રસિક યા સારી જણાય તો તેનું સઘળું માન મરહુમ મારા મિત્ર ભાઇ કુંડલાવાળાને જ ઘટે છે, એમ મારે મુક્ત કંઠે કબુલ કરવું જોઇએ.

આજ સુધીમાં મને થયેલા અનુભવ ઉપરથી જણાવવાની રજા લઉં છું કે આ વાર્તાના નાયક ટળવળતા તુરાબની જેમ ઘણા વગસગ વગરના ગરીબ અને નિરાધાર વોહરા જવાનો દુ:ખમાં સબડી પોતાની જીન્દગી જેમ તેમ પૂરી કરે છે તેવાઓની તરફ જો આપણા આગેવાનો તેમ જ કોમી શ્રીમંતો હમદર્દી બતાવી હાથ પકડી તેઓને બહાર ખેંચી કાઢે તો તેઓ ભવિષ્યમાં સારૂં નામ કાઢે તેમ છે, કેમકે એક ગુજરાતી કવિ કહે છે કે:—

દોહરા.

મોટા જણની મેહેરથી, ગરીબ કરે છે ગેલ;
કાએમ ફૂલે છે ફળી, ચડી વાડ પર વેલ.

તેજ પ્રમાણે એક ઉરદુ કવિ પણ ગવાહી આપે છે કે,

બહોત હમમેં ઓર તુમમેં, જવહર હેં મખફી:
ખબર કુછ ન હમકો, ન તુમકો હય જિનકી.
અગર જીતેજી કુછ, ન ઇનકી ખબર લી;
તો હોજાયંગે મિલકે, મિટ્ટીમેં મિટ્ટી.
યે જવહર હય હમમે, અમાનત ખુદાકી;
મબાદા તલફ્હો, વદીઅત ખુદાકી.

આ વાર્તા વાંચવા પછી આપણા કોમી આગેવાનો, શ્રીમંત શેઠીયાઓ, વગેરે સાહેબોનું ધ્યાન કોમના ગરીબો, યતીમો, લાચારો, દુ:ખીયાઓ વગેરે તરફ ખેંચાશે અને તેના શુભ પરિણામે તેઓને મદદ કરવાની કોઇ યોજના

હાથ ધરવામાં આવશે તો આ મારા કામનો પૂરતો બદલો મળી ગયેલો હું સમજીશ.

વહાલા વાંચકો જાણતા હશે કે દુન્યાના બીજા દેશો સાથે સરખાવતાં કેળવણી અને હુનરકળામાં આપણું હિન્દ ઘણું પાછળ છે. તેમાંએ આપણો ગુજરાત પ્રાંત તો હિન્દના બીજા ઇલાકા કરતાંએ વધારે પછાત છે છતાં આપણે જાઇએ છીએ કે ગુજરાતમાં વસતી બીજી તમામ કોમોમાં આલા દરજાના (ઉત્તમ પંકતી)ના ઘણા લેખકો હસ્તી ધરાવે છે જ્યારે બીજી બાજુ ઘણીજ દીલગીરીથી લખવું પડે છે કે આવા જાગૃતીના ઝમાનામાં આપણી વોહરા જેવી વેપારી ગણાતી કોમમાં ગણ્યા ગાંઠયા લેખકોબી નઝરે પડતા નથી. જો કે મારે કબુલ કરવું જોઇએ કે આપણી કોમમાં કેટલાક સારા લેખકો હસ્તી ધરાવે છે પણ તેઓ આસપાસના વહેમી તેમજ અજ્ઞાન વાતાવરણમાં સખ્ત રીતે ઘેરાઇ ગએલા જણાય છે તેથી તેઓ એવું જ માની બેઠા છે કે "ફલાણો આગળ પડે તો હું પડું અને ફલાણો આમ કરે તો હું કરૂં" તેવાઓને આપણે એક ઉરદુ શાઇરના બોલોમાં જ કહીશું કે:—

**કબતક ડટે રહોંગે બુતોંકી ગલીમે રિન્દ**
**તલવાર ખીંચો ભીડ છટે રાસ્તા મિલે.**

આ વાર્તા લખવામાં મારા કેટલાક ખાસ મિત્રો અને સાચા સલાહકારોએ જે અવારનવાર વાજબી સુચના તથા કીમતી મદદ આપી મને ઉત્સાહીત બનાવ્યો છે તેઓનો તથા મારા એક શિષ્યે (**સાગરીદ**) તે રફ કાપી ઉપરથી સારા અક્ષરોથી લખી આપવાની જે બારે મદદ કીધી છે તેનો આ તકે દીલોજાનથી ઉપકાર માનું છું.

આ વાર્તા લખવી શરૂ કરી ત્યારથીજ મારો વિચાર એવો હતો કે તે બાગેમુમીનના ગ્રાહકોને ફ્રી (મુફ્ત) હદીયા તરીકે વેચવી. પણ વાર્તા

ધારવા કરતાં મોટી થઇ જવાથી તે કામ મારાથી થઇ શકશે યા નહિ તેની મુંઝવણ થઈ પડી હતી મગર તે કામમાંબી મારા ઉપર જણાવેલા ભલા મિત્રોએ તેમજ બીજા કેટલાક કોમી ખેરખાહોએ તે કામમાં થઇ શકતી મદદ કીધી છે જે માટે તે સઘળા મહેરબાનોનો બી ઉપકાર માનવો એ હું મારી ફરઝ સમજું છું અને તે સાથે જણાવવાની રઝા લઉં છું કે, આજ પ્રમાણે તમામ સમજુ હમદર્દ અને સાહિત્યના શોકીનો બી કોમી લેખકો અને કોમી સાહિત્યને થઇ શકતી મદદ આપી આ ફાની જહાનમાં પોતાની નામના અમર કરવા સાથે કોમી બિરાદરોમાં સારો દાખલો બેસાડશે.

આખરે સેવકના રહેઠાણ દરમીયાન તથા આ વાર્તા છપાણી તે છાપખાનાના દરમીયાન ઘણું અંતર રહેલું હોવાથી પ્રુફ તપાસવાનું બની શક્યું નથી તેથી તેના પ્રુફોમાં અથવા તો વાર્તાના વળા ગોઠવવામાં નઝર ચુકના લીધે અથવા તો સેવકના અધુરા જ્ઞાનના લીધે કાંઇ ભૂલચુક રહી ગઇ હોય તો તેની માફી ચાહી આ દીબાચો ખતમ કરવાની રઝા લઉં છું.

તા. ૧-૧૧-૧૯૨૧

લી. દાઉદી.

# મૂળ લેખકનો દીબાચો.

આજે જમવા જવાનું છે કે? આજે નહિ તો કાલે જવાનું હશે કારણ કે આપણી કાઠિયાવાડી વોહરા કોમ જો કે ઘણી નબળી અને નાની છે પણ પરણ કરતાં મરણનાં જમણો જમાડવામાં તે શુરી છે-હોવી જ જોઇએ. સબબ કે તેમાં ઇજ્જત વાખવાખી ભલેભલે અને મોટાઈ સમજે છે અને આવી તસુવ્વુર (સમજણ) હોવાનું કારણ કેળવણીની કોતાહી છે.

ખાસ કાઠીઆવાડ જ કહેવાય એવાં ગામો જેવાં કે ભાવનગર, મહુવા, કુંચર, રાજુલા, કુંડલા, ચલાળા, ધારી, બગસરા, અમરેલી, લાઠી, ચીતળ. બાબરા, જસદણ અને એવાં જ કાઠીઆવાડનાં બીજાં મોટાં શહેરો જેવાં કે ધોરાજી, ગોંડળ, પોરબંદર, જેતપુર, વિગેરેમાં છે કોઈ વોહરા જવાન યુનીવરસીટી B. A. કે M. A. ની પરીક્ષામાં પાસ થએલો એક પણ? નથીજ. શું કામ હોય? જમણમાંથી ફુરસત મળતી નથી. જમણના ખર્ચમાંથી કેળવણી માટે પૈસા ફાઝલ પાડી શકાતા નથી. એક ગામમાં આજે સૈયદના હાતિમ સાહેબનો ઉર્સ છે તેની જમાઅત છે તો બીજા ગામમાં વરસીનું જમણ છે તો ત્રીજા ગામમાં આતું મરણ હોય ત્યારે તો મગ ચાવલ અને ધારે ઘી હોય તો જારથનું જમણ દીપે તો ચોથા ગામમાં છમાસી તો છટે દીજ વાળે છે હેં ઓ...? અને એવીજ રીતે જમણોની મારામારી ચાલે છે. શક્તિ હોય કે નહી એ સવાલજ નથી. અધુરી કેળવણીના આ પ્રતાપ છે. જો દીની અને દુન્યવી ઉંચી કેળવણી મળે, સારા મદરેસાઓ અને બોર્ડીંગો ખોલવામાં આવે તો એક જ દસકામાં કાઠીઆવાડી કોમી બિરાદરોની અતિ ઉત્તમ હાલત થઇ જાય પણ એ સઘળું માથે ઉઠાવે કોણ? કાં તો દીની સરકાર અને કાં તો કોમનો કેળવાએલ પૈસાદાર વર્ગ. ગરીબ માણસોથી શું બને? કાઠીઆવાડીઓ નાગા

ભુખ્યા નથી, સુખે રોટલી ક્રામી ખાય છે પણ એકાદ 'વરો' (શાદી ગમીના જમણ કરવાનો વખત) આવે તો જે હોય તે તણાઈ જાય અને તંગદસ્તીમાં આવી પડે અને તેથી દીકરીઓના પૈસા લેવાનું સૂઝે. કેળવણી હોય તો વેપારમાં વધુ ઝીપલાવે અને તેથી બે પૈસા વધે તો છોકરીઓના પૈસા લેવા લલચાય નહિ.

એક પણ કાઠીયાવાડી વકીલ બેરીસ્ટર નથી કારણ કે એટલી કેળવણી આપવાની ગુંજાશ નથી. તદન નજીવું કોર્ટ કે દરબારી કામ હોય તો બીજી કોમ તરફ મોહતાજ થવું પડે છે. આ નાની વાર્તામાં કાઠીયાવાડી વોહરા બિરાદરોની જમણ વિશેની કેવી સ્થિતિ, રૂઢી અને વહેમ છે, તે સહજ સમજાશે અને એ રૂઢી, વહેમ અને સ્થિતિ સુધારવાની કોમના સારા કહેવાતાઓની ફરજ નથી? એથી વધુ ઉત્તમ અને સવાબનું બીજું કયું કામ તેઓ કરી શકવાના છે? મરહુમ સર આદમજીના મદ્રસામાં ૭૫ ટકા કાઠીયાવાડી છોકરાઓ હતા. આજે એ મદ્રસામાં શીખેલાઓમાંથી કેટલાકોએ સારી નામના મેળવી છે પણ આજે કાઠીયાવાડીઓ કયાં જઈ કેળવણી લે? જવાબ મળે કે બુરહાનપુરમાં હકીમીયા હાઈસ્કુલમાં પણ વરસ દહાડે કમમાં કમ સવાસો રૂપીયા એક બાળકપર ખર્ચ કરવાની શક્તિ હોય તો ત્યાં જવાય અને કાઠીઆવાડીઓ બસો અઢીસોમાં તો આખા કુટુંબ સાથે વરસ દીવસ કાઢી નાંખે અને તેથી બુરહાનપુર બહુ છેટું થઈ પડે. ભાવનગર, અમરેલી કે જયાં હાઈસ્કુલ છે ત્યાં બોર્ડીંગ ખોલવામાં આવે તો કાઠીઆવાડીઓ કંઇક વધારે પ્રમાણમાં કેળવણી લઈ શકે. કાઠીઆવાડના કમ નસીબે કોઇક આમીલની આપખુદીથી કે 'વેણના વાંધા' માટે મદ્રસો બંધ પડી જાય છે. કોઈક હમદર્દ આમીલ આવે છે અને મદ્રસા પોતાના ઇલાકાના ગામમાં ચાલતો કરે છે તો પોતાના વતનના જ કાચી ઉમરના છોકરવત મુલ્લા તેડાવી દે છે અને એ મુલ્લાના કબજામાં બાળકો રહેતા નથી. અને મદ્રસો લાંબો વખત ટકતો નથી અને તેથી ચાર છ માસ કે વરસ એકમાં બાળકો કલામે શરીફ શીખી

શકતા નથી અને ગુજરાતી એકાદી ચોપડી વધુ શીખી શકે છે એ પણ ગુમાવે છે.

કાઠીઆવાડીઓની કદર કરવાની ઓછી શક્તિ, અજ્ઞાનતા અને તેથી હુંપદ (અહંકાર)ના લીધે તેઓ પોતાના ગામના મદરેસા માટે ન તો કોઈ કમીટી મુકરર કરે છે અને ન તો કોઈ મદરેસા માટે ઝરાતરા પૂછપરછ કરે છે. મતલબ કે તે ખાતું જેમ ચાલે તેમ ચાલવા દે છે. આથી કંઈ એમ સમજવાનું નથી કે કાઠીઆવાડી બિરાદરો ન જ કેળવી શકાય એવા ભેજાવાળા છે, ના. સારી કેળવણી મળી હોય તો તેઓ ઘણું સારૂં કરી બતાવવાની ખુબી ધરાવે છે અને એટલા માટે જ આપણી દીની સરકાર અથવા તો કોઇ પૈસાદાર સાહેબ કાઠીઆવાડમાં થોડાક આલાદરજાના બોર્ડીંગ હાઉસ મદ્રસા ચાલુ કરે તો ગરીબ કાઠીયાવાડી બિરાદરો ઉપરથી અજ્ઞાનતા (જહાલત)નો કાળો ડાઘ તરતમાં જ ધોવાઇ જાય તેમ છે.

અરે આપણી કોમમાં ફક્ત મુંબઇ નગરીમાં જ એવા અનેક ઉદાર ગૃહસ્થો હસ્તી ધરાવે છે કે જો આપણા નામદાર દીની સરકાર સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબ ઝરા હુકમ ફરમાવે તો એક આંખના મીચકારામાં રૂા. લાખ બે લાખ જમા થઇ જાય તેમ છે. ફક્ત લબ મુબારક હલાવવા-ની જ વાર છે. પાકપરવરદિગાર કરે અને એ ઉમેદ પૂરી થાય.

વાંચનાર બહુ થઇ 'ખેતર કરતાં રાંપ લાંબી' એ કહેવત મુજબ વાર્તા કરતાં પ્રસ્તાવના લાંબી લાગતી હશે અને તેથી બસ.

**એક ખુલાસો**—તમારો સેવક અને વહોરા ઉદયમાં કાઠીયાવાડીના તખલ્લુસથી 'આપવીતી' લખનાર જુદા છીએ.

સપ્ટેમ્બર ૧૯૧૫ ઇ. સ.
જીલકાદ ૧૩૩૩ હી. સ.

લી૦ એક કાઠીયાવાડી તે મરહુમ
**અબદુલકાદર લુકમાનજી**
કુંડલાવાળા.

# બીજી આવૃતિનો દીબાચો.



આ ટળવળતા તુરાબની બુકને નવા લેબાસમાં પ્રકટ થવાને વાતવાતમાં પાંચ વરસ પસાર થઈ ગયાં છે. જે વખતે તે બુક પ્રકટ થઇ ત્યારે આ સેવકને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હતો કે પાંચ વરસની મુદ્દત બાદ તેની બીજી આવૃત્તિ પ્રગટ થઈ શકશે. પણ પાક પરવરદિગારની કુદરત ન્યારી છે. તે ઘડીમાં અશકય વાતને શકય અને શકય વાતને અશકય બનાવે છે. એ આપણે અવારનવાર નઝરો નઝર જોઇએ છીએ કારણ ફકત થોડા વરસની આગળ જ કોણ જાણતું હતું કે તુરકી જેવી ઝબરદસ્ત સત્તા કે જેના હાથમાં ધારમિક ખેલાફતની તથા દુન્યવી બાદશાહતની સત્તાઓ હતી. તે નીસ્તો નાબુદ થઈ જશે અને તેજ મુજબ એવું કોણ જાણતું હતું કે ઝારશાહીની જગ્યાએ બોલશેવીઝમ સત્તા ઉભી થઇ જશે? જ્યારે જગતમાં કુદરતની આવી મહાન ઉથલપાથલો ચાલી રહી છે તો તેજ કુદરત આ નાનકડાં પુસ્તકને બીજી આવૃતિમાં જાહેર થવાનો જોગ કરી આપે તો તેમાં કાંઈ નવાઈ નથી.

આ પાંચ વરસની મુદ્દતમાં આપણી કોમમાં પણ ઘણી ઉથલપાથલો અને ઘણા બીજા બનાવો બની ગયા છે પણ તે ઉપર ઉહાપોહ કરવાનું આ સ્થાન નથી તો પણ આટલું કહ્યા વિના નથી ચાલતું કે પાંચ વરસની વાતપર કોમમાં જે ધાર્મીક ઝનુનતા તથા જહાલતનું ઝોર હતું તે કેટલેક દરજે કમી થઈ ગયું છે. અને આપણે આશા રાખીશું કે થોડાજ વકત બાદ "ઘીઇના ઠામમાં ઘીઈ પડી જશે," એટલે કોમી લેખકો પોતાના ખુલ્લા નામઠામ સાથે કોમી અવાઝ પબલીકમાં ઝાહીર કરવાને ભાગ્યશાળી થશે.

આપણા કોમી બિરાદરોમાંના કેટલાકો એવું માની બેઠા છે કે આપણી કોમને લગતી નોવેલો યા વાર્તાઓ લખાવી નાજ જોઇએ કારણકે એતો કોમના ફજેતાઓ છે. આવી દલીલો કરનારાઓને આપણે સાફસાફ શબ્દોમાં પુછીશું કે દુન્યાની દરેક કોમ અને મઝહબવાળાના રીત રિવાજોને લગતી નોવેલો અને વારતાઓ પ્રગટ થાય છે તો પછી આપણી કોમને લગતી તેવી વારતાઓ અને નોવેલો શા માટે પ્રગટ ના થાય. એ ન સમજી શકાય તેવી દલીલ છે. શું આપણી કોમમાં કોઇ જાતનો સડો યા બદીએ આવી ઘર નથી ઘાલ્યું ? દરેક સમજુ બિરાદર તેનો જવાબ હકારમાં આપશે તો પછી એવી બાબતનો ચિતાર નોવેલ યા વારતા મારફતે શા માટે ઝાહીર ના કરવો ? પણ તેમ કરવા જતાં આપણા પવિત્ર ધારમીક રિતી રિવાજો ઉપર તથા આપણા ધારમીક વડાઓની પવિત્ર ચાલ ચલણ ઉપર અણઘટતી ટીકા કરી મહાન પાપ વહોરી લેવાથી બચવાની પુરતી સંભાળ રાખવીજ જોઇએ. પણ ત્યારે આ નોવેલમાં જ આમીલોના છડે ચોક ટીકા કરવામાં આવ્યા છે તેનું કેમ ? એવો કોઇ સાહેબ સવાલ કરે તો તેને સાફ સાફ શબ્દોમાં જણાવીશું કે આજ કાલના ઘણા ખરા આમિલોની ચાલચલણ તદન બગડી ગઇ છે. એવો આ અદના લેખકને ઘણી જગ્યાએ અનુભવ મળેલ છે તે ઉપરથીજ આ નોવેલમાં તે બાબતો એવા હેતુથી રજુ કરી છે કે કોમના આગેવાનો આમીલોની ચાલ ચલણ સુધારવાની કંઇક હિલચાલ કરે. આ તકે અમારે ભાર મુકીને કહેવું પડે છે કે જો કોમના આગેવાનો તેવી કોઇ હીલચાલ નહિ કરે તો આપણા આમિલોની હાલત હિન્દુઓના મહારાજો જેવી થઇ પડશે તેમાં ઝરાએ શક નથી.

આ નોવેલની બીજી આવૃતિ પ્રગટ કરવાનું સઘળું માન એક ઉધરતા અને કેળવાએલા કોમી જવાન કે જે કોમી હાજતો તરફ ઘણોજ વલવલો ધરાવનાર છે તેનેજ ઘટે છે. અને તેટલા માટે જ આ અદના લેખકને તેવણનું નામ ઠામ પબલીકમાં ઝાહિર કરવાની ઘણી ઇચ્છા છે

મગર હજી કોમી વાતાવરણ જોઇએ તેવું સુધર્યું નથી. તેથી જ મારે તથા મજકુર કોમી જવાનને પડદા પાછળ છુપાઇ રહેવું પડે છે. એ ઘણી દીલગીરીની વાત છે.

દુન્યાના બીજા દેશો સાથે સરખામણી કરતાં સાહિત્યને ઉત્તેજન આપવામાં આપણો દેશ ઘણો જ પાછળ છે તેમાં ખાસ કરીને આપણી વોહરા કોમ તો સૌથી વધારે પાછળ છે તેથી જ આપણા સમજુ શ્રીમંત બિરાદરો આવાં કોમી પુસ્તકોની અમુક અમુક નકલો પોતા તરફથી વકફ કરી કોમમાં મુફત (ફ્રી) વેંહચવાની મહેરબાની કરશે તો કોમને તથા કોમી સાહિત્યને ઘણો જ લાભ થશે એમાં કાંઇ શક નથી.

આખરે આપણા સુજ્ઞ વાંચકો તથા સમજુ શ્રીમંત બિરાદરોનાં ઉત્તેજનના પ્રતાપે આવાં સેંકડો પુસ્તકો પ્રગટ થાય એવી દોઆ સાથે ખતમ કરવાની રઝા લઉં છું.

તા. ૧-૪-૨૭ }

લી૦ નવા લેબાસમાં રજુ કરનાર,
દાઉદી.

# અનુક્રમણિકા







નવા લેબાસમાં

# ટળવળતો તુરાબ.

## પ્રકરણ ૧ લું.

### તુરાબના પીતાનું મરણ.

"પા...ણી..."

લગભગ રાતના દસ વાગ્યાનો વકત હતો તોપણ ગામમાં તો સઘળી જગાએ શાંતી ફેલાઈ ગઈ હતી કેમકે મુંબઇ જેવાં મોટાં શહેરોમાં જેમ હંમેશા આખી રાત અને આખો દહાડો દોડધામ અને ધમાલ ચાલુ રહે છે તેવું કાંઈ કાઠીયાવાડમાંના નાનાં નાનાં શહેરો તથા ગામડાઓમાં હોતું નથી. કાઠીયાવાડમાંના ગામોમાં તો આઠ નવ વાગ્યામાં સઘળું સુનસાન થઈ જાય છે.

તેમાંએ વળી આપણી અભણ અને ખાવાપીવામાં મસ્ત તેમજ પોતાની શક્તિ કરતાં કંઈક વધુ એયાશી કરનારી આપણી વોહરા કોમ તો જલ્દી જલ્દી સુઈ જાય તેમાં કાંઈ નવાઈ નહિ; આમ હોવાથી જ આપણી વાર્તાના કાઠીયાવાડના નાના ગામડામાં દસ વાગ્યામાં તો લગભગ અરધી રાત થઈ ગઇ હોય તેવું જોવામાં આવતું હતું. આ વકતે એક સાદા ઘરમાં એક સાદા ખાટલા ઉપર એવા જ એક સાદા બિછાવેલા બિછાનામાં એક બિમાર પડ્યો હતો, તેણે પાણી માગ્યું.

આ બિમારની પાસે તેની સ્ત્રી કે જેણીનું નામ અમતુલ્લાહ બાઈ હતું તે તથા તેની બાળ વિધવા દીકરી માણેક બાઈ વગેરે બે જણીઓ

બેઠી હતી અને થોડે દૂર 'તુરાબ' નામનો તેનો આશરે પંદર વરસનો દિકરો બેઠો હતો.

તુરાબની બેન માણેકની ઉમર આ વકતે લગભગ ૧૩ વરસની હતી, તેણી વિધવા થવાને એક વરસ થવા આવ્યું હતું.

"આ પાણી લ્યો," બિમારની સ્ત્રી અમતુલ્લાહ બાઇ કે જેને હવે આપણે અમતુના સાદા નામથી જ ઓળખશું તે પાણી લાવી બિમારને આપતાં બોલી.

બન્ને જણીએ મુશ્કેલીથી બિમારને બેઠો કર્યો અને પાણી પાયું. "યા અલી, યા અલી," પાણી પીતાં પીતાં શ્વાસ ચડી જવાથી વસમું લાગવાથી ધીમે ધીમે તે બોલ્યો અને આંખો વીંચી મહામહેનતે જેમ તેમ સુઇ ગયો.

તે બિમાર તુરાબના પિતા હકીમભાઇની ઉમર લગભગ ૬૦ સાઠ વરસની હતી, અને વૃદ્ધાવસ્થાને લીધે છેલ્લા ૭ માસથી તેની તબીયત લથડી ગઈ હતી, અને તેમાંએ હાલમાં એક અઠવાડીઉં થયાં તો તે ભયંકર હાલતમાં આવી ગયો હતો. તેની ગરીબ અને ભલી સ્ત્રી બિચારી અમતુ તેની સારવાર માટે ઉજાગરા પર ઉજાગરા કરતી હતી.

તુરાબ અત્યારે અંગ્રેજી બીજા ધોરણમાં હતો, જેની પરિક્ષા નઝદીકમાં થનાર હતી.

તુરાબ ઘણો ચાલાક અને હૂશીયાર છોકરો હતો. હંમેશાં તે રાતના અભ્યાસ કરી નવ દસ વાગ્યા સુધી તે પોતાના બીમાર પીતાની પાસે બેઠતો, મગર આજનો રંગ કંઇક ન્યારો હતો.

"તુ...રા...બ" વૃદ્ધ બિમાર વીંચાયેલી આંખો રાખીને બોલ્યો. "જી, બાવાજી શું કહો છો ?" પાસે આવી ધીમેથી તેણે પૂછયું. જે અંગ્રેજી નિશાળમાં તુરાબ જતો હતો તે ગામડામાં નહોતી પણ ત્રણ માઇલ છેટે આવેલાં એક શહેરમાં હતી. તુરાબ સવારમાં નવ વાગ્યે જમીને ત્યાં જતો

હતો અને સાંજે પાછો ઘેર આવી જમતો અને પરિક્ષાના દિવસોમાં કોઇ કોઇ વાર ઘેર મોડો આવતો. આજે પણ તેમજ બન્યું હતું. આજે હંમેશ કરતાં વધારે થાકી ગયો હતો, તોપણ તે બિછાને નહિ જતાં પોતાના પાળક પિતાની ગંભીર હાલત જોતો દૂર બેઠો. એને આજે નિંદ આવતી નહોતી. અને જ્યાં પોતાના વહાલા પીતા ગંભીર હાલતમાં હોય ત્યાં નિંદ હોય જ શાની? તે બિચારો એકદમ ઉંડા વિચારોમાં મશગુલ થઈ ગયો હતો, અને પોતાની ભવિષ્યની હાલતનો વિચાર કરતો કરતો છાનો છાનો આંસુઓ ટપકાવતો હતો, એવામાં તેના બાવાજીના અવાજથી ચોંકી જઇ તેની પાસે ગયો. બિમારે પોતાની આંખો વીંચાએલી રાખીને હાથ પહોળા કર્યા અને ધીમેથી બોલ્યો.

"બેટા આવ, જરા મારી પાસે આવ."

તુરાબનું હૃદય હાથ રહ્યું નહીં, તેણે કંઇક બોલવાનું મન કર્યું પણ ગળગળો થઇ ગયો તેથી કાંઇ બોલી શકયો જ નહિ, અને ખૂદ પોતાની હાલત ભૂલી જઇ પ્યારા પિદરના હાથમાં ધીમેથી તે જઈ પડ્યો.

"બેટા મારી દેહનો મને કાંઇ ભરોસો લાગતો નથી, ફજર તો ખુદા બતાવે."

દીકરા તું ભણેલો ગણેલો અને ડાહ્યો છે તેથી હું સુખેથી મરૂં છું. જો કે ઝીંદગીની છેલ્લી ઘડી સુધી ઇન્સાનની આશાના અંકુરો ફૂટયા કરે છે એ ધોરણ મુજબ મનેબી તારી શાદીની ખુશાલી જોવાની ઘણી ઉમેદ હતી પણ તે પાર પડી નહિ. વહાલા બેટા તારી માતાને સંભાળજે અને ——— " વધારે બોલવાથી તેનો શ્વાસ ચડી ગયો અને તેથી તે એકદમ નાતવાન થઈ ગયો હતો તોપણ ફરઝંદ તરફના ઉભરી આવેલા પ્યારથી કુદરતી આવેલા કુવ્વતને લીધે તેણે તુરાબને ઝોરથી પકડી રાખ્યો અને શ્વાસ ધીરો પડવાથી તુરાબને તે ચુંબન લેવા લાગ્યો અને પાછું બોલવું શરૂ કર્યું.

"બેટા તુ બાપ વિનાનો થનાર છે પણુ હિમત રાખજે અને હંમેશા બદીથી દૂર રહેજે અને નેકીની સાથે થજે."

આ પછી તે પોતાની સ્ત્રી તરફ ફરીને બોલ્યો, "બચ્ચાઓની સંભાળ રાખજે. મારી પાછળ હું કાંઈ દૌલત કે જાગીર મૂકી જતો નથી માટે હર હાલ ધ્યાન રાખજે અને મારા ઘરમાં જો તું કંઇ દુઃખી થઈ હોય તો ખુદા અને ખુદાના રસુલ વાસ્તે માફ કરજે." બિમારનાં આ વચનો સાંભળીને અમતુની આંખોમાં તો એકમાં શ્રાવણુ અને બીજીમાં ભાદરવા જેમ આંસુઓની ધારા ચાલી રહી હતી. પુરુષ વર્ગ જ્યાં અભણુ હોય ત્યાં સ્ત્રી બિચારી શું જાણે ? તુરાબની માતા અમતુ જેમ તેમ ગમનો ડુચો ગળીને બોલી.

"નહિ, નહિ, હુ કાંઈ દુઃખી થઈ નથી. તમે અત્યારે એવું ના બોલો, મારૂં માફ કરજો." તેણી હજી વધુ બોલવાનું કરતી હતી પણુ બોલી શકાયું નહિ અને તેથી હૃદય ફાટ રોવા લાગી, આખર તો બિચારી એક સ્ત્રીજને. બિમારને એકદમ શ્વાસ થઈ આવ્યો અને છાતી ઘરર ઘરર બોલવા લાગી અને આખરે રાત્રીના એક વાગ્યાને શુમારે તેના શરીર રૂપી ફાનસમાંથી રૂહ રૂપી બત્તી બુઝાઈ ગઈ.

"યુદરીક કોમુલ મૌત વલવ કુન્તુમ ફી બોરૂજીમ મોશંયદતીમ."

કુરાન શરીફ.

**અર્થ**—"મઝબુતમાં મઝબુત કિલ્લામાં અગર તમે હશો તો ત્યાંથી પણુ મોત તમને હાથ કરી લેશે."

ગુજરાતના એક કવિએ પણુ ખરૂં જ કહ્યું છે કે,

**દોહરો**

પડ્યું જગત વશ કાળને, કેડા મો'ર જનાર;
ઘંટીને ગાળે પડ્યા, દાણા લોટ થનાર.

—⁂—

# પ્રકરણ ૨ જું.

## મરતું જાય અને મારતું જાય.

તુરાબના પીતાના મૈયતને નવરાવી ધોવરાવી દફનાવવા કબ્રસ્તાનમાં લઈ ગયા.

કબ્રસ્તાનમાં એક તરફ કબર ખોદાઈ રહી છે, તેની પાસે પોતાના મુરબ્બી પાળક વહાલા પીતાનો મીઠો છાયો ઉડી જવાથી ગરીબ બીચારો તુરાબ ગમગીનીના દરીયામાં ગર્ક થઈ પોતાની મુસીબતો માટે મનમાં ટળ-વળતો તુરાબ (મટ્ટી) પર બેઠેલો છે અને બીજી બાજુ એક ઝાડના છાંયા નીચે કપડુ બિછાવી વાલીમુલ્લા, ગામના બીજા એકાદ બે મુલ્લાઓ તથા એકાદ બે બુઢાઓ ધીમે અવાજે ગપ્પા સપ્પા મારી રહ્યા છે, તો બીજા ભાઇઓ ત્રણ ત્રણ ચાર ચારના જથ્થામાં જુદીજુદી જગ્યાએ બેસીને યા તો ઉભા રહીને વાતોના તડાકા મારી રહ્યા છે.

“કાં, આજ તો તુ હાથ મારવાનો? કેમ ના હોય, તારા ગળઢા (ઘરડા) મોટા બા હતા ને?” તુરાબના કાકાના દીકરાને તેના એક સોબતીએ પૂછ્યું.

“અરે શું હાથ મારવાનો, મારૂં કપાળ, ખાવા ધાન કયાં છે અને વળી પેલી મારી કાકી અમતુ કેવી જબરી છે તે બે પૈસા હશે તો કાઢશે નહિ અને ખરચવા દેશેએ નહિ.” તુરાબના કાકાના દીકરાએ બળાપો ઝાહેર કીધો.

કાઠીયાવાડીઓના કમનસીબે કેળવણીની કોતાહી (અછત) હોવાથી કબ્રસ્તાનમાં આ મુજબ વાતો થાય તેમા શું નવાઈ? નહિ તો કાકાનો દીકરો આમ બોલે? અને બીજે ઠેકાણે કેટલાક અક્લના ઓથમીરો અડસટો કાઢતા હતા તેતો ઝરા જુઓ.

“કાં જારથની જમાઅત તો કરશે કે કેમ?” એકે મંગળાચરણ કીધું.

“ત્યારે શું બિચારાને ઢોરની જેમ હરડી કાઢશે.” બીજાએ બળતરા કાઢતાં જવાબ આપ્યો.

"પણ બિચારા પાસે છે શું કે જારથ કરે અને વળી આજની મોંઘારત તો જુઓ પછી જમણની વાતો કરો."

એક જમણના ભોગે પાયમાલ થઈ જનારાએ દયા ખાતાં જણાવ્યું.

"હવે બેસ બેસ, શું છે, શું શું કરે છે અરે કંઈ નહિ તો બૈરી પાસે ૫૦ થી ૬૦ રૂપીયાનો સાલો પોલો દાગીનો હશે અને વળી કંઈ નહિ તો રૂા. ૮૦૦ થી ૯૦૦ નું ખોરડું (ઘર) છે, તે શું આગ લગાડવાના છે? કે જારથ પણ નહિ કરે. એક જમણનો હિમાયતી ઘરાંપરાં કરી ઘરતી ધ્રૂજાવતો બોલ્યો.

"અરે બિચારો આખી જીંદગી વૈતરાં કરી કરીને મરી ગયો છે. તે શું કંઈ સાથે લઈ ગયો છે કે જારથે નહિ કરે? અને વળી આ અભરામ-ભાઈ મરનારના ભાઈ તે નાતના શેઠ અને વળી પટેલ છે તેથી જો તે જારથ દાડો વગેરે નહિ કરે તો નાતમાં ઉચું મોઢું કરી ચાલી બી શકશે નહિ; એટલે મારી તો ખાત્રી છે કે જારથ તો કરશે જ એટલું જ નહિ પણ તે સાથે પાંચ માણસોને—સગાં વહાલાઓને તેડાવી ને દાડો પાણી પણ સારી રીતે કરશે જ અને તેમ કરી મરનારને ઉજાળશે. પછી તો ભાઈ અભરામભાઈ છે, જોઈ લેશું." એક ત્રીજા શખશે મોઢામાં પાણી પાણી થઈ જતાં ટાપસી પૂરી.

ત્યાં એક કંઇક કેળવાએલો જવાન શખસ ઉભો હતો, તેને તુરાબની હાલત જોઈ દયા આવતી હોવાથી અને ગરીબ માણસો ભલે પાયમાલ થઈ જાય પણ પેટ ભરાઓ ખાવાની વાતને ચીવટાઇથી વળગી રહે તે પસંદ નહિ પડવાથી ઉપરની વાત સાંભળી બોલી ઉઠયો.

"અરે બિચારા—મરનાર—ના બાલ બચ્ચાંઓ રઝળી પડ્યા. બીચારો વણકરી કરીને ઘરનું પુરૂં કરતો હતો, તેની પાસે હશે કેટલુંક? તમે જમ-વાની વાત આદરી છે પણ તે તો બિચારો બાપ વિનાનો થઈ ઉદાસીમાં એકલો બેઠો છે, તેને કોઈ દિલાસો આપો છો કે નતો કોઈ ગરીબ જાણી

મદદ કરો છો, અરે એ સઘળું તો રહ્યું પણ મરનારના હકમાં 'અલ્હમ્દ અને કુલહોવલ્લાહ' પડવાનુંએ બાજુ પર રહ્યું, કબ્રસ્તાનની હુરમત પણ રહી અને સામા ખાવાની વાત કાઢી બેઠા છો—એ શું ઇન્સાફની વાત છે?" હજી તો તે બોલતો હતો તેવામાં આ પેટના પુંજારીઓ એક બીજાની સામું જોઈ પેલા બોલનારા જવાન તરફ આંખોના ઇશારાઓ કરી હસવા તથા ઠઠ્ઠા મશ્કરી કરવા લાગ્યા, અને એક દોઢ ચતુર તો ઝોરથી બોલી ઉઠયો કે "હા, હા, જારથ કરશે તો તમે જમવા નહિ આવો તે જોઇશું, અરે તમે મરનારની તરફ દીલસોજી બતાવવાની ડાહી ડાહી વાતો કરો છો પણ એટલું એ સમજતા નથી કે વહેલું યા મોડું મોત તો સૌને આવનાર છે, તો તે માટે દીલગીરી શાની? અને વળી આ મરનાર તો પાકટ (મોટી) ઉમરના હતા એટલે તે તો જીવીએ જાણ્યા અને મરીએ જાણ્યા છે માટે તેની પાછળ ખરચવું તે તો વિવાહ કરવા જેવું છે માટે તેના દીકરા તથા ભાઈ વગેરેને ખૂબ જોશ બતાવી સારી રીતે કારજ કરાવીને મરનારને ઉજળો કરો કે દીન દુન્યાની સઆદતમંદી હાંસીલ થાય અને વળી આપણી વાહ-વાહી થાય, સમજ્યા મારા મહેરબાન?" મઝકુર દોઢ ચતુરભાઇએ પોતાની ફિલસુફી બતાવી.

"અરે પણ દીની કિતાબોમાં હુકમ છે કે મરનારની પાછળ જમણો તો કરવાં જ જોઇએ અને તેમાંએ જારથનું જમણ તો ગમે તેમ કરીને કરવું જ જોઇએ તે કર્યા વિના તો નજ ચાલે એવું કોઈ અવલીયા અલ્લાહનું ફરમાન છે કે?" પેલા કેળવાએલા ભાઇએ હિમતથી પૂછયું. એટલે વળી પાછા સઘળાઓ હસવા તથા ઠઠ્ઠા કરવા લાગ્યા. પણ એટલામાં અવાજ આવ્યો કે "ભાઇઓ માટી દેવા ચાલો," આથી સઘળી કીલકાલ બંધ પડી અને સઘળાઓ માટી દેવા વાસ્તે કબર પાસે ગયા.

વાલીમુલ્લા મીટ્ટી દઈ આવીને પાછા બીછાના ઉપર બેઠા. બીચારા વાલીમુલ્લાને કલામે શરીફ પણ બરાબર આવડતું ન હતું. ખુદા જાણે કે

કલામે શરીફની બરાબર ન આવડે તો બીજું શું આવડે? બીજું કાંઈ ન આવડે તેવા જાહીલો તેમજ અક્કલના ઓથમીરોને મુલ્લાઓની પદવી કેમ મળી જતી હશે?

વાલીમુલ્લાની હાલત ઉપર મુજબની હોવાથી સદકલ્લાહ પડનાર બીજા મુલ્લાની રાહ જોઈ બેઠા. બીજા મુલ્લા કલામે શરીફ સહી ફતુરસલાત વગેરે કંઇક શીખેલા હતા. તેણે આવીને સદકલ્લાહ સહીફામાં જોઇને પડી સંભળાવી. તે બાદ વાલીમુલ્લાએ કંઇક હોઠો હલાવી "અલફાતેહા" કહી તે કામ ખતમ કીધું. કેમકે વાલીમુલ્લા ફોક હોવાથી દરેક બાબતોની રઝા લેવાના, મજલીસમાં સૌથી ઉપર બેસવાના, બીજાઓ કરતા ચાર ગણો હિસ્સો લેવાના અને "અલફાતેહા" કરીને ખતમ કરી દેવાના કામમાં આવતા હતા.

મૈયત દફનાવીને આવે કે તરતજ મરનારના ફાતેહા માટે જમવાનું તૈયાર કરવું જોઇએ, નહિ તો ખામી ગણાય. જો કે આપણા પાક મઝહબની અંદર તો મરનારના અહેલને તેના આડોશી પાડોશી અને સગાં વહાલાં વિગેરે પોતપોતાના ધરેથી જમણ લાવી મરનારના અહેલને જમાડે એવું ખુલ્લું ફરમાન છે મગર કોમની કમનસીબીને લીધે તે પાક ફરમાન મુજબ કોઈ જગ્યાએ અમલ થતો હોય તેવું જણાતું નથી. તો પછી કાઠીયાવાડ જેવા ગરીબ અને અજ્ઞાન મુલકમાં તો તેવો અમલ થાયજ ક્યાંથી?

મામલો આમ હોવાથી તુરાબની કાકી તથા બીજી સ્ત્રીઓએ મળી મુલ્લાઓ તથા કુટુંબી જનો માટે જમવાનું પકાવવા માંડયું, પણ કોઇએ મરનારના અહેલની શું હાલત હતી તે પૂછવાની યાતો દીલાસો દેવાનીએ ઝાઝી દરકાર કીધી નહિ.

થોડીજ વારમાં સઘળા મરદો મૈયતને દફનાવી તુરાબના ઘેર આવી પહોંચ્યા, જે વખતે ધારા મુજબ કેટલાક ભાઇઓએ પોતા તરફથી દયા અને દિલસોજી જાહેર કીધી જેનો મરનારના ભાઈ અબરામે છટતા શબ્દોમાં ઉપકાર માની જુમાતવાળા સઘળા ભાઇઓને તસ્દી પહોંચી તેની માફી

ચાહી સઘળાને રૂખ્સત કીધા. તે બાદ વાલીમુલ્લા, ગામના બીજા મુલ્લાઓ, અને સગાં સંબંધીઓ વિગેરે થાલો વાળી દાંતોને કકરાવી ફાતેહા પડવા એટલે કે પેટની પૂંજા કરવા બેઠા.

આ સઘળું જોઈ તુરાબતો દિગમુઢ બની ગયો કેમકે તેને આ બાબત પસંદ નહોતી. તે ચાલાક હતો. સ્કુલમાં પોતાના સાથીઓ બીજા નિશાળીઆઓ સાથે કોઈ કોઈ વખત વાત નીકળતી ત્યારે તેઓ કહેતા કે "તમારી કોમમાં જમણો અને નાતોનો બહુ રિવાજ છે તેમાંએ મરણ પાછળના કેટલાક જમણમાં તો બીજાઓને કંપારી છૂટે એટલી બધી હદ કુદાવી આગળ વધી ગયા છો. અમારી કોમમાં આવો રિવાજ નહિ. તમારી કોમમાં તો વીસ વરસનો જવાન મરી જાય કે દસ વરસનો બાળક મરી જાય તોએ નાતો કરે અને નાના મોટા સઘળા જમવા જાય એવું અમારે ત્યાં નહિ. તમારી કોમમાં ખાવાનો બહુ રિવાજ છે." આવું સાંભળી તુરાબ ખેજાલત પામી શરમાઈ જઇ મુગો બેસતો તે તેને આ વખતે યાદ આવ્યું, પણ જમવાનું પાકી ગયું હતું અને સઘળી તૈયારીઓ થઈ ગઈ હતી તેથી હવે કહે કોને ? અને કહેતો તેનું માને કે સાંભળે પણ કોણ ?

થોડીજ વારમાં જમવાનું ઉકલી ગયું. સગાં સંબંધીઓ મુલ્લાઓ વિગેરે સૌ જમી હાથ મારીને ચાલતા થયા. એક ડાહ્યો માણસ ઘરમાંથી બહાર નીકળવા પછી બોલ્યો કે, "મગ ચાવલ વગેરે બધું સારૂં થયું હતું, આવુંને આવું સઘળું સારી રીતે ઉકલી જાય તો તો ઠીક." ત્યાં બીજો પેટનો પુંજારી બોલ્યો, "ચાવલ ઉંચા હતા. જારથમાં પણ એના એજ લાવે તો ઠીક, નહિ તો જમણ સુધરશે નહિ. અભરામ છે એટલે કરશે તો સારૂં, પણ જરાક આ તુરાબીઓ તુફાન કરે એવો છે."

"તો દુઃખી થાશે.' ત્રીજાએ તેજ થઈ બોલવા માંડયું, 'બાપનું કારજ કરશે તો તે ક્યાં કોઇને સારૂં કરશે? નહિ કરે તો વાંદો છે તે વાંઢોજ રહેશે ને રખડી જાશે. બાપનું કારજ ના કરે તેને તે છોકરી પણ કોણ આપશે?"

"પણ ભાઇ એ પહેલાજ દિવસના જમણમાં લહેદની રોટલી તો સાવ ભૂલીજ ગયા, આમ શુરૂઆતથીજ ભૂલો કરશે તો પાટો કેવી રીતે ચઢશે?" એક દોઢ ચતુરે દૂધમાંથી પુરા કાઢવા માંડ્યા.

આ પ્રમાણે પહેલેજ દિવસે મુલ્લાઓ, સગાંસંબંધીઓ, વગેરે સૌ પર-ભારૂં અને પોણુબારૂં કરી પોતપોતાને ઠેકાણે પડી ગયા, પણ કબ્રસ્તાનમાં જમણોનો વાંધો ઉઠાવનાર પેલા કેળવાએલા ભાઈ કે જેના જીગરમાં કોમી હમદર્દીનો ઝરો પૂર જોશમાં ઉછાળા મારી રહ્યો હતો તેને કોઈ રીતે ચેન પડતું ન હોતું કેમકે તે ભાઈ ખૂબ જાણતા હતા કે જો પેટના પૂજારીઓ મળી આ બિચારા તુરાબના માથે જારથ તથા દાડોપાણી વગેરે કારજો કર-વાની ફરજ પાડશે તો તે બાપડો તબાહ થઈ જશે માટે આનો ઉપાય કોઇબી રીતે કરવોજ જોઇએ, પણ શું ઉપાય કરવો તે તેને સુઝે નહિ. આખરે તેના મનમાં વિચાર થઈ આવ્યો કે પેટના પૂજારીઓ, નાતીલાઓ તથા સગાં સંબંધીઓ વગેરેને હવે આ બારામાં કાંઈ કહેવું તે તો ધુળ ઉપર લીંપણ કરવા જેવું છે તોપણ ગામના વાલીમુલ્લા કે જેના હાથમાં દીની ઓમુરોની રઝા છે તેની પાસે જઇ સઘળી હકીકત વિગતવાર જણાવી કાકલુદી ભરી અરઝ કરીશું તો વખતે ખુદાતાઅલા કરેને તેની ઉપર સારી અસર થવા પામશે અને તેથી કરીને જો તેવણ સાહેબ જારથ વગેરે કરજો કરવાની રઝાજ નહિ આપે તો બધાએ ગુપચુપ ઝખ મારીને બેસી રહેશે, આવો વિચાર કરી તે કેળવાએલા ભાઇ વાલીમુલ્લાને ઘેર ગયા.

* * * *

આ વાલીમુલ્લા લગભગ ૬૦ થી ૬૫ વરસની ઉમરના હતા, તેવણની ઇલ્મી લીયાકતથી તો વાંચકો વાકિફ થઇ ગયા હશેજ અને તેજ મુજબ આપણી માદરી ગુજરાતી ઝબાનમાં બી તેવણ સાહેબ ભાંગી તૂટી એકાદ બે ચોપડી સુધી શીખેલા હતા, તોપણ તેવણ સાહેબ સઘળા મુલ્લાઓમાં વધારે ફાક હોવાનો દાવો કરતા હતા, કેમકે તેવણનું કહેવું હતું કે મારી

૧૪૪૧૧

મુલ્લાગી તે નજમી ઝમાનના વક્તની જુનામાં જુની મુલ્લાગી છે. વળી હું ૩૦ થી ૩૫ વરસની મુદ્દત થયાં દાવતની ખીદમત કરૂં છું માટે મેં સઘળા કાઠીયાવાડ મુલ્લાઓમાં ફોક છું. (દીની ઓમુરોની રઝાની પોતાના હાથમાં રાખવી અને સઘળા ભાઇઓ પાસે સલામો અને મુજરા કરાવવા તેને આ વાલીમુલ્લા દાવતની ખીદમત સમજતા હતા.) આ વાલીમુલ્લા જેમ ફોકીયાતનો ફાંકો રાખતા હતા તેજ મુજબ મોટાઇના આડમ્બર (ડોળ) તરીકે એક મોટી લાંબી ઝુલ્લડી, ખંભા ઉપર મોટો ખેસ (દુપટ્ટો), હાથમાં સુરતી લાલ રૂમાલ વગેરે રાખી જાણે કે "બાહેરકીતો અચ્છી હે ભીતરકી રામ જાણે."એ કેહવતને પોતા ઉપરજ બરાબર લાગુ પાડતા હતા.

વાલીમુલ્લાની આટલી ટુંક ઓળખાણ આપવા પછી આપણે તેવણ સબેહેબ તથા પેલા કઇક કેળવાએલા ભાઇના દરમીયાન શું વાતચીત થાય છે તે જોઇએ.

"અસ્સલામો અલૈકુમ" તાઝીમ તવાઝો સાથે સલામ કરતાં કેળવાએલા બિરાદરે જણાવ્યું.

**વાલીમુલ્લા**—વ અલૈકુમુસ્સલામ, આવોને ભાઇ તમે આજે ભૂલા પડ્યા.

**કેળવાએલા ભાઇ**—હા સાહેબ, એક ઘણીજ જરૂરી અરઝ કરવાની છે. હુકમ હોય તો બોલું.

**વાલીમુલ્લા**—ભલે ખુશીથી બોલો.

**કેળવાએલા ભાઇ**—સાહેબ આપ જાણો છો કે પેલા હકીમ કાકા તે તુરાબના બાવાજી ગુઝરી ગયા છે. તેઓની મેં બારીક તપાસ કરી છે તો જણાયું છે કે તે બિચારા પાસે કાંઈ કસ જેવું છે નહિ અને વળી તુરાબ બિચારો નાની ઉમરનો હોઇ ભણવા જાય છે તેથી જો તેની પાછળ જારથ દાડો વગેરે કારજો કરવામાં આવશે તો તે બિચારાનું ઘર તબાહ થઇ જશે માટે મારી અરઝ છે કે તેઓને તેમ કરતાં અટકાવવા જોઇએ.

**વાલીમુલ્લા**—ભાઈ તમે જારથ દાડો વગેરે કારજો બંધ કરાવવાની મીઠી મધ જેવી અરઝ લઈ આવ્યા છો તેથી મને લાગે છે કે તમારૂં ભેજું ગેપ થઈ ગયું હશે અથવા તો તમને પેલા આપણા નાપાક છાપાવાળાઓની જેમ જમણો નહિ કરવાનો ન્યુમોનીયા લાગુ મળ્યો હશે તે ગમે તેમ હોય પણ ભલા માણસ ઝરા વિચાર તો કરો કે કોઈ નાત જમાતનાં જમણો કરે તેને આપણે કેવી રીતે અટકાવી શકીએ? શું આપણા કાંઈ સિપાઈ બિપાઈ ચાલે છે કે ?

**કેળવાએલા**-આપણા સિપાઈ ચાલતા નથી તે ખરૂં છે પણ આપના હાથમાં દીની ઓમુરોની રઝા છે તેથી જ્યારે તે લોગો જારથ વગેરેની રઝા લેવા આવે ત્યારે રઝા નહિ આપતાં ઝરા નરમાશથી સમજણ પાડશો તો તે લોગો સમજી જશે અને તેથી એક ગરીબ મુમીનનું ઘર તબાહ થઇ જતું બચશે જેનું આપનેબી ઘણું સવાબ થશે.

**વાલીમુલ્લા**-હેં, આ શું બોલ્યા, જારથ અને દાડા પાણીના જમણની રઝા ના આપું? એ બનેજ કેમ. શું તમે આટલુંએ જાણતા નથી કે આપણી કોમને જારથ, દાડો પાણી વગેરે કરવા વિના ચાલેજ નહિ, કેમકે નાતજમાઅતના જમણો કરવાથીજ આપણી કોમ તથા દાઅવતની શોભા અને વાહવાહી છે. શું તમોને ખબર નથી કે પેલા અલીભાઇએ પોતાનો જવાન ભાઈ તથા તેની વહુ બને નાના બાળકોને મૂકીને મરકીમાં ગુઝરી ગયા હતા તો પણ તે અલીભાઇએ મરનારની માલ મીલ્કત વગેરે વેચી સાટીને મરનારની પાછળ જારથ, દાડો પાણી, માસીયું, ચાલીશમું, ત્રમાસી, છમાસી, વરસી વગેરે સઘળાં કારજો સારી રીતે કર્યાં હતા. આ બારામાં તમો કદાચ દલીલ કરશો કે મરનારના નાનાં બાળકો તબાહ અને દુ:ખી હાલતમાં રીબાઈ રહ્યા છે તો તે માટે હું જણાવીશ કે એ તો નસીબની વાત છે. બિચારાના નસીબમાંજ દુ:ખો હશે તો કોઈ શું કરે? અને તેજ મુજબ જુઓને પેલા ફલાણા ગામમાં રહેનારી વઝીરબાઈ નામની વિધવા

(રાંડી રાંડ) એ પોતાની પાસે કાંઈ નહિ હોવા છતાંબી પોતાના એકના એક જવાન દીકરાનું કારજ માગી ભીખીને પણ કીધું છે. હવે આ લોકો કરતાં તો મરનાર હકીમ ભાઇની તેમજ તુરાબની હાલત ઘણીજ સારી છે તો પછી તેઓને જમણો કરતાં કેવી રીતે અટકાવી શકાય? ભાઈ મને લાગે છે કે તમોને હમેશાં આપણા ચોપાનીયાં વાંચવાની આદત છે તેથીજ તમારા મગજમાંબી તે મરદૂદોના નાપાક અને ગંદા વિચારો ભરાઈ બેઠા છે એટલેજ તમે આવી ઘેલા જેવી વાતો લઈ અત્રે આવ્યા છો, પણ તે ઘેલાપણાની ધુનમાં આ વાત બીલકુલ ભૂલી બેઠા છો કે આપણી કોમની સઘળી વાખાવાખી, મોટાઈ, શરફ અને ઇઝ્ઝત આબરૂ જમણમાંજ સમાએલી છે અને તેમાંએ પરણ કરતાં મરણના કારજો આપણા કાઠીયાવાડી ભાઇઓમાં વધારે થાય છે તે એટલે સુધી કે આપણામાં કહેવત થઇ પડી છે કે ભાઈ "મરતું જાય અને મારતું જાય" એટલે કે મરનારની પાછળ કરઝના બોજામાં દબાઈ મરીએ ત્યાં સુધી જમણો કરવાંજ જોઇએ એવો આપણામાં રિવાજ છે તો તે રિવાજના આડે હવેથી કોઈ દિવસ આવશો નહિ, અને નહિ તો માર ખાઈ બેસશો.

**કેળવાએલા**-પણ મહેરબાન સાહેબ મરનારની પાછળ ગમે તેમ કરીને જમણો કરવાંજ જોઇએ એવું આપણા પાક મઝહબમાં કોઈ ઠેકાણે ફરમાન નથી. અલબત મારે કબુલ કરવું જોઇએ કે મને કાંઈ આપણા મઝહબી ઇલમનું અરબી જ્ઞાન નથી તો પણ સૈયદી સાદેકઅલી સાહેબની નસીહતો ઉપરથી કહેવાની હિમત કરૂં છું કે ઝકાતને હજ જેવા ઇસલામના ફરાઝતના દઆએમોબી ખુદાતઆલાએ ગરીબો અને લાચારો ઉપર વાજીબ કીધા નથી તો પછી કરઝો કરીને મરનારની પાછળ જમણો કરવાં તે કઈ હદીસ અને કયા કિતાબનાં આધારે છે તે ઝરા સમજાવવાની તકલીફ લેશો તો મહેરબાની થશેજી.

**વાલીમુલ્લા**-(નાકનું ટેરવું ચડાવીને) હા, હા, તમે મોટા શરીઅત જાણનારા અને આલીમના દીકરા છો તે બધી અમને ખબર છે, પણ તમે

કોણી સાથે વાત કરો છો અને જેની સામે માથું ઉંચકો છો તેની સત્તા કેટલી બધી છે તેનો ઝરા ખ્યાલ રાખો. હવે જારથ, દાડો, પાણી વગેરે કારજો શરીઅતની વિરૂદ્ધ છે એમ તમે અને પેલા મરદુદ આપણા છાપાવાળાઓ વગેરે મળીને જણાવો છો મગર તે તદન મૂર્ખાઇજ છે, કેમકે તમે જાણતા હશો કે કાઠીઆવાડમાં થતી દાડા પાણીની સઘળી ક્રિયાઓમાં ભાગ લેવાને આપણા સઘળા આમીલ સાહેબો મોટી ખુશીથી પધારે છે એટલુંજ નહિ પણ કેટલાક આમીલોને તો મેં આ બારામાં તારીફ કરતાં સાંભળ્યા છે કે ઓહો આ તો તમારામાં ઘણી અચ્છી રસમ છે, કેમકે આ રસમથી મરનારના અહેલને દીલાસો મળે છે અને વળી જુદા જુદા ગામના લોકો ભેગા થવાથી આપસમાં ઓળખાણ, દોસ્તી અને ભાઇચારો વધે છે. હવે રહી જારથ. પણ તે તો મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે મોટાં શહેરોમાં તેમજ તમામ નાના ગામોમાં વસનારા વોહરા ભાઇઓમાં એકસરખી રીતે કરવાની રસમ છે તો શું તમામ વોહરા ભાઇઓ બેહોલા અકલના ઓથમીર અને પેટના પુજારી છે અને ફક્ત તમે અને તમારા પહેલાં નાપાક ચોપાનીયાવાળાઓ, તેના લેખકો વગેરેજ પાક, સાફ અને શરીઅત જાણનારા છો કે? જાઓ મીંયા, ખબરદાર, બીજી વકત આવી વાતો લઈ મારે ત્યાં આવશો નહિ. નહિ તો સલામજ બંધ કરી મૂકીશ. તમારા બાવાજીથી મને જુની દોસ્તી અને નાતો છે તેથી આ વકતે માફ કરૂં છું, પણ બીજીવાર માફ નહિ કરૂં, તેનો ખૂબ ખ્યાલ રાખજો. બીચારા કેળવાયલાભાઈ તો વાલીમુલ્લાની ઉપર મુજબની ખુલ્લી ધમકીઓ સાંભળી ઠંડાગાર થઈ ગયા અને કાંઈ પણ નહિ બોલતાં ગુપચુપ પોતાના ઘેર જઈ ઘરના ખુણામાં ભરાઈ બેઠા.

આ પહેલા દિવસના જમણમાં લગભગ રૂપીયા ૧૫ થી ૨૦નું ખરચ થઈ ગયું, બિચારા તુરાબની માતાએ આખી ઝીંદગી સુધી કરકસર કરી પાય પૈસો જમા કરી જે નાનકડી પુંજી એકઠી કરી હતી તે એક દિવસના ધુમાડામાંજ સ્વાહા થઈ ગઈ.

તુરાબનો પિતા વણુવાનું કામ કરતો હતો. છપ્પનીયા દુકાળ પહેલાં તેણે નાની સરખી દુકાન રાખી થોડો થોડો વેપાર કરી ત્રણુસોક રૂપીઆની પુંજી એકઠી કરી હતી, પણુ તે છપ્પન્યા દુકાળમાં ખવાય ચવાય ગઈ હતી અને તે બાદ તુરાબની ખત્તના અને તુરાબની બહેન માણેકનો વિવાહના શુભ અવસરોમાં પોતાની લાજ આબરૂ પ્રમાણે ખર્ચ કરવું પડ્યું હતું તેથી રૂપીઆ ૪૦૦-૫૦૦ નું કરજ થઈ ગયું હતું, જે કરજ પોતાના જોડ ઘરમાંથી એક ઘરને ગીરવે મુકી લીધું હતું. મામલો આમ થઈ જવાથી તે બાપડાએ વણુવાનું પોતાનો અસલી ધંધો ચાલુ કર્યો હતો. કેમકે તે મોટી ઉમરનો અને વળી અભણુ હોવાથી નોકરી યા એવો બીજો કોઈ ધંધો તેનાથી થઇ શકે તેમ નહોતું.

છપ્પનીયા પહેલા રૂપીયા ત્રણુસોની મુડી થઈ જવાથી અને વળી રહેવાનું મકાન વગેરે તેનું પોતાનું હોવાથી રૂપીયા હઝાર દોઢ હઝારનો જીવ છે એમ ગામના માણુસો ધારતા હતા, જેથી તે વકતમાં તે ગામમાં તેનું ઘર તે એક મોટું ઘર ગણાતું અને તે પોતે નાતનો શેઠ અને પટેલ કહેવાતો. જે શેઠાઇનો માન ભરેલો ઓહદો (દુ:ખી થવાનો) હજી સુધી જળવાઈ રહ્યો હતો. જો કે છપ્પનીયા પછી પટલાઈ તો તેનો ભાઈ અભરામ કરતો હતો.

---

## પ્રકરણુ ૩ જું.

### શું બાપના કારજો ફરી ફરી આવે છે?

બપોર બાદ તુરાબનો કાકો અભરામ તુરાબની માતા અમતુ પાસે આવ્યો અને આવતાંજ બોલ્યો,

"કાં ભાભી, હવે કેમ કરવું છે?"

"ભાઈ તમો કહો તેમ કરીએ." અમતુએ જવાબ આપ્યો.

"જુઓ પરમ દિવસે મારા ભાઈની જારથ છે. રૂપીયા ૪૦થી ૫૦નું લગભગ ખરચ થાશે અને હકનું નામ તો જમાત પાડે તે ખરૂં."

અમતુ તો આ સાંભળી છાનીમાની બેસી રહી, શું જવાબ આપવો તે તેણીને સૂઝ્યું નહિ.

"મુંગા મંતર કેમ થઈ ગયાં? બોલોની કેમ કરવું છે?" અભરામ ઉતાવળો થઈ બોલ્યો.

"ભાઈ ઘરની રીતભાત તો તમે સઘળી જાણો છો, હું શું બોલું?" બિચારી અમતુ નરમાશથી પતિવિયોગમાં પૂરતી ગળગળી થઈ બોલી.

"તમને તે પૂછવા કોણ આવે? જવાબ આપવો પડે છે તો જાણે વીશ વરસનું માંદુ હોય એમ ઢોંગ કરી આવા મુંડાવેડાં શું કરો છો? ક્યાં કોઇના સારૂં કરશો? કરો તમારી લાજને નહિ તો પડો મોટા ભાડમાં (મોટા કુવામાં)." અભરામ તપી જઈ બોલ્યો.

"ભાઈ આમ આકળા (ગરમ) શામાટે થાઓ છો, જે કરવું હોય તે કરોની, ભાઈ હું ક્યાં નાપાડું છું."

"લ્યો બોલ્યાં, 'કરોની ભાઈ જે કરવું હોય તે,' પણ ડાચામાંથી ફાટતાં તો નથી કે આ રૂપીયા લઈ જાઓ અને સારૂં થાય તેમ કરો.'' અભરામે ચોકખે ચોકખું પરખાવ્યું.

તુરાબ કે જે અત્યાર સુધી છાનોમાનો બેસી સાંભળ્યા કરતો હતો તે આ પ્રમાણે પોતાની માયાળુ અને દુઃખી માતાનું થતું અપમાન સહન નહિ થઈ શકવાથી બોલી ઉઠયો,

"કાકા ઝરા શાંત થઇને બોલો? કોઈ સાંભળશે તો કહેશે કે આ તે શું તકરાર હશે."

"હવે લાવરી (બકવાટ) નહિ કરતાં છાનોમાનો બેશ, બહુ ડાહ્યો થયો છે તે બધી ખબર છે પણ એક છક્કડ મારીશને તો બત્રીસે દાંત પડી જાસે. તમારા જેવાં માંડીવાળેલ પેદા થયા છે ત્યારેજ બાપનું નામ બોળશે." અભરામે તુરાબને થથરાવી નાખતાં મુંજારો કીધો.

"હા કાકા હવે મારા બાવાજી ક્યાં છે કે તે અમને સંભાળે, હવે તો તમો મહેરબાન છક્કડજ મારશોને પણ તેમાં તમારો કાંઈ કસુર નથી, કસુર અમારી કમનસીબીનો નહિ તો વળી માથા ઉપરથી મેહરબાન માયાળુ મુરબ્બી પિતાજીનો મીઠો છાયો શામાટે ઉઠી જાય. મહેરબાન અત્યારે તમે મારા પિતા તુલ્ય જેવા કાકાજ અમને મારવા તૈયાર થાઓ તો પછી બીજાનું શું મનપર લાવવું? હોય કાકા સાહેબ, દુન્યાનામાં બીજાઓના બાવાજી મરતા હશે તો તે સઘળાઓના કાકાઓ કાંઈ તેઓને તમારી જેમ હડધુત નહિ કરતા હોય, કેમકે ઘણાઓ રહેમ દિલ પણ હોતા હશે."

તુરાબ તૂટી પડતા જીગરે ગમગીન થઈ બોલ્યો, અબરામે જોયું કે કંઈક કાચું કપાયું હતું તેથી તે વાત ફેરવીને બોલ્યો.

"જો ભાઈ તુરાબ આમ એટલો બધો દિલગીર થઈ ઓછું લાવ માં. આપણે કાંઈ જુદા નથી, પણ તું છોકરબુદ્ધિ વાપરી કંઈ આડાઈ કરશે એવું સમજવાથી મેં તો ખાલી દમ ભરાવ્યો હતો, પણ તું તો ઘણો ડાહ્યો અને સમજુ છે માટે વિચાર કર."

"અરે! ભાઈ, એ તો નાદાન છોકરૂં છે અને તમે તો અત્યારે અમારા આધાર છો."

બિચારી ભોળી અમતુ અબરામના શબ્દોથી ભોળવાઈને તુરાબની ભૂલ થઈ હોયતો માફ કરવી એમ આજીજી કરતી હોય તેવી ઢબે બોલી.

તુરાબ સમજતો હતો કે આ સઘળો એના કાકાનો ફરેબ છે પણ તેની મીઠી મોહબતવંતી અને દુ:ખી માતાનું મન વધારે મુઝાવા નહિ દેવા માટે તે બોલ્યો નહિ.

"બોલો ભાભી હવે જારથ માટે શું કરવું છે? મારા ભાઈ શેઠીયા કેહવાતા હતા, વળી ગામમાં માન પણ સારૂં હતું માટે શોભે તો મગ ચાવલ અને ધારે ઘી પછી તો જેવો તમારો વિચાર." અબરામ પોતા તરફથી ખુલાસો આપતા બોલ્યો.

"પણ કાકા અમારી હાલત તો જુઓ. અમારી પાસે—" તુરાબ બોલવા લાગ્યો પણ તેને બોલતો અટકાવી તેની માતા બોલી ઉઠી.

"દીકરા એમ આડાઈ કર માં, કાકા કરશે તે સારૂં કરશે. તે આપણા બુરામાં રાજી નહિ હોય."

અભરામે જોયું કે અમતુ તેની તરફથી બોલે છે તેથી તે ઝરા તેજ થઈ બોલવા લાગ્યો.

"હા ભાભી હું તો જેમ સારૂં થાય તેમ કરીશ. બોલો ભાભી તમારી પાસે કેટલા રૂપિયા છે?"

"મારી પાસે જે હતું તે તો આજના જમણમાં ખરચાઇ ગયું. હવે તો મારી પાસે ફકત પોલાં કડલાં તથા બંગડીઓ મળી રૂ. ૧૫ થી ૨૦ ની કીંમતનો દાગીનો છે. બાકી જે કાંઈ થોડું ઘણું હતું તે તો તમારા ભાઇની બિમારીમાં ખરચાઈ ગયું." અમતુ નરમાશથી પોતાની હાલત જણાવતી બોલી.

"એટલા રૂપીઆ તો વખતે જમાતવાળા હકના કહેશે તો આપવા પડશે, ત્યારે જારથ શેની કરવી?" અભરામે આતુરતાથી પૂછ્યું.

ભાઈ જારથ નહિ કરીએ તો હક થોડો આપવો પડશે અને આટલા રૂપિયા હશે તો અમો આખા ઘરનું ગુજરાન પાંચ છ મહિના સુધી ચલાવીશું. વકતને માન છે ભા...ઈ. ગરીબ કહેવાશું એમાં કાંઈ મેણું નથી." અમતુએ અકળાતાં મુંઝાતાં કહ્યું.

'અરરરરર! આ શું બોલ્યાં? મારા ભાઇની જારથે નહિ શું એને તમારે અવગતીઓ કરવો છે? અરે! દુઃખી થાશો. દુઃખી જારથ નહિ કરો તો અલ્લાહ એ બિચારાને કબરમાં સંઘરશે નહિ. અને જો તેમ થશે તો તેનો જીવ અહી તહી ભટકશે અને તમને નડશે અને અમને પણ સ્વપ્નામાં આવી તે કેહશે કે "અરે અભરામ તું મારો ભાઈ થઇને જારથે ન કરાવી?" ત્યારે અમારે શું કહેવું, માટે ગમે તેમ થાય પણ જારથ કરવા વિના તો

નહિજ ચાલે. એમ હશે તો આપણે મીઠા મોળા પુલાબની જારથ કરશું, તેમાં લગભગ ૩૦ થી ૪૦ રૂપીઆ બેસશે.” અભરામે દબાણ કરતાં જણાવ્યું.

“પણ ભાઈ મારાં કડલા વગેરે વેચીશું તો ૧૫ થી ૨૦ રૂપીઆ ઉપજશે ત્યારે બાકીના રૂપીયા ક્યાંથી કાઢીશું ?” અમતુએ પોતાની મુંઝવણ દરશાવી. “તે તો મારા કાકા સાહેબ ઉછીના આપશે આપણે પછી મહેનત મજુરી કરી આહીસ્તે આહીસ્તે કરી ભરી દેશું.” તુરાબે ઝીણી ચીમકી લગાવી. અભરામે જોયું કે આ તો બલા સામી આપણા ગળામાં આવી તેથી વક્ત વિચારી બોલ્યો.

“હા ભાઈ એમાં શું, તારે જોઇશે તેટલા રૂપીઆ હું અપાવીશ. મારી ક્યાં ના છે.”

તુરાબ હજી દુન્યવી કાવાદાવામાં સમજતો ન હોતો તેથી અભરામનું કહેવું તે બરાબર સમજી શકયો નહિ તો પણ તેના મનમાં એટલું તો નક્કી થયું કે કાકો પોતે રૂપીઆ નહિ આપે.

“પણ કાકા આપણે કાંઈ ના કરીએ તો શું જમાતવાળા કાંઈ અડચણ કરશે ?”

“ગાંડો છે ગાંડો, હજી તારામાં ઘણી છોકરમતી છે. શું બાપના કારજો ફરી ફરી આવે છે? જરા વિચાર તો કર,” અને આટલું કહી અત્યારે તો અભરામ ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૪ થું.

---

### જારથ કે ઝુલમ.

તુરાબે જોયું કે ગમે તેમ થાય પણ જારથ કરવા વિના છુટકો જ નથી, અને તેથી બીજે દિવસે સવારમાં તે સ્કુલમાંથી માસ્તરની રજા લેવા ચાલ્યો.

"બેટા વહેલો આવજે, બે વાગ્યામાં પાછો આવી જજે, કારણ કે તારા કાકા આવશે તો બધો સરસામાન લેવા તારે તેની સાથે જવું પડશે." તુરાબની માતાએ તુરાબ નિશાળે જતો હતો ત્યારે કહ્યું.

"વારૂ મા આપણે જારથ ન કરીએ તો?" તુરાબે જતાં જતાં સવાલ કર્યો.

"દીકરા તારા કાકાને આટલું આટલું આપણે કહ્યું પણ તે ક્યાં માને છે? વળી હવે તો આપણને તે કહે તેમ કરવુંજ પડશે કેમકે એક તો આપણું કોઇ રહ્યું નથી વળી નાતમાં પણ એ મોટા છે માટે નહિ ચાલે."

તુરાબે તેની દુઃખી માતાનું દિલ વધારે નહિ દુખાવવાના કારણે વિશેષ નહિ બોલતાં સ્કુલનો રસ્તો લીધો. સ્કુલમાં ગયા પછી માસ્તરે ગઇ કાલે નહિ આવવાનું કારણ પુછતાં તુરાબે પોતાના પિતાનું પરલોકગમન (મરણ) થવાનું કારણ દર્શાવ્યું જે સાંભળી તેનો શિક્ષક નિહાયત દિલગીર થયો, કારણ કે તુરાબ હુશિયાર હતો અને વળી એની કોમનો બીજો કોઇ વિદ્યાર્થી તે સ્કુલમાં નહતો અને તે સાથે તુરાબ છેટેથી પગે ચાલીને ભણવા આવતો હતો અને આજ પ્રમાણે બપોરે જયારે એક કલાકની છુટ્ટી પડી ત્યારે તુરાબની કલાસના છોકરાઓએ પણ દિલગીરી બતાવવા સાથે તેને સબુરી અને હિમ્મત રાખવા ઘણું કહ્યું.

તુરાબ માસ્તર પાસે રઝા લેવા ગયો અને ત્યાં જઇને બોલ્યો કે, "સાહેબ આવતી કાલે હું નહિ આવી શકુ કારણ કે મારા બાવાજીની જારથના જમણની નાત કરવાની છે."

"તો શું આખી નાતને ખવડાવાનુ છે?" માસ્તરે તઅજજુબ થઇને પૂછયું.

"હા સાહેબ" તુરાબે જવાબ આપ્યો. "ઠીક. અને કદાપી ન જમાડો તો શું થાય?" "ચાલેજ નહિ. રિવાજજ એવો છે અને કદાચ કોઇ ન ન કરે તો નાતીલાઓ વગોવે અને તે સાથે વળી સગાં સંબંધીઓ પરાણે

જબરીથી કરાવે." તુરાબે કહ્યું, "તમારા શાસ્ત્રમાંજ એમ હશે અને તમાર મુલ્લાએ કે જેઓ તમારા આસુરા-મહોરરામમાં વાએજ વાસ્તે આવે છે તેઓ પણ એવો હુકમ કરતા હશે." માસ્તરે શકમંદ થઈ પૂછયું.

"નહિ સાહેબ અમારા શાસ્ત્રમાં આવા જમણો કરવાના કોઇ ફરમાનો છેજ નહિ, જો કે મારે કબુલ કરવું જોઇએ કે હું કાંઇ અમારા શાસ્ત્રનું ઇલમ જાણતો નથી તો પણ અમારી કોમમાં હાલમાં જે ત્રણ ચાર ચોપાનીઆ નીકળે છે તે વાંચવાની મને આદત છે, તે ઉપરથી કહીં શકું છું કે અમારા શાસ્ત્રમાં મરણ પાછળ તો કોઈ પણ તરેહના જમણો કરવાના ફરમાનો છેજ નહિ. આ બાબત ઉપર અમારા ચોપાનીયાના અધિપતિ સાહેબો તથા બીજા વિદ્વાન લેખકો અમારા ધર્મ પુસ્તક કુરાન શરીફ તથા અમારા પેગમ્બર સાહેબના ફરમાન શરીફ ટાંકી આવા જમણો તેમજ એવા બીજા કઢંગા રિવાજો છોડી દેવા જોઇએ વગેરે બાબતો ઉપર ઘણાએ લખાણો કરે છે, પણ અમારી કોમની કમનસીબીના લીધે કોમના આગેવાનો તે વાંચવાની યા તે ઉપર વિચાર કરવાની તકલીફ લેતા નથી એજ મોટી દીલગીરી છે." તુરાબે પોતાને થયેલો થોડો ઘણો અનુભવ જણાવ્યો.

"ત્યારે તમારા જે મુલ્લાઓ અવારનવાર અતરે આવે છે તેઓ આવી બાબતોનો અટકાવ કેમ કરતા નથી?" માસ્તરે વધુ જાણવાના હેતુથી પૂછયું.

"જી સાહેબ એ આવનારા મુલ્લાઓથીબી મને કાંઈ વધારે અનુભવ નથી થયો તોપણ અમારા ચોપાનીયાઓના આધારે કહેવાની હિમત કરૂં છું કે અમારી કોમ હાલ પડતીના ઝમાનામાંથી પસાર થાય છે. હવે આપ સાહેબે તે દહાડે "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" વાળી કવિતાની સમજુતી શીખવતી વખતે લંબાણથી સમજાવ્યું હતું કે જ્યારે કોઇ પણ દેશ યા કોમની પડતી હાલત આવે છે ત્યારે તેઓમાંથી સદ્‌બુદ્ધિ અને સારા વિચારો નાશ પામે છે અને તેની જગ્યાએ દુષ્ટ બુદ્ધિ અને ખરાબ વિચારો આવીને ઘર

ઘાલે છે. અમારી કોમની હાલત પણ આજ કાલ ઉપર જેવી થઈ પડી છે જેથી અમારા મુલ્લાઓ પોતાની ફરઝ અને જોખમદારી શું છે તે સમજવાની યા તે ઉપર વિચાર કરવાની જરાએ તકલીફ લેતા નથી. એટલુંજ નહિં પણ તેઓમાંના કેટલાક તો અજ્ઞાન અણસમજુ હોવા સાથે લાલચુ તથા હઠધર્મી બની ગયા છે. વળી ઓછામાં પુરૂં તેઓ સુરત જેવા મોજીલાં તથા પૈસાપાત્ર શહેરમાંથી આવે છે તેથી તેઓને ગરીબાઇ શું છે અને ગરીબોના દુ:ખો કેવાં હોય છે તેનો સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી; અને તેમાંએ વળી વધુ ખરાબી તો એ છે કે અમારા અજ્ઞાન કાઠીયાવાડી ભાઇઓ ખોટી મોટાઈ અને વાહવાહી મેળવવાની હોંશમાં અંધા બની જઈ તેઓને મહાત્મા ખુદાના અવલીયા જેવા સમજી પુંજે છે અને "ઘરના છોકરાં ઘંટી ચાટે પણ ઉપાધ્યાને આટો" એ કહેવત મુજબ વર્તી પૈસાની મોટી રકમના નઝરાણા અને હદીયહ કરે છે. હવે અમારા તે મુલ્લાઓમાં કેટલાક સમજુ, શીખેલા અને કોમની દાઝ જાણનારા છે પણ તેઓ બિચારા થોડા હોવાથી અને કોમનો મોટો ભાગ અજ્ઞાન હોવાથી તેઓ બિચારાનું કાંઈ ચાલી શકતું નથી. મામલો આમ હોય પછી કયાંથી સુધારો થાય?" તુરાબે લંબાણ ખુલાસો કર્યો.

"હું ત્યારે મને લાગે છે કે થોડાક વરસની વાત ઉપર અમારા ધર્મ ગુરૂ બ્રાહ્મણવર્ગની જેવી હાલત બગડી ગઈ હતી તેવીજ હાલત આજ કાલ તમારા મુલ્લાઓની પણ થએલી જણાય છે." માસ્તરે પોતાનો અનુભવ જણાવ્યો. "હા, જી સાહેબ મામલો કંઇક એવોજ છે." તુરાબે માસ્તરના મત સાથે મળતા થઈ જણાવ્યું.

પણ આજ કાલ આપણું હિન્દ તો જબરી ચળવળમાંથી પસાર થાય છે તેથી દરેક ઇલાકા અને દરેક કોમમાંથી મહાત્મા તિલક, મહાત્મા ગાંધી, મહાત્મા ગોખલે, સર ફિરોજશાહ મહેતા, મહાત્મા દાદાભાઈ નવરોજજી, ડો. રાશબિહારી ઘોશ, લાલા લજપતરાય, મઝહરૂલહક વગેરે અનેક મહા-

પુરૂષો બહાર પડી પોતપોતાની કોમ અને દલાકાઓમાંથી અજ્ઞાનરૂપી અંધારૂં તથા નુકશાની કરનારા જુના અને ખરાબ રિવાજોને હાંકી કાઢી દેની જગ્યાએ જ્ઞાનરૂપી અજવાળુ તથા સારા રિવાજોને દાખલ કરાવવા માટે જીવ તોડ મહેનત કરી રહ્યા છે, તો આવી જાગૃતી અને જબરી ચળવળનો ઝમાન હોવા છતાં પણ તમારી વોહરા જેવી વેપારી કોમમાંથી કોઈ વિરલો મહાપુરૂષ કેમ નથી નીકળતો ?" માસ્તરે ચાલુ ઝમાનામાં વોહરા કોમ બીજી કોમેથી પાછળ ના રહી જાય એવી ચિંતા કરતાં પૂછ્યું.

"અરે સાહેબ અમારામાં એવા મહાપુરૂષ મરહુમ સર આદમજી પીરભાઈ નીકળ્યા હતા. તેવણે કાઠીઆવાડના અમારી કોમના દરેક ગામના આગેવાનોને પોતાના વહાલા વતન ધોરાજીમાં બોલાવી સંવત ૧૯૫૫ માં કોમી સુધારાઓ કરવા માટે એક વોહરા કોન્ફરન્સ ભરી હતી. તેમાં સઘળા ભાઇઓને લાભ થાય એવા સારા ધારાઓ બાંધ્યા હતા. તે સાથે જમણો અને એવા બીજા નકામા ખરચો તેમજ બુરા રિવાજોને પાણીચું આપવામાં આવ્યું હતું. આ ધારાઓને કાઠિયાવાડના સઘળા ગામોના આગેવાનોએ મનઝુર રાખ્યા હતા અને તે ઉપર તે દરેકે પોતપોતાની સહીઓ પણ કરી આપી હતી, પણ પાછળથી અજ્ઞાન આગેવાનો એ ધારા પ્રમાણે ચાલ્યા નહિ જેથી મરહુમ શેઠ સાહેબે તે કોન્ફરન્સ ભરવા પાછળ કરેલા રૂપીયા ૬૦ થી ૪૦ હઝારના ગંજાવર ખર્ચ ઉપર પાણી ફરી વળ્યું. કારણ કે કમનસીબ કાઠિયાવાડીઓના કર્મમાં હજી દુઃખી થવાનું હશે તે કોણ ટાળી શકે? હવે નવીન ધારા બાંધવાની ઘણીએ ઝરૂરત છે પણ ૩૦ થી ૪૦ હઝાર રૂપીયાનો ગંજાવર ખર્ચ કરીને સઘળાને એક જગ્યાએ કોણ ભેગા કરે ? એવો મહાન વૃત્તિવાળો અત્યારે કોઈ નથી." તુરાબે નાઉમેદી સાથે અજ્ઞાન કાઠિયાવાડી વોહરાઓની અવદશાનું વર્ણન કડી સંભળાવ્યું અને તે બાદ માસ્તરની રજા લઈ પોતે પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

તુરાબ જ્યારે સ્કુલની રજા મેળવવા ઘરેથી ઉપડ્યો હતો તેજ વખતે

તેનો કાકો અભરામ તુરાબને ઘેર આવ્યો હતો, જ્યાં તુરાબની માતા અમતુ સાથે તેને જે વાતચીત થાય છે તે જરા હવે આપણે જોઇએ.

"કાં ભાઈ તુરાબ!" અભરામે દાખલ થતાંજ બૂમ મારી.

"હમણાંજ નિશાળે રજા લેવા માટે ગયો છે. આવોની ભાઈ," અમતુ આવકાર આપતાં બોલી.

અભરામે જોયું કે અમતુ એકલી હોવાથી તેણીને ભોળવીને યા દમ દાટી બતાવીને પોતાના ભાઇનો દાડો પાણી (કારજ) કરાવવા માટે સમજાવી લેવાનો આ સરસ મવકો (વકત) હાથ આવ્યો છે તેવું જાણી તેણે પુછયું કે. "ક્યારે આવશે?" "બપોર પછી અઢી વાગે"

અભરામને તો આ જવાબથી વધુ શાંતી થઈ કે કામ કઢાવી લેવા માટે વખત ઘણો છે.

"હેં ભાભી મારા ભાઈના કારજનું શું લખશું?" અભરામે મુદ્દાપર આવતાં પુછયું.

"શું લખીએ ભાઈ, અમારી પાસે તે શું છે કે કારજ કરીએ? તમે કહો છો કે જારથ તો કરવીજ પડશે અને તેમાં પણ અમારી પાસે ખરચ જેટલા પૈસા નહિ હોવાથી સામું તમારૂં દેવું થાશે, ત્યારે હવે કારજની કયાં કહાણી માંડીએ?' અમતુ ગરીબાઈ ગાતાં ધીરે ધીરે બોલી.

"બસ તમારી પાસે કાંઈ ઘર સલાહની વાત કરીએ કે પાધરાં તુરતજ રોવા બેસો શું કોઇના ઘરમાં મરણ થતું નહિ હોય? અને મરનારની પાછળ નહિ કોઈ ફાતેહા પડાતું હોય? તમારે ત્યાં તો બધી નવાઈ લાગે છે." અભરામ અમતુની અંતરજ્વાળા ઓલવવાને બદલે વધુ તેજ કરતો બોલ્યો.

"ભાઈ એમ ઉતાવળા થઈ ગુસ્સો ના કરો. કહો ત્યારે હું શું કરૂં? મારો ભેદ તો તમે જાણો છો. કહો ત્યારે કયાંથી કાઢીને ખરચ કરૂં?' અમતુએ પોતાની મુશ્કેલી જણાવી.

"અરે કારજ કરવા માટે રૂપીયા ક્યાંથી કાઢું, ક્યાંથી કાઢું કર્યા કરો છો તો શું આ ઘરને આગ લગાડવી છે? શું તે તમારા મા બાપે તમને કરીયાવરમાં આપ્યું છે? ના, ના એ તો મારા ભાઇનું ઘર છે અને તેના ઉપર સઘળો તેનોજ હક છે. શુ મારા ભાઇનો હક દબાવી પાડવો છે? ના, એ નહિ ચાલે સમજ્યાં. કારજ તો કરવુંજ પડશે. કેમકે તે કાંઈ ફરી ફરીને આવનાર નથી, પછી રૂપીયા ના હોય તો ઘર મૂકો ઘરેણે." અભરામે જોયું કે પોતાની વાતચીતથી અમતુ સામું બોલી શકે તેમ નથી તેથી તે વધુ ને વધુ રોઅબ (રોફ) મારતો બોલ્યો.

"ભાઈ તમે જાણો છો કે જોડ ઘરમાંથી એક ઘર તો અમારૂં ઘરેણે છે તે કરઝ અદા નહિ થઈ શકવાથી કરઝમાંજ ડુબી ગયું છે, અને હવે આ બાકી રહેલું ઝુંપડું પણ જો ઘરેણે મૂકીએ તો અમારી હાલત "ધોબીનો કુતરો ન ઘરનો ન ઘાટનો" એ કહેવત જેવી થઈ પડે, તેનું કેમ?" અમતુ દબાતી મુંઝાતી દીલગીર થાતી બોલી.

"તો વેચી નાખો પણ કારજ કરો. ગામમાં ગોઠણીવાવાળી ખાય આવો છો ત્યારે કેવું મીઠું સાકર જેવું લાગે છે, અને કરવું પડે ત્યારે આમ બહાના કાઢી કકળાટ કરો છો તે શું વાજબી છે?" અભરામ ઝબાનનું તેઝ તીર મારતોજ ગયો કે જેના લાગવાથી અમતુના કલેજામાં કાણાં પડતાં હોય એવું તે બિચારીને દુઃખ થતું હતું. અમતુ આ અવનીની (દુન્યા) અવદશામાં અટવાએલી અમતુને અભરામના આવા અઘટીત વચનોથી એટલું બધું ભારે લાગતું હતું કે ના પૂછો વાત તે બિચારીના મનમાં અત્યારે દુઃખના ડુંગરા જેવા ભયંકર મોજાઓ ઉછળતા હતા. ઘડીકમાં તે બિચારીને પોતાના વહાલા શવહર (પતી)નું શબ યાદ આવતું તો ઘડીકમાં પોતાનો તથા પોતાના પ્યારા ફરઝંદનો ખ્યાલ થઈ આવતો. જેમ જેમ તેણીને આવા દુઃખદાયક વિચારો આવતા હતા તેમ તેમ તે બિચારી વધુ અને વધુ મુંઝાતી અને તેથી છાની માની રોતી હતી જે અભરામ જોઈ કે સાંભળી શકતો નહિ.

અભરામ કાંઈ એટલો બધો સખત દિલનો યા નિર્દય ન હોતો તેમજ તેની મતલબ કાંઇ અમતુને અને તુરાબને હેરાનજ કરવાં એવી નહોતી, પણ તેનામાં ફક્ત અજ્ઞાનતા, વહેમ, જુના કઢંગા વિચારો વગેરે એકદમ ઘર ઘાલી બેઠા હતા, તેથી તેના મનમાં તો એમજ હતું કે મરનારની પાછળ ગમે તેમ કરીને સઘળા કારજો કરવાજ જોઇએ. કેમકે તેનું ધારવું એવું હતું કે મરનારની પાછળ જેમ વધારે જમણો થાય તેમ તેને જન્નતમાં સારી જગ્યા મળે અને તે સાથે પોતાની વાખાવાખી અને ભારે વખાણ થાવા સાથે જશ મળશે. આવા વિચારોના લીધેજ તેણે પોતાના મરનાર ભાઇના ઘર ખોરડા ઘરેણે (ગીરવે) મૂકીને યા તો તે વેચી સાટીને પણ જારથ, દાડો પાણી વગેરે સઘળાં કારજો કરવાનું તેણે પોતાના મન સાથે નક્કી કીધું હતું. વળી તે તદન જુના વિચારનો તેમજ અભણ હોવાથી જો આજ કાલના જવાનીયાઓમાંથી કોઇ મરણ પરણના કારજોના જમણોમાં થતા લખલુટ ખરચો વિરૂદ્ધ ઝરા તરા ચુનોચરાં કરતું યા જમાતમાંથી કોઈ તેના વિચારની આડે આવતું તો તે એકદમ ઉશ્કેરાઈ જઈ ઝોર શોરથી હોકારા કરતો કે, "અરે આજ કાલના જવાનીયાઓમાં અકલજ નથી. જરા વધુ ભણ્યા એટલે સાવ તોછડા બની જઇ વંઠી ગયા છે. વડીલોનું કહ્યું માનતાજ નથી. જરાતરામાં સામા બોલી ઉઠે છે." આવા આવા બૂમ બરાડા પાડી તે સઘળાને ધ્રુજાવી મુકતો અને પછી પોતાનું મન ધાર્યુંજ કરતો.

વહાલા વાંચકો, આમાં કાંઇ સહરાઘાટ કે અતિશોકિત જેવું નથી, કેમકે આજે પણ આપણા કાઠીયાવાડી બિરાદરોમાં મોટે ભાગે અજ્ઞાનતાના લીધે વહેમ, જુના કઢંગા રિવાજો અને તે પાછળ લખલુટ ઇસરાફી ખર્ચો વગેરે બદીઓ એવી તો ઘર ઘાલી બેઠી છે કે તે દૂર કરવા માટે કેવા ઉપાયો લેવા વગેરે બતાવવું તે આ ચાલુ બાબતથી અલગ છે તોપણ એટલું કહ્યા વિના ચાલતું નથી કે જ્યાં સુધી આપણા કાઠીયાવાડી બિરાદરોમાં અજ્ઞાનતા, વહેમ, જુના રિવાજો અને ખોટી મોટાઇ મેળવવા માટેની વાખાવાખી અને

હોંસાંતોંસી વગેરે બદીઓ ઘુસી બેઠેલી હોય ત્યાં સુધી બીજા ઇલાકાઓના માણસો આવી તેઓ બાપડાઓના ખીસાઓ નીચોવી જાય અને પરિણામે તેઓ બાપડાઓ શીખેલાઓના ઓશીયાળા રહેવા સાથે પરાધિનતાની બેડીમાં સબડ્યા કરે તો એમાં કાંઇ નવાઇ નથી.

છે કોઇ માયનો પુત મરહુમ સર આદમજી પીરભાઇ જેવો આપણા કાઠીયાવાડી વોહરાઓની હિમાયત કરનારો અને અજ્ઞાનતાની અંધારી ખાડમાંથી હાથ ઝાલી અજવાળામાં લાવનારો ઇલમરૂપી આબેહયાત પાઇ અંતરના આશીર્વાદ દિલની દોઆ મેળવનારો છે કોઇ ?

વિવેકી વાંચકો આજે પણ આપણામાં ઘણા એવ હશે કે જે આ અદનમાં ગએલા આદમ (બેહીસ્તનશીન સર આદમજી)ની વાત નહિ પસંદ કરે. હશે ભલે હોય દુન્યા છે.

મુખ્ય વિષયથી આપણે ઘણા વેગળા (દૂર) નીકળી જઇએ છીએ તે ઠીક નહિ માટે ચાલો પાછા ઠેકાણે આવીએ.

"ભ.ઇ ગોઠણીઆ વાળીને કયાં વગર નોતરે જમી આવીએ છીએ." અમતુએ દબતાં દબાતાં દલીલ કરી.

"ઠીક ત્યારે તમારે કાંઇ નથી કરવું ને ? આમ કકળાટજ કર્યા કરવો છે શું ? એ પરવરદિગાર આ આપદા (મુશીબત) મારા ઉપર કયાં નાખી ?" જાણે કે અમતુ કરતાંએ અભરામ ઉપર વધરે દુઃખ પડયું હોયની તેમ કંટાળી જઈ તે બોલ્યો.

ભાઈ આ એક ઝુંપડા સિવાય બીજી કોઈ જગ્યાએ ઉભા રહેવાનો આશરોએ નથી. હવે જો એને ઠેકાણે પાડી દઇશું તો પછી બીજે ભાડે રહેવું પડશે અને ભાડું ભરવાની તાકાત તો નથી. વળી તમે જાણો છો કે માણેક પાછી ફરી છે (રાંડી) છે એટલે તેનું ખર્ચ પણ મારે પુરૂં કરવું પડે છે વળી તુરાબ તો હજી નાનો છે અને નિશાળે જાય છે એટલે જો ઘરને વેચી નાખીશુ યા તે ઉપર કરઝ કરીશુ તો આગળ ઉપર અમારા

શા હાલ થશે? માટે ભાઇ શું કામ ખર્ચ કરાવો છો? અને–" અમતુ બોલતી હતી તેને અટકાવી અભરામ વચ્ચે બોલી ઉઠયો.

"અરે અને અને કરીને આમ ક્યાં સુધી માથું કુટયા કરશો? ખરેખર તમે તો નાક કપાવવા તૈયાર થયાં છે. અને તમારી બુદ્ધિ ફરી ગએલી જણાય છે. હા, હા આ પડતાદી (દિવસ)ની એંધાણી (અલામત) છે. નહિ તો વળી આવું સુઝે કે?"

"હા ભાઈ પડતાદીની એંધાણી તો ખરીજને નહિ તો વળી માથા ઉપરથી વાલી શું કામ ઉડી જાય? પણ ભાઈ તમે હવે આમ ધગોમા (ગરમ) ન થાઓ તમે કેહશો તેમ કરીશું અને તુરાબ આવશે એટલે આપણે બધું નક્કી કરીશું." આખરે નિરાશ થઈ અમતુ અભારમની હાએ હા કરતી બોલી.

આમજ બને છે સગા સ્નેહીઓના દબાણને લીધે કે ધર્મને નામે અવળુ સમજાવનારા આપ મતલબીઓને લીધે તેમજ અજ્ઞાન અને આપ-વડાઈ વાપરનારા આગેવાનોને લીધે ગરીબ માણસોને નાહક ખમવું પડે છે શાદી ગમીના વકનો ઉપર પેટના પુંજારીઓ અને મતલબીમાર તે મીયાંઓ 'બસ સારૂંજ કરવું' કેમકે આવો અવસર કાંઈ ફરી ફરીને આવતો નથી આવું આવું અનેક રીતનું અવળા સવળું સમજાવી ફક્ત પોતાની બે કે ચાર દિવસની મોજ માટે બિચારા ગરીબોને ખર્ચના બોજામાં દબાવી દે છે. વળી કેટલાક આમાલો એમ ધારે છે કે 'ઠીક' છે ગામમાં પાંચ પચીસ માણસો આવશે તો પોતાને સલામ સારો મળશે અને વળી જમણ કરનારો પણ સારી રીતે સલામ કરશે, આમ હોવાથી તેઓ પણ ધર્મને નામે ધતીંગો ચલાવી અવળું સવળું સમજાવી ખર્ચ કરાવે છે. અમતુનો જવાબ સાંભળી લઈ અભરામ ત્યાંથી ચાલ્યો ગયો અને બજારમાં ગયો એટલે તુરાબ નિશાળેથી આવતો સામો મળ્યો એટલે અભરામે કહ્યું.

"કેમ ભાઈ ક્યાં ગયો હતો?" અભરામે અજાણ્યા થઇ પૂછ્યું.

"નિશાળે ગયો હતો કાકા કેમ કાંઈ કામ હતું કે?"

"હા જોને આવતી કાલના જમણ માટે બધી ચીજો લાવવી છે તે ચાલની."

"હું ઘરે જઈ આવું" તુરાબે કહ્યું.

"પછી નિરાંતે આજે વેલાસર સઘળું લઈ રાખ્યું હોય તો સાફસુફ કરી તૈયાર રાખી શકાયને."

એમ કહી અભરામ જોઈતી ચીજો લેવા માટે તુરાબને સાથે લઇ ગયો અને સઘળો સરસામાન લઈ કાકો ભત્રીજો (તુરાબ અને અભરામ) જુદા પડ્યા.

તુરાબ ઘરે ગયો એટલે તેની માતા (અમતુ) એ અભરામ સાથ થએલી વાતોથી તુરાબને વાકેફ કર્યો.

તુરાબ મુંઝાયો તેના વિચારો જો કે સ્વતંત્રપણું ચાહનારા અને ઉચ્ચ હતા પણ હજી પોતે તો બાળક હતો! એના કાકાની સામે જીદ કરી બોલી શકે એટલી બધી હિમત તેનામાં હજી નહોતી તે બિચારાને શું કરવું તેજ સુજતું નહોતું પોતાની ઉપર આવેલી આફત દુર કરવી કે અમતુ-તેની માતા ને દીલાસો દેવો કે તેના કાકાને સમજાવવો? શું કરવું? એ બાબતના વિચારો તેના મનમાં આમથી તેમ દોડવા લાગ્યા છેવટ "અરે પરવરદીગાર મારી ઉપર આવેલી મુસીબતને, મારા ગુનાહો માફ કરી દુર કર" એટલું કહી નિરાશ થઈ છાનો માનો વિચાર કરતો તે બેઠો હતો, પણ એટલામાં તેના કાકા અભરામે આવીને બુમ પાડી કે "કાં ભાભી જમણ તૈયાર થઈ રહ્યું છે? હું મુલ્લાંને તેડી આવું ને?"

"હા ભાઈ" અમતુએ ટુંકમાંજ પતાવ્યું આથી અભરામ મુલ્લાઓ વગેરેને તેડવા ગયો અને તુરાબ સહેરો બિછાનું વગેરે બનાવવાની તૈયારીમાં પડ્યો.

થોડીજ વારમાં મુલ્લાઓ, ભયાંઓ વગેરે આવી પહોંચ્યા જેથી બીજીયાના હાતેહા માટે જે ઘરમાં એકાદ બે થાળનું જમણ તૈયાર કરવામાં

આવ્યું હતું ને જમાડી દઈ ઉકેલી દીધું અને તે બાદ જારથની જમાતના જમણની તૈયારીઓ ચાલી. કાઠીયાવાડીઓની કમનસીબીના લીધે કાઠીયાવાડમાં પણ મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે શહેરોની જેમ જારથ (ઝીયારત) નું જમણ સવારના દસ અગ્યાર વાગ્યામાંજ કરવાનો રિવાજ છે આથી મૈયતના અહેલના સાથે પોતાના વહાલાઓના મોતનો હમગમ, પૈસાની બરબાદી, રાતોના ઉજાગરા કરી જમણો કરવાની મેહનત વગેરે એક સામટા દુઃખો એવાં આવી પડે છે કે ના પૂછો વાત.

અફગરઝ તુરાબના ઘરમાં પણ બીજીયાનું જમણ તમામ થવા પછી જારથના જમણની તૈયારીઓની ધમાલ ચાલી ચોખા, દાળ, વગેરે સાફ કરવાનું, મસાલો કુટવાનું, બળતણ માટે લાકડાં કાપવાનું વગેરે કેટલુંક કામ રાતના અગ્યાર વાગ્યા સુધી કરી અભરામ, તુરાબ, અમતુ, માણેક વગેરે ઘરના સૌ માણસો થાકી પાકી લોથ થઈ નિદ્રા દેવીને આધીન થયા અને ચાર પાંચ કલાક જેમ તેમ બિછાનામાં ગુઝારી સવારના ચાર વાગ્યામાં ઉઠી કામે લાગી ગયાં.

સવારમાં ઉઠીને તુરતજ અભરામ પોતાના બે ત્રણ સોબતીઓ તથા જમણ પકાવનારને લઈ જુમાતખાનામાં ગયો જ્યાં એક તરફ જુદા જુદા દેગડા (તપેલા)માં મીઠી મોળી પુલાવ તરકારી વગેરેના આંધણો (ગરમ પાણી) મુકાઈ રહ્યાં છે. તો બીજી તરફ તરકારી મોળવાની તૈયારીઓ ચાલી રહી છે અને ત્રીજી તરફ પાણી ભરવાની ધમાલ મચી રહી છે. કામ એટલું બધું ઝપાટાબંધ હાથ ધવારમાં આવ્યું કે નવ વાગ્યામાં તો લગભગ જમણ તૈયાર થઈ ગયું ફકત ઝરાતરા વિસમવાની વાર હતી તેથી અભરામ પોતાના એક સોબતીને જુમાતખાનામાં ધ્યાન રાખવાની તથા ભઠીયારાને કોઈ ચીજ ખપેતે લાવી આપવાની ભલામણ કરી તે તથા તુરાબ ગામના મુલ્લાઓ શેઠીયાએ વગેરેને પોતાની સાથે લઈ કાઠીયાવાડના ધારા મુજબ કબરસ્તાન ગયા જ્યાં સદકલ્લાહ સિપારા પડી પોતાના ભાઇની કબર ઉપરથી નાળિએરો ઉતારી

દસ સાડાદસ વાગ્યામાં તો ગામમાં આવી પહોંચ્યા અને તુરતજ મરદોને જમવાનું તેડું કીધું.

જમાતખાનામાં આ મુજબ કામ ચાલતું હતું તેજ મુજબ તુરાબને ઘેર પણ કામની ધમાલ કાંઈ ઓછી ન હતી. તુરાબને ઘેર એક તરફ ખીર* રાંધવાની તૈયારીઓ ચાલતી હતી તો બીજી તરફ જારથના ફાતેહા પડવા આવનારી બૈરીઓ વાસ્તે ચટાઈ વગેરે પાથરવાનું કામ ચાલી રહ્યું હતું. ત્રીજી તરફ નાળિએરો ભંગાઈ રહ્યાં હતાં તો ચોથી તરફ અમતુને ઇદ્દતમાં (ખુણામાં) બેસવા માટેના સુફેદ કપડાં તૈયાર થઈ રહ્યાં હતાં.

થોડીજ વારમાં ગામની સઘળી બૈરીઓએ તુરાબના ઘેર આવી પાથરેલી ચટાઈ પર પોતાનો ધામો નાખ્યો અને તેમાંથી પાંચ સાત બૈરીઓ કે જેને કાચું પાકું કલામલ્લાહ આવડતું હતું તેણીઓએ કંઇક પડવા માંડયું, તે બાદ એક બાઇએ સદકલ્લાહ પડી અને તે બાદ અમતુને નવડાવી ધોવરાવી તૈયાર કરેલા સુફેદ કપડાં પહેરાવી મેકરર કરેલી જગ્યામાં ખુણામાં બેસાડી. જે થઈ રેહવા પછી સઘળી બૈરીઓ નાળિએર પતાસાની શેશા લઈ વાતોના ગપાટા મારતી પોત પોતાને ઘેર ગઈ. સઘળી બૈરીઓના જવા પછી અભરામની વહુ તે તુરાબની કાકી વગેરે ઘરની બૈરીઓએ તુરાબની મા સાથેજ જારથનું જમણ જમી પરવારી સૌ પોત પોતાના ઘર તરફ રવાના થઈ ગઈ.

બીજી તરફ લગભગ બપોરના બે વાગે અભરામ, તુરાબ વગેરે પણ મરદો બૈરીઓ ઉપરીઓ વગેરેને જમાડી જમાતના વાસણો ધોવરાવી સાફ કરાવી ઠેકાણે મુકાવી પોત પોતાને ઘેર આવ્યા. આ પ્રમાણે રાત દિવસની સખત મેહનત તથા જીવતોડ ઝેહમત ઉઠાવવાથી જમણ તો સારી રીતે ઉકલી

---

નોટ= * અજ્ઞાન કાઠીયાવાડીઓનું માનવું છે કે મરણના કારજોમાં ફાતેહા માટે ખીરતો કરવીજ જોઇએ. હવે આ ખીર પકાવવાનું કામ જમાતખાનામાં થઈ શકે તેમ છે પણ જારથના જમણમાં મારાથી સઘળે પહોંચી શકાશે નહિ એમ કહી ઘણા ગામના ભાઈયારાઓ ખીર પકાવવા જેવાં નાના કામો મરનારના ઘરના બૈરાંઓને સોંપે છે.

ગયું પણ તુરાબ, અમતુ, માણેક વગેરે ઘરના માણસોને એટલી બધી અડ-ચણ પહોંચી હતી કે તેઓ બાપડાઓ પોતાની શુદ્ધ બુદ્ધ ભૂલી જઈ તદન અધમુઆં જેનાં થઈ ગયાં હતાં. અબરામને પણ કાંઈ ઓછી તકલીફ પોહંચી નહોતી પણ તેના મનમાં તો સારી રીતે જમણ ઉકલી ગયું તેથી તેને પોતાને હર જગ્યાએથી જશ મળશે એવી હોંશમાં ચકચુર હોવાથી તેને કાંઈ વધારે જણાતું ન હોતું.

જુમાતખાનામાંથી આવી તુરાબે ઝીયારતના ખર્ચનો આંકડો ઉતાર્યો તો લગભગ ૪૦ થી ૫૦ નું ખરચ થએલું જણાવ્યું. તેથી તેણે તેની માતાને કહ્યું કે "મા, મા મારા કાકા તો કેહતા હતા કે જારથના રૂપીયા ૩૦ થી ૪૦નું ખર્ચ થશે પણ ખર્ચ તો રૂપીયા ૫૦ પચાસનું થઈ ગયું છે હવે કેમ કરીશું?"

"ભાઈ હું પણ એજ વિચારમાં છઉં કે હવે કેમ કરીશું?"

"પણ મા મેં એક જગ્યાએ વાંચ્યું હતુ કે દુન્યાના સઘળા ધર્મોમાં ઇસ્લામી ધર્મ સારૂં અને સેહલું છે વળી તેમાં લોકોની સગવડતાનો ઘણી સારી રીતે ખ્યાલ રાખવામાં આવ્યો છે. મગર આપણી કોમમાં તો આજ કાલ તદન ઉલટોજ મામલો થઈ પડયો છે કેમકે આપણી કોમમાં તો સહેલાઇના બદલે હર જગાએ મુશ્કેલીથીજ સામનો કરવો પડે છે તે એટલે સુધી કે ખુદા ના કરે અને કોઇની કઝા રઝા થાય છે તો મરનારની આંખ વીંચવા સાથેજ ચુલા ઉપર દેગડા ચડવા મંડી જાય છે અને વળી મરણના ત્રીજે દિવસે તો ફજરમાંજ રાતોના ઉજાગરા કરી જારથની નાત કરવાની ફરઝ પડે છે ત્યારે મને તો કુદરતી રીતે સુવાલ પેદા થાય છે કે અરેરે આતે જારથ છે કે ઝુલમ?" તુરાબે બળાપો કરતાં જણાવ્યું.

"ભાઈ આમ બડબડાત ન કરીએ આપણા આગેવાનોએ જે રિવાજો દાખલ કીધા છે તે બરાબર સમજી તપાસીનેજ કીધા હશે." અમતુએ પોતાના દીલને સખ્ત કરીને સધ્યારો આપ્યો.

આવી કેટલીક વાતો કર્યા પછી જારથના રૂપીયાનો જોગ કેવી રીતે કરવો તેના વિચારમાં મા દિકરો મુંઝાતા લાંબો વખત સુધી બેઠા.

# પ્રકરણ ૫ મું.

—:o:—

## જમણુ જમણુ ને જમણુ-અથવા ગામ ગપાટા.

તુરાબને અમતુ જારથના પૈસાનો જોગ કેવી રીતે કરવો તેની મુંઝવણમાં વિચાર કરતાં બેઠાં છે. તેવામાં અબરામ એક બે કલાક આરામ કરીને તેઓને ઘેર આવી પહોંચ્યો અને બોલ્યો કે, "ભાભી મેં તો મારા ભાઇનું દસમું લખી નાખ્યું છે. ગઈ કાલેજ તમારી પાસેથી જવા પછી લખી નાખ્યું, પછી વળી કેદી લખીએ? ઝટ ઉકલી જાય તો સારૂં ને." પણ બિચારી અમતુ તો આ ખબર સાંભળવાથી જાણે કે તેણીને વિજળીનો આંચકો કેમ લાગ્યો હોય તેમ એકદમ હેબતાઈ ગઇ કેમકે તે બિચારીને કાંઈ સગાં વહાલાંઓને તેડાવી દાડોપાણી કરવાનો વિચારજ નહોતો. અરે તે બિચારીની શક્તિજ કયાં હતી કે કારજ કરવામાં કમર કસી તૈયાર થાય. અરે જ્યાં ઝીયારતના પૈસાનાજ વાંધા હોય ત્યાં દાડાપાણીનો જોગ થાયજ કેમ, "મારા કાકા શું કહે છે મા?" પોતાના કાકાની વાતમાં બરાબર સમજ નહિ પડવાથી તુરાબે પુછ્યું.

"તારા અબાનું દસમું લખી સગાંઓને તેડાવ્યાં છે." અમતુએ ટુંકમાં જ પતાવ્યું.

'એટલે?' તુરાબે શકમંદ થઈ પુછ્યું.

"એટલે એટલે શું કરે છે. તારા બાવાજીનું કારજ કરવાનું છે અને તે માટે દસમું લખી સગાં વહાલાંઓને તેડાવ્યાં છે. વળી તારા બાવાજી નાતના શેઠ અને મોટી ઉમરના હતા એથી કારજ સારી રીતે ધામધુમથી કરવાનું છે માટે લખ્યું છે કે બે માણસોને વધુ તેડતા આવવું હવે સમજ્યો કે નહિ? અને એટલાજ માટે હું પુછવા આવ્યો છઉં કે શું બંદોબસ્ત કરવો છે, જમણમાં શું શું કરીશું અને કેવું કરીશું? જો કે હજી પાંચ છ દિવસની વાર છે તોપણ તૈયારી તો આજથીજ કરવી જોઇએ નહિ તો પોંહચી શકાશે નહિ." અબરામે વિગતવાર ખુલાસો કીધો.

"પણ કાકા તમને કોણે કહ્યું હતું કે કારજ કરવું છે? અમારે તો કારજ કરવાની બીલકુલ શકિત નથી તો પછી બધાં આવે તેને શું ખવરાવીએ? હજી તો જારથના પૈસાનાજ વાંધા છે ત્યાં વળી કારજની કયાં કહાણી માંડી બેઠા છો? માટે જાઓ અમારે કાંઈ કારજબારજ કરવું નથી, એટલે મેહરબાની કરીને ના લખી વાળજો." તુરાબે ઝરા તપી જઈ કહ્યું.

"બકબક શુ કરે છે. નાના મોટાની કંઈ અદબ છે કે નહિ, અરે તદન બેહયા (શરમ વિનાનો), અમારા કુળમાં તે તું આવો ક્યાંથી પેદા થયો!

તું કારજ નહિ કરે તે જોઈ લઇશું. કયાંક ખાવું હોય ત્યારે કેમ મુઠીઓ વાળી દોડ્યો જાય છે? અને ખવડાવવું હોય ત્યારે નાકનાં નસકોરાં ચડાવી સામો થાય છે. મને લાગે છે કે તું કોઇક દિવસ અમારા કુળને કલંક લગાડીશ, ઠીક મેં તો તારા નામથી બધાને કાગળો લખી નાખ્યાં છે અને હવે કાંઈ ન કરવું હોય તો પડ ચુલામાં, આવે ત્યારે ધકકા મારી સઘળાંને કાઢી મુકજે, હું તો આ ચાલ્યો." અભરામ એકદમ ગુસ્સે થઈ ચાલી જતાં બોલ્યો.

તુરાબની માતા અમતુ તો આ રકઝક સાંભળ્યાજ કરતી હતી, તે કોણને બોલતો અટકાવે? તુરાબને કે અભરામને? તે બિચારીને તો સુડી વચ્ચે સોપારી જેવું હતું.

અહીં જ્યારે કે અભરામ આવ્યો હતો ત્યારે બજારમાં શું વાતો થતી હતી તે ઝરા તપાસીએ.

"કાં ભાઈ અસમાલ તને તો આજ ખુબ મઝા પડી હશે, નહિ?" તુરાબના કાકાના દીકરા ઇસ્માઇલને તેના પેલા મિત્રે પુછ્યું.

"અરે મઝા પડવાની શું વાત કરૂં? કામ કરી કરીને તુટી ગયા અને જમવામાં તો કાંઈ મળે નહિ." ઇસ્માઇલે રોદડાં રોતાં કહ્યું.

"એમ શું બોલે છે? ઉપરીઓ માટે તો ખાસ ઘોસ (ગોસ્ત) દહી વગરે હશે અને તે સાથે ખીર પણ ખુબ વધારેજ હશે." પેલાએ પાછું કહ્યું.

"અરે ખાસ ગોસ બોસ કાંઈ નહોતુ. મેં તો તને તે દિવસે કબ્રસ્તાનમાં આગળથી જ કહ્યું હતુ કે આમાં કાંઈ શુકરવાર થાય તેમ નથી. તે તને યાદ નથી?" ઇસ્માઇલે બળાપો કરતાં જણાવ્યું.

"અરે ભાઈ તું ગમે તેમ સૌચી ખોટી વાતો કરીને અમને ભલે બનાવે પણ અમે કાંઈ તારાથી બનવાના નથી કેમકે અમે તો ખૂબ જાણીએ છીએ કે તારો હાથ તો હવે ધીઇમાં પડનોવાજ." પેલાએ વાતમાં રસ લાવવાના હેતુથી કહ્યું.

"અરે કેવી રીતે ધીઇમાં હાથ પડવાનો કાંઈ સમજાવશેબી ખરો કે નહિ." ઇસ્માઇલે ઝરા તપી જઈ કહ્યું.

"અરે એમાં સમજાવવાનું તે શું છે? શું તુ પહેલીયું, બીજીયું અને ત્રીજીયું એમ ત્રણ દિવસ થયા જમતો નથી? અને આવતી કાલે તો ચોથીયાનો ખીચડો થશે એટલે તેમાં પણ તું તો ખરોજ ને? અને તે બાદ 'દાડામાં' તો ત્રણ ચાર દિવસ સુધી લાગલાગટ ધામધુમ ચાલશે એટલે તેમાં તો તુ મિઠાઈ ખાઈ ખાઇને ધરાઈ જવાનો અને 'દાડા' પછીબી વીસમું, માસીયું, ત્રીમાસી, છમાસી અને વરસી વગેરે અવસરોપર કદાચ નાતો નહિ કરે પણ સગાં વહાલાંઓ તો કરશે જ એટલે તેમાં પણ તું તો સૌથી પહેલો જ હાથ મારવાનો, મતલબ કે આ આખા વરસમાં તારો હાથ ધીઇમાં પડવાનો એ અમારી ગણતરી કાંઈ ખોટી નથી." પેલાએ આખા વરસનો વરતારો બાહેર પાડતાં જણાવ્યું.

"અરે ભાઈ અંદરના ભેદની તને કાંઈ ખબર નથી એટલે જ તું આમ વરતારો બાહેર પાડે છે પણ હું તો તને ખરેખરૂં કહી દઉં છું કે મારી કાકીનો તેમજ તેના દીકરા તુરાબનો જારથ કરવાનો પણ બીલકુલ વિચાર નહોતો પરંતુ એ તો મારા અબ્બાની સખત કોશીશના લીધેજ જારથ થઈ છે, મતલબ કે મારા અબ્બાની કોશશ હોત નહિ તો જારથ થાત નહિ, ત્યારે હવે તુંજ કહે કે બીજા કારજોની આશા કેવી રીતે રાખી શકાય?" ઇસ્માઇલે પોતાના બાવા પાસેથી સાંભળેલી વાતોના આધારે જણાવ્યું:

"શું ત્યારે તારા કાકાનો 'દાડો' બી નહિ કરે?" પેલાએ ફિકર કરતાં પૂછ્યું.

"હા મારી કાકી તથા તુરાબનો વિચાર તો એવોજ છે કે કાંઈ પણ કરવું નહિ મગર મારા અબાનો મત એવો છે કે કદાચ આસમાન ને ઝમીન એક થઈ જાય તોપણ મરહુમનો 'દાડો' તો કરવોજ કેમકે તે ન થાય તો અમારા ખાનદાનને એબ લાગે અને તે સાથે અમારૂં પણ નાક કપાઈ જાય, બાકી તું જાણે છે કે તે લોગોને તો કાંઈ લાજ શરમ છેજ નહિ." આ પ્રમાણે કેટલીક વાતચીત કરી તે બંને મિત્રો છૂટા પડ્યા.

એક બીજી દુકાને—તે દુકાનવાળાને બગાસાં ખાતો જોઈ રસ્તેથી પસાર થતાં એક જન્નતી ભાઇએ પુછ્યું કે, "કેમ ભાઇ હજીતો જમીને હમણાંજ ચાલ્યો આવે છે ત્યાં મોંહ શા માટે ફાડે છે?"

"અરે દોસ્ત શું વાત કરૂં? હું જ્યારે જ્યારે જારથનું જમણુ જમીને આવું છું ત્યારે આખો દિવસ કાંઈ ચૈન પડતું નથી. બસ બગાસા, આળસ, ઉંઘ અને જાણે બંધાણીનો અવતાર, ખુદા જાણે એ જમણની કેવી તાસીર છે કાંઇ ખબર પડતી નથી." દુકાનદારે ખુલાસો કર્યો.

પણ એટલામાં તો સામેની લાઇનમાંની એક બીજી દુકાનેથી એક જણ પેલા બંને પાસે આવી પહોંચ્યો અને બોલ્યો, "કેમ ભાઇઓ શું તડાકા મારો છો?"

"અરે ભાઇ આ મીસ્તર કહે છે કે જારથનું જમણુ જમાય છે તે દિવસે સુસ્તી બહુ રહે છે." રસ્તે ચાલતાં ઉભા રહેલ જન્નતીએ કહ્યું.

"તે શું ઝરાએ ખોટું છે?" તે સામી દુકાનેથી આવનાર હામાં હા મેળવી બોલ્યો.

"પણ દોસ્ત પુલાવ બહુ સરસ થઈ હતી, ધીબી ઠીક હતું, પાયો તો સારો નાખ્યો છે હવે જોઇએ કે દાડો કેવોક કરે છે તે!!"

"લ્યો હજી તો 'જારથ'ના જમણનો બહાર ઉતર્યો નથી (હજમ થયું

નથી) ત્યાં તો 'દાડાની' વાત કાઢો. 'બસ ઉડાઓ મારા બાપા' જમણની વાતો હોય તો વોહરા ભાઇઓને કાંઈ જોઇએ નહિ. બસ કોઈ ખુદાનો લાલ જમાડનાર જાગવો જોઇએ, કેમ નહિ ?" પેલા બગાસાં ખાનારે તતરાવ્યું. "જા ભાઈ તું તો બહુ ફાસ્ટ જાય છે. કોઇક ઘરડું માણુસ સાંભળશે તો ખીજાશે કે 'જુવાનીયાઓ કેવી કેવી રીતે જમણ વિષે ટીકા કરે છે,' માટે બહુ બોલમાં સામેની દુકાનેથી આવનારે વાંધો ઉઠાવતાં કહ્યું. આ સિવાય આ ત્રણ જણામાં ઘણી વાતો થઇ પણ સઘળાથી આપણે શું કામ ? આપણે તો ફકત કાઠીયાવાડી વોહરા બીરાદરો ગરીબ સ્થીતીના ગણાય છતાં જમણની બાબતમાં કેવા શુરાપુરા છે તેનો સહેજ ચિતાર આપવાનો છે અને તેથી હવે બીજે ઠેકાણે ઉમરે પુગેલાઓમાં કેવી વાતચીત થાય છે તે જુઓ.

"આ મહીનામાં ઠામડાં (જમાઅતનાં વાસણો) ને ધૂળ નહિ લાગે" એક નવરો કે જેની ઉમર લગભગ ૫૫ વરસની હતી અને જે બે દીકરીઓની પરદેશથી આવતી કમાણી ઉપર મઝા કરતો હતો તે બોલ્યો.

"એમ કેમ ?" જેની દુકાન ઉપર ઉપર કહેલો માણુસ બેઠો હતો તે દુકાનદારે પુછ્યું.

"આજ જાણે જારથ ગઈ, હજી તે એક દાડાની નાત કરશે. વળી ઓલો અબદો એના અબાની વરસી વાળશે, પેલો ખાનભાઇ તેની વહુનો ખોળો ભરશે તેની નાત કરશે અને તે પછી શમસની માની છમાસી આવશે તેની પણ ઘણું કરીને નાત થશે." ભોળા ભટાક નવરાએ વરતારો બાહેર પાડ્યો. "આહા આટલી બધી નાત ?" દુકાનદારે આશ્ચર્ય સાથે પુછ્યું અને થોડીવાર ચુપ રહી વાતમાં રસ લાવવાના હેતુથી પુછ્યું "અભરામે કેટલાં ગામ લખ્યાં છે ?"

"પંદરેક લખ્યાં જણાય છે." નવરાએ ખુલાસો કીધો.

"ત્યારે તો કારજ ઉપર ચાલીશેક માણુસો આવશે નહિ વારૂ ?" દુકાનદારે પુછ્યું.

"અરે નહિ ! ચાલીશથી તો વધારે આવશે." નવરાએ નિકાલ પતાવ્યો.

આમ વાતો ચાલતી હતી એટલામાં તુરાબનો કાકો અભરામ ત્યાંથી નીકળ્યો એટલે પેલા નવરાએ તેને બોલાવતાં કહ્યું, "અભરામભાઇ આવોની આજકાલ તો બહુ કામમાં પડી ગયેલા લાગો છો."

"ના, ના તેવું કાંઈ નથી." અભરામે તેની પાસે બેઠક લેતાં કહ્યું.

"અરે એમ હોય બધી વ્યાધી (ફીકર) તો તમારેજ છે ને ? કેમકે તુરાબીયો તો હજી છોકરૂં છે, પાંચ દસ માણસો આવશે તેનાં મોઢાં તમારેજ સાચવવાં પડશે ને ? તે બિચારાને કાંઈ થોડીજ ખબર છે." નવરાએ અભરામની ચાવી ચડાવતાં કહ્યું.

"અરે ભાઈ બધું ઠીકે ઠીક છે. તમે એને છોકરૂં ધારો છો પણ તે તો મોટા મોટાને પણ હંફાવે તેવો નીકળ્યો છે, અરે વધારે શું કહું તડતડ સામું બોલે છે, આંખમાં શરમજ નથી." અભરામે ઉભરો કાઢવા માંડ્યો.

"હેં એમ કેમ બોલો છો ? અમે તો એને ડાહ્યો ધારીએ છીએ." દુકાનદારે વચમાંજ કહ્યું.

"હા ભાઈ ડાહ્યો નહિ પણ દોઢ ડાહ્યો છે તે એટલે સુધી કે મને સાફ સાફ કહે છે કે, 'મારે કારજજ નથી કરવું, મારૂં ઘર પહોંચતું નથી, (મારા ઘરમાં તાકત નથી) તમને કોણે કહ્યું હતું કે કાગળો લખજો અને સગાં તેડાવજો,' બોલો આવું આવું ફાટે ડાચે બોલે છે." અભરામે ઝરા ઉશ્કેરાઈ જઈ બળાપો કીધો.

"અરે એક થપ્પડ (તમાચો) લગાવીએ નહિ કે બત્રીસ દાંત પડી જાય. એનું મકદુર શું કે તમારી સામું ચું ચાં કરીને બોલે અને કારજ કરવાની ના કહે." નવરો ઉપાય બતાવતાં ઉતાવળો થઈ બોલ્યો.

"ભાઈ, કાંઈ મરાય છે, આજ કાલના છોકરાઓને તમે જાણો છો ને કે ઝરા વધારે બોલીએ તો લાકડી લઈ સામા થાય તો તેમાં ફજેતી કેની, આપણીજ કે નહિ ?" દુકાનદાર ડાહ્યો ડમરો થઇ બોલ્યો.

હવે આપણો પેલા કઈક કેળવાએલા ભાઇ કે જેણે તુરાબના પીતાના મરણના દિવસે કબ્રસ્તાનમાં તેમજ વાલી મુલ્લાના ઘેર જઈ મરણ પછવાડે જમણો કરવા જોઇએ નહિ એવી તકરીર કીધી હતી તેવણ ભાઇની બંગલી તરફ નઝર કરીએ આ બંગલીમાં પાંચ સાત જવાનીયાઓ મેમ્બરો હતા, અને તેઓની ખાસ મતલબબી એજ હતી કે હંમેશા બંગલીમાં જઈ ચા પાણી નાસ્તા ઉડાવવા અને અવાર નવાર મીજવાનીઓની મોજ મારવી તોપણ આપણા આ કેળવાએલા ભાઈ આ બંગલીવાળા સાથે જોડાયા હતા કારણ કે તેનો વિચાર આ બંગલીના મેમ્બરોમાં તાઅલીમ તથા વાંચનનો શોખ ફેલાવાનો હતો અને તેટલા માટે તે પોતાથી બનતું કરતા હતા.

હંમેશા તો જો કે આ બંગલી રાતના આઠ વાગ્યા પછી ખોલવામાં આવતી હતી પણ આજતો જારથનું જમણ હોવાથી બંગલી ચાર વાગામાં ખુલી ગઈ છે અને સઘળા મેમ્બરોબી હાઝર થઈ ગયા છે. જેઓમાંના ચાર પાંચ ભાઇઓ તો પાના (પત્તા) રમવામાં એકદમ તલ્લીન થઈ ગયેલા જણાય છે અને એકાદ બે જણા ચા, સંબોસા, કબાબ વગેરે નાસ્તો બનાવવાની કડાકુટમાં પડી ગયા છે, જ્યારે આપણા કંઇક કેળવાએલા ભાઈ કંઇક વાંચવામાં ગુંથાઈ ગયા છે એવામાં પોસ્ટવાળો આવી વોહરા ઉદય, ગુલઝાર, બાગ, ગુજરાતી વગેરે પોસ્ટમાં આવેલા છાપાઓ આપી ગયો જે આપણા કેળવાએલા ભાઇએ એક પછી એક તપાસવા માંડ્યા.

એવામાં એક ચોપાનીયામાં નાત વિષેની કવિતા જોવામાં આવી તેથી તે ભાઈ પુકારી ઉઠ્યા કે, "અરે ભાઇઓ ઝરા રમત મૂકી થોડીવાર અહીંયા આવો તો હું તમોને કંઈ નવી ચીઝ વંચાવું."

"હમણાં તમેજ વાંચી લો અને તે બાદ અમોને વાત કહી સંભળાવજો એટલે બસ થશે." એક જણે રમતાં રમતાં બેદરકારીથી જવાબ આપ્યો.

"અરે પણ ફક્ત પાંચ મીનીટજ આવી જાઓ તમારી મોટી મહેરબાની થશે." પેલા કેળવાએલાએ આજીજી કરતાં કહ્યું.

"હવે પણ ને બણ નહિ કરતાં અમને હમણાં રમવા દો નહિ તો કંઇક સાંભળશો." બીજા એક ભાઇએ ઝરા ઉશ્કેરાઈ જઈ કહ્યું.

પણ એટલામાં પેલા ચા, સંબોસા, કબાબ વગેરે બનાવનારાઓએ આવીને કહ્યું કે, "ભાઇઓ નાસ્તો તૈયાર થઈ ગયો છે માટે ચાલો તેને ઇન્સાફ આપીએ પછી આપણે સૌ રાતના દસ વાગ્યા સુધી રમતનો ટેસ્ટ ઉડાવીશું કેમકે આજે તો સવારની નાતનો અહાર એટલો બધો છે કે નાસ્તો કરવા પછી રાતના જમણની આપણને હાજત રેહેશે નહિ."

"પણ હમણાં અમને રમત પૂરી કરવા દો પછી નાસ્તો કરીશું" રમનારામાંથી એક બે જણાએ સાથેજ કહ્યું.

"ના, ના હવે એ નહિ ચાલે કારણ કે એક તો નાસ્તો ઠંડો થઈ જાય છે અને વળી અમે ઉભા ઉભા ટળવળીએ ને તમો રમતનો ટેસ્ટ ઉડાવો એ અમને પરવડશે નહિ માટે એકદમ રમત બંધ કરો." પેલાએ રોઅબ (રોફ) બતાવતાં કહ્યું.

"નાસ્તો ઠંડો થઈ જાય તો થવા દો અને બહુ ઉતાવળ હોય તો તમો તમારૂં કરી લો." રમનારાઓએ પોતાની જીદ પકડીને કહ્યું.

"હવે આ તમારી જીદ ચાલશે નહિ અને અમે રમવા દેશુંજ નહિ."

એટલું કહી પેલાઓએ રમવાના પાનાં આંચકી લીધાં અને રમવાનો લાકડાનો પાટલો બી ઉપાડી લીધો તેથી રમનારાઓમાં કોલાહલ જાગ્યો અને એકાદ બે જણા તો એકદમ ઉશ્કેરાઈ જઈ મારામારી કરવા તૈયાર થઇ ગયા મગર બીજાઓએ ઠંડા પાડ્યા તેથી સઘળા નાસ્તાના ટેબલ ઉપર ગોઠવાઈ ગયા.

સઘળા મેમ્બરોના ગોઠવાઇ જવા પછી આપણા પેલા કંઇક કેળવાએલા ભાઇએ કહ્યું કે ભાઇઓ આજે આપણે તુરાબના પીતાની જારથની નાત જમીને આવ્યા છીએ. હવે આજની પોસ્ટમાં નીકળેલા આપણા એક

કોમી ચોપાનીયામાં નાત વિષે કવિતા આવેલી છે જે દરેકને વાંચવા તેમજ વિચારવા જેવી હોવાથી હું આપ સાહેબના રૂબરૂ વાંચવાની રજા લઉં છું.

આમ કહી તેવણે તે કવિતા બુલંદ અવાઝે નીચે મુજબ વાંચવા માંડીઃ-

**દોહરા.**

જમવું વહાલું છે સદા, જમવા વિણુ નહિ વાત;
જમવામાં જશ છે બહુ, નાત નાત ને નાત.
નાત તણી શુભ વાતથી, થાય સર્વ રળિઆત;
હૈયામાં હરખાય છે, નાત નાત ને નાત.
વહોરા વીરો જ્યાં મળે, ત્યાં નહિ બીજી વાત;
ન્હાના મ્હોટા કે કરો, નાત નાત ને નાત.
તાલીમ બીજા લે ભલે, અમને ન એ પંચાત;
ઇચ્છા હમારી છે કરો, નાત નાત નાત ને નાત.
શુભ કારજમાં પુછશે, કહો કેટલી છે ભાત;
અને કરશો વળી કેટલી, નાત નાત ને નાત.
આહ અમારી કોમમાં નાતે વાળ્યો દાટ;
તોપણુ નહિ મુકીએ કદી, નાત નાત ને નાત.
છાપાવાળાઓ ભલે, કરે સદા કલ્પાંત;
પણુ નીકળશે શું કદી, નાત નાતને નાત.
નિશાળના કુલ બાળકો, કરે વાત દીનરાત;
કો, ભાઈ કે દહાડે થશે, નાત નાત ને નાત.
મુલ્લાં મસજીદમાં મળી, કરે અરજ સહુ સાથ;
યારબ તું ઉતારજે, નાત નાત ને નાત.
નાત કરો એ મુમીનો; કરો ન બીજી વાત;
ખેર તણાં કુલ કામમાં છે, નાત નાતને નાત.
વિવાહના શુભ ટાંકણે, નાત કરો ભલીભાત;

પણ મરણે શીદને કરો, નાત નાત ને નાત.
કોમી ખેરખાહો તણા, કદર કરે જો નાતઃ
"તો સુધરશે આપણી, નાત નાત ને નાત."

હજી તો આ કવિતા પુરેપુરી વંચાઇ રહી નહોતી તેટલામાં તો પેલા પત્તે રમનારાઓ એકદમ ઉશ્કેરાઇ ગયા કેમકે એકતો તેઓની રમત અધુરી પડતી મુકાવી હતી તેનો ગુસ્સો હતો અને તેવામાં વળી નાત વિરૂદ્ધની આ કવિતા વાંચવામાં આવી તેથી તેઓનું સ્ટીમ પાવર એકસોને દસ ડીગ્રી ઉપર થઇ ગયું જેના પરિણામે તેઓએ સઘળા કોમી ચોપાનીયાના ચુરેચુરા કરી નાખ્યા અને તે સાથે તેના અધિપતિઓ અને લેખકો વગેરેને પણ ખૂબ શાલ-પામરી ઓઢાડી.

ઓચિંતો આવો મામલો થઇ જવાથી આપણા પેલા કંઇક કેળવાએલા ભાઈ તો હેબતાઇજ ગયા અને ઘડી ભરતો કાંઇ બોલી શકયાજ નહિ પણ થોડીવાર પછી પોતાનું સઘળું ઝોર એકઠું કરી બોલ્યા કે, "અરે મેહેરબાનો આમ એકદમ ઉશ્કેરાઇ નહિ જતાં ઝરા શાંત દિલે વિચાર કરશો તો તુરતજ જણાય આવશે કે આપણા ચોપાનીયાવાળાઓએ તેમજ તેના લેખકોએ આપણું કાંઇ બગાડ્યું નથી બલ્કે હું તો આગળ વધીને કહીશ કે તે બિચારાઓ તો આપણી કોમ માટેજ પોતાની જાનો તોડી રહ્યા છે તેને આમ......"

"બસ બસ હવે તમારૂં ભાષણ બંધ કરો કેમકે અમારે તે આપણા નેકનામ ચોપાનીયાવાળાઓ અને તેઓના લેખકો વિષે કાંઇ પણ સાંભળવું નથી. અરે તમારા કેહેવા મુજબ તેઓ કદાચ આપણી કોમ માટે જાન તોડનારા હશે તો પણ હુંતો ખાતરીથી કહું છું કે તે મરદુદો નાતો અને જમણોના તો હડહડતા દુસ્મનોજ છે કેમકે જ્યારે જ્યારે હું તે ચોપાનીયામાં નઝર કરૂં છું ત્યારે ત્યારે મને તો તેમાં નાતો અને જમણોનોજ રૂદન પાટલો નઝરે પડે છે. એટલાજ વાસ્તે તેઓની તાઅરીફ યા બચાવ માટે,

એક પણ શબ્દ સાંભળવાને અમે ખુશી નથી અને તેમ છતાં તમો તેવું કરશો તો અમે અતરેથી ચાલ્યાજ જઇશું." પેલા કેળવાએલા ભાઇને બોલતા અટકાવી એક જણાએ વચમાંજ ધડાકો કીધો. આ પછી પેલા કંઇક કેળવાયલા ભાઇએ તે લોકને છાપાનું કામ કરવામાં રહેલી મુશ્કેલી તથા આપણા ચોપાનીયાવાળાઓની કફોડી હાલત વગેરે બાબતોનો વિગતવાર ખુલાસો કરવાની ધણીએ માંગણી કીધી મગર તે લોકોએ કાંઈ પણ સાંભળવાની સાફ ના પાડી અને નાસ્તો ચા લઈ પાછા રમવામાં મશ્ગુલ થઈ ગયા અને આપણા આ કંઇક કેળવાએલા ભાઈ કપાળે હાથ દઈ વિચાર કરતાજ બેસી રહ્યાં. આખરે લગભગ રાતના દસ વાગે રમત બંધ કરી સૌ પોતપોતાને ઘેર જવા તૈયાર થયા તે વક્ત તેઓમાંથી એક જણ બોલી ઉઠયો કે "ભાઇઓ નાતો અને જમણોના વિરૂદ્ધીઓ ભલે પેટ બળતરા કરી માથાઓ કુટે પણ આપણામાંથી નાતો અને જમણો કોઇ રીતે નાબુદ થઈ શકશે નહિ. ભાઇઓ તમો સઘળા જાણીને ખુશી થશો કે આ મહીનામાં તો આપણા ગામમાં પાંચ સાત નાતો થવાની છે. તેથી આપણને જમણોનો ટેસ ઉડાવવા સાથે......પત્તાં રમવાનોબી ઘણોજ સારો લાભ મળશે એટલુંજ નહિ પણ પેલા હકીમ કાકા (તુરાબના પિતા)ના દાડામાં લગભગ ચાલીસથી પચાસ મેહમાનો આવશે જેમાંના કેટલાકો આપણી આ બંગલીમાં પણ આવશે માટે તેઓ વાસ્તે એકાદ બે ગંજીફાના પાનાના પોકેટ પણ લઈ રાખવા પડશે અને વળી દાડા ઉપર પધારનાર આપણા આમીલ સાહેબની ઝિયાફતબી કરવી પડશે તે બાબતમાં તમારો શું વિચાર છે ?"

આપણા કંઇક કેળવાએલાભાઈ સિવાય સઘળા મેમ્બરોએ ઉપરની બેઉ બાબતોમાં પોતાની મરજી બતાવી તેથી ગંજીફાના પાના ખરીદવાની તથા આમિલ સાહેબની ઝિયાફત કરવાની વરદીઓ આપવામાં આવી અને તે બાદ સઘળા ભાઇઓ પોતપોતાના ઘર તરફ રવાના થયા.

આ પ્રમાણે આ ગામમાં આજકાલ ધામધુમો ચાલી રહી છે. કોઇ

જનતી જવાનીઓ મનમાં ફુલાતો હતો કે દાડામાં આપણો ફલાણો મિત્ર આવશે તેને આમ ફરવા લઈ જઇશું અને તેમ લઈ જઇશું. તો કોઈ જન્નતી બહેન વિચાર કરતી કે મારા ઇસબને (યુસુફ) આમ કપડા પેહરાવીશ અને તેમ પેહરાવીશ, તો કોઈ અક્કલનો ઓથમીર મોટાઈ પર મરી ફીટનાર ફુલણજી-ભાઈ વિચાર કરતો કે આમીલ સાહેબ આવશે તેને આવી ઝિયાફત આપીશ અને તેવી આપીશ, એક તરફ આવા વિચારો ચાલતા હતા ત્યારે બીજી તરફ બીજા કેટલાક ભાઇઓ અને બેહનો ગામમાં મેહમાનો આવનારા હોવાથી પોતપોતાના ઘરોને ગાર માટી કરવાની ધોળ ચુનો છાંટવાની તથા સાફસુફ કરવાની કડાકુટમાં પડી ગએલાં જણાતાં હતાં. આ સઘળાનું ઉંડુ કારણ બીજું કાંઈ નહિ પણ અજ્ઞાનતાજ (જહાલ). 'આહાહા જહાલત તારી પણ જગતમાં બલીહારીજ છે.'

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ઘર ઘરેણું (ગીરો).

"બેટા તું બહુ ઉતાવળો થઇ ગયો. જોયું તારા કાકાને કેટલી બધી રીસ ચડી તેઓ રિસાઇને ચાલ્યા ગયા હવે આપણે કેમ કરીશું !" અમતુએ અબરામના જવા પછી તુરાબને કહ્યું.

"હું શું કરૂં મા ? મારો કાંઈ કસુર નથી કેમકે હું જાણું છું કે આપણા ઘરમાં પૈસાની કેવી રેલછેલ અને છત છે." તુરાબે પોતાનો બચાવ કીધો. "પણ દીકરા હવે શો ઉપાય, સગાઓને પાછી કાંઈ ના લખાય કે ? વળી તારા કાકાએ કોને કોને લખ્યું છે તેની પણ આપણને ખબર નથી એટલે હવે જે થયું તે ભોગવ્યા વિના છુટકો નથી. જો આપણા નસીબમાં સુખ હોત તો તારા બાવાજી ગુજરી શા માટે જાય, શું એનાથી મોટી ઉંમરના માણસો પણ હજી હયાત નથી ?" અને આમ બોલતાં તેણી ચોધાર આંસુએ રોવા

લાગી. તુરાબ પોતે પણ દિલગીરીના દરિયામાં ડુબેલો તો હતોજ અને વળી તેની મીઠી મોહબ્બતવંતી માતાને આ મુજબ રોતી જોઈ તેનું હૃદય પણ હાથ રહી શકયું નહિ તેથી બને ખૂબ રોયાં અને રોવાથી દિલ હલકાં થયાં. ખચિતજ એક અરબી શાએર (કવિ)એ પણ ખરૂંજ કહ્યું છે કે—

**રોવું છાતીમાં ભરાએલા હમઅમના દુ:ખને દુર કરી સિફા આપનારી દવા છે.**

"ત્યારે હવે કેમ કરશું મા ?" રોવાથી પોતાનું દિલ હલકું થવા પછી તુરાબે પુછ્યું.

"ભાઈ તારા કાકા તો રિસાઇને ગયા છે અને સઘળી ખબર તો એનેજ છે એટલે એને પુછયા વિના છુટકોજ નથી." અમતુએ મુંઝાતાં મુંઝાતાં કહ્યું

"પણ મા એ સઘળું તો ઠીક, મગર ખરચના રૂપિયાનું કેમ કરશું મારા કાકા તો ફકત કામકાજ અને પોતાની બડાઈ હાંકી વાહવાહી મેળવશે જ્યારે બધું ભોગવવું તો આપણનેજ પડશે તેનું કેમ ?" તુરાબે કહ્યું

"જો ભાઈ પૈસા વિષે મેં તને તે દહાડે સઘળી વાત કરેલી છે એટલે હવે તુંજ વિચાર કરીને કહે." અમતુએ તુરાબના મોંઢેથી હા ભણાવવાના ઇરાદાથી કહ્યું.

"ત્યારે શું આપણને ઘર ઉપર રૂપીયા લેવાજ પડશે. અરેરે એ (અબ્રામ) તે મારો કાકો છે કે કસાઈ, એના દિલમાં રહેમજ નથી ખુદા જાણે આ પાયમાલીનો પાયો કયારે નાબુદ થશે ?" એટલું કહી તે બાપડો છાનોમાનો બેસી રહ્યો અને પોતાના મનમાંજ ટળવળવા લાગ્યો કે હાય હાય હવે તે હું શું કરૂં ? આ આવેલી આફતો દૂર કરી શકાય તેમ છેજ નહિ પણ તે પછીબી અમારા કેવા હાલ થવાના ! અરેરે બિચારી નાની બાળક મારી બેનનું શું થશે અને તે પ્રમાણે મારી વહાલી માતાના શા હાલ થશે ? જો કે મારા અભ્યાસના નામે તો માંડી વાળવું પડશે કેમકે જ્યાં ખાવાપીવા માટે અનાજના વાંધા હોય ત્યાં વળી અભ્યાસ કેવો ? હ

હા હું જ્યારે કંઇક કમાતો થઇશ ત્યારેજ મારી બેહેન અને માતાને કંઇક રાહત થશે, માટે એ પરવરદિગાર, એ ગરીબના બેલી અને નોધારાના આધાર હવે મારી મુસીબતોને ટાળી નાખ અને મને કંઇક રસ્તે લગાડી દે." આમ વિચાર કરતાં કરતાં વળી પાછું તેનું દિલ ભરાઈ આવ્યું અને આંખોમાંથી દડદડ આંસુઓ ખરી પડ્યાં.

તેની માતા અમતુ આ સઘળું જોઈ રહી હતી. તેણીને શું ખબર કે તુરાબને શું વિચારો આવતા હશે. તેણીએ તો એમજ ધાર્યું કે તુરાબ છોકરૂં છે. નાદાન બચ્ચું છે. તેથી કદાચ મુંઝાયો હશે, એટલાજ માટે તેણીએ કહ્યું.

"બેટા તુરાબ એમ મુંઝામાં, ખુદાની મરજી હશે તે થાશે."

જાણે કે પોતાના વિચારો તેની વહાલી માતા જાણી ગઇ હોય એમ તુરાબને લાગ્યું અને 'ખુદાની મરજી હશે એમ થાશે' એ શબ્દોથી તેના દિલને ઘણી શાંતી થઇ.

"ત્યારે મા હવે આપણે શું કરીશું?" તુરાબે વળી પાછું પુછ્યું.

"ભાઈ હવે જે થયું તે નહિ થવાનું નથી માટે આવતી કાલે તું તારા કાકા પાસે જઇ તેને મનાવી અહીં તેડી લાવજે, તે કહેશે, તેમ આપણે કરવું પડશે. આપણું અત્યારે કોણ છે? વળી તું જાણે છે કે હું તો બાઈ માણસ અને વળી હાલ તો ખુણામાં (ઇદ્દત)માં છઉં એટલે આપણે બીજું શું કરી શકીએ?" આમ બોલતાં બોલતાં અમતુ વળી પાછી ગળગળી થઇ ગઇ તેથી તે બાપડી આગળ કાંઈ બોલી શકી નહિ. બીજે દિવસે અમતુએ તુરાબ મારફતે અભરામને પોતાને ઘેર બોલાવ્યો. જેવો તે આવ્યો કે તરતજ અમતુ તેને મનાવવાના હેતુથી બોલી.

"આવો આવો અભરામભાઈ ગઇ કાલે તમે રિસાઇને ચાલ્યા ગયા તે ઠીક કેહવાય કે, અરે તુરાબ તો છોકરૂં છે, નાદાન છે, તે જેમ તેમ બોલી નાખે. મતલબ કે છોરૂં કછોરૂં થાય પણ કાંઇ માવતરથી કમાવતર

ચવાય છે! માટે તમારા મનમાં કાંઈ માઠું લાગ્યું હોય તો માફ કરજો. તુરાબ જા તો ભાઈ રાંધણીમાંથી ચા લઇ આવતો."

અભારામને તો આટલુંજ જોઇતુ હતું કેમકે તેને તો પોતાના ભાઇનુ કારજ પોતાના હાથ ઉપર ઉકેલવું હતું અને "અભરામ ભાઇએ બહુ ઠીક કીધું, બહુ મહેનત લીધી, ડાહ્યા અને સમજુ માણસો વિના કાંઈ કારજો સુધરે છે?" વગેરે ખોટા વખાણની વાતો સાંભળવા માટે તેનું મન તલપી રહ્યું હતું, તેથી જેવું અમતુનું બોલવું પુરૂં થયું કે તરતજ તે બોલી ઉઠયો.

"અરે નારે ભાભી ના મને શું કોઈ વખત એમ માઠું લાગે છે પણ એ આમ આકળો થઈ સામું બોલે અને નાના મોટાની કાંઈ અદબ ન રાખે એ ઠીક નહિ, એટલા માટેજ હું કાલે ઉતાવળથી ચાલ્યો ગયો હતો, બાકી મારા મનમાં બીજું કાંઈ છેજ નહિ." અભરામે ચાપલુસી આદરી. તુરાબને થોડીવાર ચા લેવાને બહાને દુર ખસેડી અભરામને અમતુએ પુછયું. "ત્યારે અભરામભાઈ હવે કેમ કરીશું?"

"તમારી પાસે કાંઈ ઘરેણું ગાંઠું છે? અથવા મારા ભાઇની કાંઇ ખાનગી મુડી છે? જો તેવું કાંઈ હોય તો લાવો તો ઘરની વાત પડતી મુકીએ અને નહિ તો પછી ઘર તો છેજને." અભરામે ખુલાસો કીધો.

"અરે મારા ભાઈ જો મારી પાસે કાંઈ તેવું હોય તો શું આ વખતે મારે રાખીને કાંઈ વાડ કરવી છે કે? અરે આ વખતે તમારા ભાઈના કારજ માટે અને મારા દીકરાના ઘરના બચાવ માટે હું મારો જાન પણ આપવાને તૈયાર છઉં એ તમે કયાં નથી જાણતા?" અમતુએ કહ્યું.

"એ તો મને બધી ખબર છે પણ ત્યારે હવે ઘર ઘરેણે મુકીએ." અભરામે ઉપાય બતાવ્યો.

"કેટલા રૂપીયામાં?" અમતુએ પુછયું.

"ત્રણસો રૂપીયામાં મુકીશું અને તે ગીરો રાખનાર સાથે બોલી કરીશું કે વખતે પાંચ પચીસ વધારે જોઇએ તોપણ આપે કારણ કે વખતે પાંચ

મહેમાન વધારે આવે અને ખરચ વધારે થાય તોપણ વાંધો આવે નહિ." અભરામ પોતાની હુશીયારી બતાવતાં બોલ્યો.

"પણ ભાઈ આપણે તે રૂપીયા પાછા કેવી રીતે ભરી શકશું?" અમતુ મુંઝાઇને બોલી.

"અરેરે મારે તે કેટલુંક શીખવવું? અંહ આ માણેકને તે કેટલા દિવસ એમ ને એમ બેસાડી મુકશો?" અભરામ વાતનું વર્ણુ ફેરવતાં બોલ્યો.

"પણ ભાઈ તેમાં માણેક શું કરે?" અમતુએ વળી વાક્યું પુછ્યું.

"અરે શું કરે શું કરે શું કરો છો? જેની સાથે નિકાહ પાડી આપીશું તેની પાસેથી મન માન્યા રૂપીયા લઇશું. શું તમને ખબર નથી કે આજ કાલતો કાંગી કદરૂપી અને એબીએલ છોકરીઓના સો બસો રૂપિયા નહિ પણ સો સો ગિનીઓ લેવાય છે, ત્યારે આપણી માણેક તો રૂડી રૂપાળી અને વળી પોપટ જેવી છે તો પછી આપણને મુંઝવણ શું છે?" અભરામે કરઝમાંથી છુટવાનો સારામાં સારો ઇલાજ બતાવ્યો.

બિચારી અમતુ પણ આખર તો એક સ્ત્રીજ ને તેની તેણી લોભમાં પડી ગઈ અને લોભવશ થવાથી પોતાનું ભાન ભુલી ગઇ જેનો લાભ લઇ આપણા અભરામ ભાઇએ પોતાની વાત આગળ ચલાવી. "કેમ સમજ્યાંને ભાભી આપણું કરઝ તો એક સપાટામાં અદા થઇ જશે અને વળી તે સાથે તમારો હાથ પણ છુટમાં રેહશે, એટલુંજ નહિ પણ ખુદા કરશે તો તુરાબના વેશવાળની જે વાત ચાલતી હતી તેની પણ ધડ વળી જાશે."

અમતુ તો આ સાંભળી ખુશ ખુશ થઈ ગઇ. તેણી પોતાનો હમગમ સવહરનું મરણ વગેરે સઘળું થોડીવાર તો સાવ ભુલી ગઇ એટલામાં તુરાબ તેની બાળ વિધવા બ્હેને બનાવી આપેલી ચા લઈ આવ્યો જે અભરામે પીવા માંડી.

"ઠીક ત્યારે ભાઇ હવે તમો બપોર પછી જઇ સઘળો બંદોબસ્ત કરી આવજો" અમતુએ અભરામને કહ્યું.

"તુરાબ સાથે આવશેને ? એના વિના નહિ ચાલે."

"હા, હા શું કામ નહિ આવે ? તુરાબ તું તારા કાકા પાસે બપોર પછી જાજે હો, અને અભરામ ભાઇ જમણ વગેરે સઘળું ઠીક થાય અને સારૂં કેહવાય એમ કરજો. તમે તો બધું ખુબ જાણો છો અને વળી તમારા હાથ ઉપર તો કંઇક કારજો બની ગયાં છે એટલે તમને કાંઇ વધારે ભલામણ કરવાની જરૂર નથી." અમતુ ખુશીના લીધે ભાન ભુલી થઇ બોલી.

"એવું હોય ભાભી તમે શું જુદાઈ સમજો છો." અભરામ કાલો ઘેલો થઈ બોલ્યો.

"ના, ભાઈ ના, એમ તે બને.' અમતુ બોલી.

તુરાબ આ સઘળું સાંભળતો હતો અને તે તો એમજ સમજતો હતો કે તેની માતા અભરામને મોં ઉપર સારૂં લગાડવા અને તેને લાગેલું દુઃખ દુર કરવા વાસ્તે કહે છે અને અભરામ પોતાની મોટાઇ બતાવવાના હેતુથી અને પોતાનું મન માન્યું થતું હોવાથી હાએ હા કરે છે. ગરીબ બિચારો તુરાબ તે બાપડાને કન્યા વિક્રયના કાળા કરમની કથાની કયાં ખબર હતી ?

અભરામ તુરાબને ઘેરથી નીકળી પરભારો હીરાચંદ નામે એક વાણીઓ કે જે વ્યાજ વટાવનો ધંધો કરતો હતો તેને ત્યાં ગયો.

"આવો, આવો અભરામ ભાઇ, આજે કાંઇ આ તરફ ભૂલા પડ્યા કે શું ?" હીરાચંદ ચેતી ગયો કે આજ કંઇક મતલબથી અભરામ આવ્યો હશે માટે આવકાર આપતાં બોલ્યો. અભરામ ભાઈ દુકાનમાં જઇ બેઠા અને હીરાચંદે તેની પાસે સોપારી સાથે સુડી વગેરે મુકી અને વાણીગત મુજબ ખબર અંતર પુછવા માંડી. "જુઓ હીરાભાઈ આજે તમસરખું એક કામ પડ્યું છે માટે આવ્યો છઉં." અભરામ સુડી વડે સોપારીનો ચુરો કરતાં બોલ્યો.

"ઓહોહો મોટી ખુશીથી જે હોય તે ફરમાવો એમાં વળી પુછવાનું હોય કે ? શું તમે કાંઈ જુદાઈ જાણો છો ? અરે અમારા બાપાની ને તમારા

બાપાની વચ્ચે તો બાપ દીકરા જેવો નાતો હતો પણ અભરામ ભાઈ તમને તે કયાંથી ખબર હોય કે અમને કોઇદી કામ ચીંધો (સોંપો)." હીરાચંદ અભરામને પાણી પાણી કરતાં બોલ્યો.

"હીરાભાઈ મારા મોટા ભાઈ ગુજરી ગયા"—અભરામે મંગળાચરણુ કીધું પણ હીરાચંદ વચમાંજ બોલી ઉઠયો.

"અરરર અભરામભાઈ હું હમણાંજ મોટા ભાઇનો ખરખરો કરવા આવતો હતો ત્યાં તો તમે અહીં આવી ચઢ્યા અને આપણે આડી વાતે વળગ્યા તેથી હું ભૂલી ગયો. અભરામભાઇ એ તો બહુજ ખોટું થયું, અરે કાળો કેર થયો કેમકે તુરાબ તો બિચારો હજી નાનો છે અને કમાઈ ખાવાનો બીજો કોઈ આધાર નથી. અરરર બિચારાં રખડી ગયાં, અભરામભાઇ અમ-તુભાભી બિચારી રાંક છે અને તુરાબ પણ"...હજી હીરાચંદ બોલતો હતો અને ખુદા જાણે તે હજી કેટલુંક બોલતે પણ અભરામથી હવે ખમી શકાયું નહિ કેમકે આ થયો તે કરતાં પણ થોડો ખરખરો હીરાચંદે કીધો હોત યા કે બીલકુલ ન કીધો હોત તોપણ હીરાચંદના માટે અભરામને કાંઈ ખોટું લાગતે નહિ તેથી તેણે હીરાચંદને બોલતો અટકાવી કહ્યું કે, "હીરાભાઈ હવે જે થયું તે ન થયું થનાર નથી માટે આપણે મતલબની વાત કરીએ. જો ને મારા મરનાર ભાઇનું કારજ કરવું છે અને તેમાં આશરે રૂા. ૨૫૦ થી ૩૦૦નું ખરચ કરવા વિચાર છે તે તમે આપશો ? બોલો શું વિચાર છે ?"

"હા ભાઈ, શું કામ નહિ આપું. તમોને રૂપીયા આપવા તેમાં તે વિચાર કરવા જેવું શું છે ? પણ અભરામભાઈ ઝરા થોડુ ખરચ કરો તો નહિ ચાલે ? જુઓને આજ કાલ તો સૌ કોઈ પછેડી જેવી સોડ કરે છે તો તમો પણ તેમ કરો તો તેમાં ખોટું શું છે ?" હીરાચંદ પોતાની આદત મુજબ કરકસર કરવાની સલાહ આપતાં બોલ્યો. "હીરાભાઈ ચાલે એવું નથીજ, કેમકે તમે જાણો છો કે હું અમારી નાતનો પટેલ અને વળી શેઠ છઉં

અને મારા મરનાર ભાઈ પણ શેઠીયામાં ગણાતા હતા એટલે નામ પ્રમાણે કામ કરવું જોઇએ અને જો તેમ ન કરીએ તો લોકો તરફથી વાહવાહી અને શરફ ન મળે એટલે સાફ઼ૂંજ કરવા વિચાર છે." અભરામે મોટાઇપર મરીફીટતાં કહ્યું.

હીરાચંદ અભરામની અકલ પર આફ્રીન બોલી મનમાં હસ્યો અને બોલ્યો.

"ઠીક છે તમારૂં ખાતું પાડી તેમાં સહી કરીને લઇ જાઓ મારી ના નથી."

"મારા ભત્રીજા તુરાબનું ખાતુ પાડવાનું છે અને રૂપીયા પણ એનેજ આપવાના છે." અભરામે ખુલાસો કરતાં જણાવ્યું.

"ઠીક, બહુ સારૂં, પણ અભરામભાઈ શું ચીજ ઉપર રૂપિયા લેવા છે તે તો તમે કેહતાં ભૂલીજ ગયા; લ્યો. હં હં હં હં" વાણીગો પાકું કરતાં હસીને બોલ્યો.

"મોટા ભાઇનું ઘર થાલમાં (ગીરો) લખી આપીશું, તમે શું કરવા ફિકર કરો છો." અભરામે આહીસ્તાથી કાનમાં કહ્યું.

અહાહાહા આગળ વોહરાઓ ભોળા હતા એમ માણસો વાતો કરે છે પણ એતો હવે ગયું.

"હવે તો અભરામભાઈ તમેજ કેટલા બધા પક્કા અને હુશીયાર છો. બીજો દાખલો ક્યાં લેવા જઇએ, જુઓની તમેજ કેવી ચાલાકી વાપરો છો? અરે આજ કાલના વોહરાઓ તો વાણીયાના કાન કાપી લે એવા છે હો." હીરો વાણીગો પોતાનું મન માનતું કામ થવાથી અભરામને છાપરે ચડાવતાં બોલ્યો અને અભરામભાઈ આ સાંભળી ફુલાતાં પોતાને ઘેર ગયા.

બપોર બાદ અભરામ અને તુરાબ બંને જણા હીરાચંદને ત્યાં આવ્યા અને અભરામે અજાણ્યા થઇને વાત ઉપાડી.

"હીરાભાઈ અમોને ત્રણસો રૂપીયાનો ખપ છે કેમ આપશોને?" અભરામ અજાણ્યો થઈ બોલ્યો.

"પણ અભરામભાઈ સાવ અંગ ઉઘારતો તમે જાણો છોને કે કોઈને અપાય નહિ. જો કે તમારામાં કાંઈ વાંધો આવે એવું નથી પણ આજ કાલનો વખત તમે જુઓ છો ને કે ભાઈ ભાઇનો નથી અને દીકરો બાપનો થાતો નથી તો પછી બીજાની કયાં વાત કરીએ." હીરાચંદે ચેતી જઈ ધીમે ધીમે કહ્યું.

"ત્યારે તમે કહો તેમ કરીએ." અભરામે ઝરા ઓશીયાળા થઈ કહ્યું.

"કાંઈ ઘરેણું યા એવું બીજુ કાંઈ અડાણું લાવ્યા હોય તો કહો."

"તમારે અડાણાનું શું કામ છે?" અભરામે હીરાચંદને કહ્યું અને તુરાબ તરફ ફરી તે બોલ્યો, "કેમ ભાઈ, આપણા ઘરનુ ગીરોખત કરી આપશું?"

"તમારી મરઝી." તુરાબે એ શબ્દોમાં જવાબ આપી પતાવ્યું પણ તે એ શબ્દો બોલતી વખત તુરાબના તન મનની હાલત કેવી હતી તેનું બયાન કરવું અશકય છે.

"પણ અભરામભાઈ આ રૂપીયા પાછા કયારે આવશે અને વ્યાજ શું આપશો?" હીરાચંદ પોતાની રોટલી તળે અંગાર નાખતાં બોલ્યો.

"અરે હીરાશેઠ રૂપીયા રૂપીયા શું કરો છો? તમે કહો ત્યારે રૂપીયા પાછા આપવા તૈયાર છીએ, આતો ઝરા અટકાયત જેવું થયું છે તેથી લેવા આવ્યા છીએ અને વ્યાજ તો તમે કહેશો તે આપશું, બોલોની." અભરામ બડાઈ હાંકતાં બોલ્યો.

"છ મહીના અંદર રૂપીયા આપી જાઓ તો જાણે દર માસે દર સેંકડે રૂપીઓ દોઢ લઇશું કેમકે તમારૂં વધારે હોય નહિ અને જો છ માસ ઉપર થઈ જાય તો પછી બીજા છ માસ સુધી એટલે કે એક વરસ સુધી દર માસે દર સેંકડે રૂપીયા બે લઇશું અને એક વરસ થઈ જવા બાદ રૂપીયા પાછા આપવા ના આવો તો તે ઘર અમારૂં. તે ઉપર તમારો કોઈ જાતનો હક યા દાવો નહિ. બોલો એ પ્રમાણે કબુલ છે? જો કબુલ હોય તો ભલે અને નહિ તો હાલમાં મારી પાસે રૂપીયાનો જાજો જોગ નથી." હીરાચંદ અભરામને દબાવતો તડ ને ફડ કરતાં બોલ્યો.

અભરામને ક્યાં નાવા જવું હતું યા તેને ક્યાં કાંઇ નુકશાન ભોગવવાનું હતુ કે તેના દિલમાં કાંઈ ખુંચે? જે કાંઈ હતુ તે તો તુરાબનેજ. પણ તે બિચારો તો તમામ શુદ્ધજ ભૂલી ગયો હતો કેમકે એક તો નાની ઉમર અને વળી બાવાની બાંહેધરી ખોવાથી બહાવરો અને બે બાકલો બનેલો અને છેવટે પોતાનો એક આશરો (ઘર) ખોવાની ધાસ્તી અને તે સાથે પોતાની દુઃખી માતા અને બહેનનો દયાજનક દેખાવ દર વખતે તેની નઝરે ચડતો હતો તેથી તે પોતાનું મન ઠેકાણે રાખી શકેજ કેમ?

અભરામે વ્યાજ ઓછું કરવાની અને રૂપીયા પાછા ભરવાની મુદતમાં વધારો કરવાની થોડી ઘણી ખેંચ કરી જોઇ પણ તે સઘળું ફોકટ હતું કેમકે વાણીઓ વખત વરત્યા વિના રહે તેવો નહોતો એટલે હીરાચંદના કેહવા મુજબજ થયું.

હીરાચંદે કરેલા ખતની નીચે સહી કરી આપી રૂપીયા લઇ તુરાબ અને તેનો કાકો ઘેર ગયા.

"ભાભી, ફતેહ કરી આવ્યા છીએ. બહુ મહેનતે રૂપીયા મળ્યા છે હો. જો હું નહોત તો નક્કી આપણું કામ રખડી જાત કેમકે બીજો કોઈ તમને આવી સારી સલાહ આપી રૂપીયા લાવી આપત નહિ અને ઉતરી ગએલો પાટો ચડાવત નહિ. ખેર હવે સરસામાન લાવવાનું તો કાલ ઉપર રાખીએ, કેમ ઠીકને ભાભી." ઘેર આવી અમતુ પાસે ફખર ખાતો અભરામ બોલ્યો.

"હા ભાઈ, તમારી તો પૂરેપૂરી મહેરબાની છે. અમારે તો હવે તમારીજ ઓથ છે ને તમે જેવી રીતે અમારૂં કામ કરી આપો છે, તેવો સારો બદલો પરવરદિગાર તમને આપશે એવી અમો દુઃખીયાઓની દિલની દોઆ છે." જેવું અભરામ બોલ્યો હતો તેવુંજ અમતુએ બોલીને લાયકીવાળો જવાબ આપ્યો.

શું આ બંને એક બીજાનાં દીલો જાણતાં હતાં?



## પ્રકરણ ૭ મું.

### દાડા પાણીએ દાટ વાળ્યો.

આ પ્રમાણે તુરાબ, અમતુ વગેરે ઘરનાં માણસો સમજી ગયાં અને તેના પરિણામે પોતાના મરનાર ભાઈની પાછળ જારથ ઉપરાંત 'દાડો પાણી' કરવાની બી સગવડતા થઇ ગઈ તેથી અભરામની ખુશાલીનો તો પારજ રહ્યો નહિ.

બીજા દિવસની સવારથીજ અભરામે કારજ માટે ચોખા, દાળ, ઘઉં, ખાંડ, ઘી, ગોળ વગેરે જોઇતો સામાન ખરીદવા માંડયો અને તે સાથે પાસેના શહેરમાંથી હસનભાઇ નામના કાબીલ મિઠાઇવાળાને બોલાવવામાં આવ્યો અને તેજ પ્રમાણે ઇલાકાના આમિલ સાહેબને બી બે દિવસ અગાઉ પધારવાની ઘણાજ માન સાથે તાકીદની અરઝી લખી નાખવામાં આવી, કેમકે પોતાને ઘેર દાડાપાણી જેવું કારજ આવે અને તેવા મુબારક કારજ પર આમીલ સાહેબને સારી રીતે સરફરાઝ ન કરે તો પોતાની શેઠાઇ તથા પટલાઇને ધક્કો પહોંચવાની અભરામને ધાસ્તી રહેતી હતી, અને હજી પોતાના જમાઈ, બનેવી વગેરે નઝદીકના સગાઓને બી કામ કાજમાં ભાગ લેવા માટે બે દિવસ અગાઉ આવવાનું અભરામે લખી નાંખ્યું હતું જેથી કરીને તુરાબના ઘેર મેહમાનોની મહેરબાની તો મરણના સાતમે દિવસેથીજ શરૂ થઈ ચુકી હતી. સાતમે દિવસે સાંજના મિઠાઇવાળા ભાઈ આવી પહોંચ્યા અને આઠમે દિવસે સવારના અભરામનો જમાઇ, બનેવી વગેરે નઝદીકના સગાઓ પણ કામ કાજમાં મદદ કરવાના હેતુથી આવી પહોંચ્યા અને તેજ દિવસે સાંજના ખાસ સીગરામમાં આમીલ સાહેબ પોતાની સાથે પોતાનો એક દીકરો તથા એકાદ બે હાજી હાં મુલ્લાંઓ, શેઠીયાઓ વગેરે પાંચ સાત માણસોના રસાલા સહિત આવી પહોંચ્યા.

અભરામે પોતાના જમાઇ, બનેવી, મીઠાઇવાળા ભાઇ વિગેરેની મદદથી તુરાબના ઘરના ફળીયામાં એક મોટો માંડવો કાયમ કરી દીધો. ( વહાલા

વાંચકો કદાચ વિચારમાં પડશે કે મરણમાં માંડવો કેવો ? તો તેના જવાબમાં જણાવીશું કે કમનસીબ કાઠીયાવાડમાં દાડાપાણીના કારજમાં છાંયા માટે માંડવાઓ કાયમ કરવાનો રીવાજ છે.) માંડવાની એક બાજુ નાની સરખી ચુલ (ભઠ્ઠી) તૈયાર કરવામાં આવી અને ત્યાં લાડવા, જલેબી વગેરે મીઠાઈ બનાવવાનું કામ શરૂ કરવામાં આવ્યું.

અહીંયા અગાઉથી આવેલા સગાઓ તથા ગામના સગાઓ, મોહબ્બતવાળાઓ .વગેરે અવાર નવાર આવીને બેસતા. જેઓમાંના કેટલાકો તો વાતવાતમાં ડહાપણ ડોળતા કે, "અરે ખાંડ તો સારી છે પણ ઘી જરા નબળું છે અને ચણાની દાળ બરાબર નથી. લાડવાનો આ ઘાણ તો આવો થયો ને પેલો ઘાણ તેવો થયો છે."

જ્યારે બીજા કેટલાકો અભરામ ભાઇની યા તો મીઠાઇવાળા ભાઇની તારીફનાં બણગાં ફૂંકતા તો કોઈ વળી બીજા શેઠીયાઓના કારજની વાતો કરી હાજર રહેલાઓને જોશ ચડાવતા અને તે સાથે આ સઘળાઓ જાણે કે કંઇક ભારે કામમાં ગુંથાઈ ગયા હોય તેવો ડોળ કરતા હતા એટલુંજ નહિ પણ તે સાથે જ્યારે જ્યારે લાગ મળતો ત્યારે થોડી થોડી મીઠાઈ પણ પોતાના પેટોબા (પેટ)માં હોમાવી દેવાને ચુકતા નહિ.

આખરે તે દહાડો, કે જે બીજા ગામોથી તેડાવેલાં સગાંઓને આવવાનો તે દહાડો હતો, એટલે કે કારજનો દહાડો આવી પહોંચ્યો. તે દહાડે સવારમાંથી સઘળાં સગાંઓ તથા મોહબ્બતવાળાઓને તો ચાર ટંકનાં નોતરાં આપી દેવામાં આવ્યાં હતાં અને બપોરના તો આખી જમાતને નોતરવામાં આવી હતી જેથી તે દિવસે બપોરના ચાર વાગ્યાના શુમારે તો ગામમાં વસતા તમામ જનતી ભાઇઓએ તુરાબના ઘેર આવી પોતાનો અડો જમાવી દીધો હતો. એક તરફ જમાતના સઘળા ભાઇઓ પોતાના દાંતોને કકરાવી ફાતેહા પડવાની પવિત્ર ક્રિયા માટે તૈયાર થઈ બેઠા હતા અને બીજી બાજુ ઓસરી ઉપર ઉંચી જગ્યાએ આમીલ સાહેબ, શેઠીયાઓ વગેરે ગોળાકારમાં

બીરાજી ગયા હતા. સઘળા ભાઇઓને થાલો પોહંચી જવા બાદ આમીલ સાહેબે પોતાના હોઠો હલાવી મનમાં કંઇક પડવા માંડયું અને તે પછી ઝોરથી "અલ ફાતેહા" કહી સઘળા ભાઇઓને પેટોબાની (પેટ)ની પૂજા કરવાની વધામણી આપી દીધી જેથી સઘળા સાહેબોએ લાડવા જલેબી ઉપર પોતાનો મારો ચાલુ કરી દીધો. આ પ્રમાણે એક તરફ સઘળા જમતી ભાઇઓ ફાતેહા પડવાની પવિત્ર ક્રિયામાં મશ્ગુલ થઈ ગયા છે જ્યારે બીજી બાજુ આપણા અભરામભાઈ ઉજળી અંગરખી પહેરી અહીં તહીં દોડાદોડ કરી રહ્યા છે. અને સઘળા જમાડનારાઓ તથા કામ કરનારાઓને પોતાની મરઝી મુજબના હુકમો આપી રહ્યા છે અને જમાડનારાઓ પણ લ્યો લાડવા, લ્યો જલેબી, આ ભજીઆ, આ તરકારી વગેરે બૂમો પાડી ઝોરશોર કરી રહ્યા હતા એવામાં બાહેરથી કોઇએ આવી અભરામને ખબર આપી કે ફલાણા ગામથી તમારી બેન તથા બીજાં સગાંઓ વગેરે આવ્યાં છે. આ ખબર સાંભળી કે તુરતજ બે જણાને તેઓની સામે મોકલવામાં આવ્યા.

હજી તો જમાતમાંથી કેટલાક ભાઇઓ જમતા હતા તેવામાં પેલા મહેમાનો આવી પહોંચ્યા તેથી તેઓમાંના મરદો બાહેર ઓસરીમાં બિછાવેલી ચટાઈ ઉપર આવીને બેઠા અને બૈરાંઓ રોતાં કુટતાં કકળતાં ઘરમાં ગયાં જ્યાં અમતુ માણેક વગેરે ઘરનાં બૈરાંઓ બી રોવા કુટવામાં સામીલ થઈ ગયાં. થોડીવાર સુધી રોવા કકળવાનું કામ એક સરખી રીતે ચાલુ રહ્યું મગર તે પછી તાઅઝયત આપવાની શરૂઆત થઈ. ઘરમાં બૈરાંઓએ બૈરાંઓમાં અને બાહીર મરદોએ મરદોમાં તાઅઝીઅત આપી. હજી તો આ કામ ખલાસ થયું નહોતું તેટલામાં વળી કોઇએ આવીને કહ્યું કે ફલાણા ગામના મહેમાનો આવે છે તેથી વળી પાછી પહેલાની મીસલની સઘળી ક્રીયાઓ ચાલુ થઈ.

આ પ્રમાણે જેટલાં ગામના મેહમાનો આવ્યા તેટલીવાર ઉપર મુજબની ક્રિયાઓ કરવામાં આવી; એટલે કે જેટલા ગામના મેહમાનો આવ્યા

તેટલીવાર ઘરનાં બૈરાંઓને રોવું, કૂટવું તથા કકળવું પડ્યું અને તાઅઝીયત પણ લેવી પડી હતી જેથી બિચારી અમતુ, માણેક વગેરે ઘરનાં બૈરાંઓ તો તદ્દન અધમુવા જેવાં થઈ ગયાં હતાં અને બિચારો તુરાબ પણ તદ્દન ભાન-ભૂલા જેવો થઈ ગયો હતો અને તેજ પ્રમાણે અભરામ પણ થાકીપાકી લોથ થઈ જઈ રાતના બાર વાગે માંડમાંડ સુવા ભેગો થયો હતો. બીજે દિવસે સવારમાં વહેલા ઉઠી અભરામે ગામના ધારા પ્રમાણે "ચાનું" એક મોટું દેગડું ચડાવી દેવાનો હુકમ કીધો અને તે બાદ ગામના સઘળા ભાઈ-ઓને ફાતેહા પડવા આવવાનું તેડું કરવામાં આવ્યું.

થોડીજ વારમાં રાતે આવેલા મેહમાનો તથા ગામના સઘળા જમાતી ભાઇઓ અને આમીલ સાહેબ વગેરે તુરાબના ઘેર માંડવામાં જમે થઈ ગયા. જે પછી આમીલ સાહેબે ખાસ બનાવેલી બેઠક ઉપર પોતાની જગ્યા લીધી અને તે પછી હાઝર રહેલા સઘળા ભાઇઓ આમીલ સાહેબને સલામ (નઝરાણું) ભેટ કરતા ગયા અને એક બાદ એક બેઠક લેતા ગયા. તે બાદ એક ભાઇએ નસીહત પડી. જે પછી સઘળા ભાઇઓને ચા પીલાવવામાં આવી. આ કામ થઇ રહ્યા પછી સઘળા આવેલા મેહમાનો, ગામના સગાઓ, આમીલ સાહેબ વગેરે કબરસ્તાન ગયા. જ્યાં મરનારની કબર ઉપર નાળિએર ફૂલો ઉતારી સદકલ્લાહ વગેરે પડી દસ વાગ્યામાં તો ગામમાં આવી પહોંચ્યા અને તુરાબને ઘેર તૈયાર થએલા મીષ્ટાન ભોજન ઉપર હાથ મારી સૌ કોઈ હરવા ફરવામાં, સેલસપાટા કરવામાં, ગંજીફાની રમતો રમવામાં યા એવી મનગમતી મોજો મારવામાં મશ્ગુલ થઈ ગયાં; અને જ્યાં " પરભારૂં અને પોણાબારૂં" હોય ત્યાં એવું થાય તેમાં નવાઈ શું ?

અરેરે કમનસીબ કાઠીયાવાડના નાના મોટા ગામોમાં એટલે કે ખાસ કાઠીયાવાડમાંજ આ દાડોપાણી કરવાનો નહેસ રિવાજ પુર જોસમાં ચાલી રહ્યો છે, જ્યારે કાઠીયાવાડ સિવાયના બીજા ભાગોમાં વસ્તા વોહરા ભાઇઓ દાડોપાણી કરવું યા સગાઓને તેડાવવું વગેરે બાબતોમાં કાંઈ જાણતાજ

નથી. અલબત તેઓ સઘળામાં બી મરણુ પછવાડે જમણો કરવાનો રિવાજ તો છેજ, મગર કાઠીયાવાડની જેમ એકી વકતે બબ્બે ત્રણુ ત્રણુ દિવસ સુધી ખવડાવવાનો રિવાજ કોઈ પણુ મુલકમાં વસ્તા આપણા કોમી બિરાદરોમાં નથીજ, ત્યારે શું કમનસીબ કાઠીયાવાડીઓને આ નહેસ રિવાજમાંથી છોડાવે એવો કોઈ બહાદુર વીરલો નર નથીજ ?

અરે હા, આજ કાલ આપણી કોમમાં મરહુમ સર આદમજી પીરભાઈ જેવો હિમતવાન બહાદુર હમદર્દ અને કોમી ખેરખ્વાહ કયાં છે ?

નથી તો શું થયું ? આપણી દીની સરકાર ચાહે તો તે સઘળું કરી શકે તેમ છે.

ચોથા ટંકમાં જમી રહેવા બાદ સઘળા મેહમાનો, ગામના સગાઓ, શેઠીયાઓ, મુલ્લાઓ અને આમીલ સાહેબ વગેરે બેઠા છે તેવામાં આમીલ સાહેબ તરફ જોઇને બે ચાર આગેવાન મેહમાનોએ કહ્યું કે, "સાહેબ, મેહમાનો હવે રઝા માંગે છે." "અભરામભાઈ, આ મહેમાનો રઝા માંગે છે." આમીલ સાહેબની વતી ગામના વાલી મુલ્લાએ અભરામ તરફ જોઇને કહ્યું.

"આજ રાતે ભાતાઓ બંધાવી દેશું." અભરામે હજી મેહમાનોને એક ટંક વધુ રાખવાના ઇરાદાથી કહ્યું, "અભરામભાઈ, બહુ અવળું થઈ ગયું પણ હવે સબર કરજો," એક જણાએ મોં બગાડીને કહ્યું અને ખરખરો ચાલુ થયો.

"અરે બિચારો તુરાબ હજી નાનો છે. વળી આ તો ગામડું ગામ એટલે અહીંયા કોઈ કામ ધંધો કે મજુરી પણ શું મળે ?" એક અક્કલના ઓથમીરે તુરાબ માટે ધંધા રોજગારની ફીકર કરતાં કહ્યું.

"વળી જારથ દાડો વગેરે સઘળાં કારજો પણ સારી રીતે કરીને મરનારને ઉજળા કીધા અને જમણો પણ ઘણાં સારાં બનાવ્યાં." એક જમણનો હિમાયતી બોલ્યો.

"અરે ભાઇ એ સઘળું કાંઈ અમથું (મુફ્ત) થાય છે ? બિચારા અભરામભાઈ ઉભા ને ઉભા સુકાણા છે, અરે કેહવું તો ઘણું સહેલું છે પણ

કરવું ઘણું મુશ્કીલ છે. એ તો અમરામભાઇથીજ થાય, જેવા તેવાનું કામ નહિ તો." મસ્કાનો બઝાર તેઝ કરતાં એક જણુ બોલ્યો. "હા, હા અભરામભાઈ અકલમંદ ચાલાક અને સમો (વક્ત) સાચવવામાં ઘણા બહાદુર છે એમાં તો ઝરાએ શક નથી, તો પણુ અભરામભાઇને મોટાભાઇની ખોટ ઘણી ગણાશે. વળી ઘણે ઠેકાણે એવું બને છે કે ભાઇઓમાં જે વધારે ડાહ્યો અને હુશીયાર હોય તે વેહલો ચાલ્યો (મરી) જાય છે." એક જણુ અભરામભાઇ મરી ગયા હોત તો ઠીક થાત એવી મતલબનું બોલતો હોય તેમ બોલ્યો.

"વળી સૌ સારૂં તેનું છેવટ સારૂં." એ કહેવત મુજબ કારજમાં માણસો પણુ ઠીક આવ્યાં, આટલા બધા માણસો આવશે એવું અમે ધાર્યું ન હોતું," ગામનો એક બીજો શેઠ કે જે અભરામનો મિત્ર હતો તેણે અડાવ્યું.

"એ તો અભરામભાઇનું ખાનદાન, ઉંચું અને વળી તેના ઘરમાં શેઠાઈ તથા પટલાઈ છે તેથીજ આટલાં બધાં માણસો આવ્યાં નહિ તો આવત નહિ; કેમકે આજ કાલ લોકોના દિલમાંથી કારજો કરવાની અને તેમાં ભાગ લેવાની હુબ (લાગણી) નીકળતી જાય છે અને વળી ઓછામાં પુરૂં પેલા મરદુદ આપણા ચોપાનીયાંવાળાઓ રાત દિવસ નાતો અને જમણો બંધ કરવાની જુમ્બેશ ચલાવી રહ્યા છે, એટલુંજ કાંઈ બસ નથી પણુ હાલમાં તો પેલા કમબખત કાઠીયાવાડીએ "ઘણા દાડા પાણી" વિરૂદ્ધ એક લેખ લખવા માંડ્યો છે અને તેમ કરીને તે આપણા કાઠીયાવાડી ભાઇઓની હલકાઈ કરી રહ્યો છે."

"અધુરો ઘડો છલકાય" એ કહેવત મુજબ એક થોડું શીખેલાએ ધડાકો કીધો.

"અરે એ મરદુદ છાપાવાળાઓ અને કમબખત 'કાઠીયાવાડી' જેવાઓ ભલેની લવારા કર્યા કરે પણુ આપણામાંથી જમણો અને નાતો કોઈ રીતે બંધ થશેજ નહિ કેમકે જ્યારથી તે ચોપાનીયાંઓ નીકળવા માંડ્યાં છે ત્યારથી

તો હરેક ગામ અને હરેક શહેરમાં નાતો અને જમણો વધુ અને વધુ થવા લાગ્યાં છે અને દાડાપાણી માટે જો કે થોડાક કાઠીયાવાડી ભાઈ જરા નબળા પડી ગયા છે, તોપણ બીજી બાજુ ખુશી થવા જેવું છે કે તે કામ મુંબઇમાં વસનારા કાઠીયાવાડી ભાઇઓએ ઉપાડી લીધું છે, કેમકે આપણે જાણીએ છીએ કે પેલા મુંબઈમાં વસ્તા એક કાઠીયાવાડી શેઠીયાએ પોતાના બાવાના વફાત પછી તુરતમાં પહોંચી નહિ શકવાથી વરસી ઉપર દેશમાં આવી મોટી ધામધૂમથી કારજ કીધું હતું અને તેમાં ભાગ લેવા માટે ઘણા ગામના બિરાદરોને બોલાવ્યા હતા અને તેજ પ્રમાણે મુંબઇમાં વસ્તા પેલા બીજા એક કાઠીયાવાડી ભાઇએ દાડાપાણીના બહાને પોતાની કુંપનીવાળા સઘળા બિરાદરોને ઠેઠ મુંબઈથી પોતાના ગામડાંમાં લાવી મોજ કરાવી હતી અને તે સાથે કાઠીયાવાડના જુદા જુદા ગામોમાંથી ૩૦૦ થી ૪૦૦ ભાઇઓને ભેગા કરી દેશ તેડા જેવી ધામધૂમ કીધી હતી. કહેવાની મતલબ એજ છે કે દાડાપાણીની રસમ પણ ઘટવાને બદલે વધવાજ લાગી છે એની કોઇથી ના પાડી શકાશે નહિ." વાલી મુલ્લાએ જમણોની જીતનો વાવટો ફરકાવતાં કહ્યું.

પણ એટલામાં એક જવાન મેહમાન કે જે આપણા પેલા કેળવાએલા ભાઇની બંગલીમાં જઈ તુરાબની ખરી હાલતથી વાકેફ થઈ આવેલ હતો તે ઉભો થઇને બોલી ઉઠ્યો કે, "મહેરબાન સાહેબો, મને પાકે પાયે ખબર મળ્યા છે કે આ દાડાપાણીના કારજ કરવા માટે મરનારનાં ઘરખોરડાં ગીરવે મૂકવા પડ્યાં છે. વળી આપ સઘળા જાણો છો કે મરનારનો દિકરો તુરાબ તદન નાનો હોઈ હજી સ્કુલમાં જાય છે, એટલા માટે મારી એવી અરઝ છે કે આપણે અતરેથી વિખુટા પડીએ તે અગાઉ એક ઉઘરાણું કરીએ અને તેમાં "ફૂલ નહી તો ફૂલની પાંખડી" એ કહેવત મુજબ આપણે દરેક તેમાં કંઈ ને કંઈ રકમ ભરીએ તો મારી ખાતરી છે કે રૂા. ૨૦૦ થી ૩૦૦ ત્રણસો થઈ જશે અને તે જમા થએલા પૈસામાંથી રૂ. ૧૦૦ તુરાબની માતા તથા તેની બેનના ખાધા ખોરાકીના ખર્ચ માટે તેઓને આપીએ અને

બાકીના રૂા. ૨૦૦ માં તુરાબને બે વરસ સુધી બુરહાનપુરની બોરડીંગમાં દાખલ કરાવીએ અને તે બાદ મુંબઈવાળા કોઈ શેઠ તરફથી મદદ મેળવીશું."

"અને જો તેમ થશે તો તુરાબ મેટ્રીક યા તેથી પણ આગળ વધી જશે અને તેના શુભ પરિણામે તે ખુદા સિવાય કોઇનો ઓશીયાળો યા મોહતાજ રેહશે નહિ, માટે ચાલો આ ઘડીએજ ઉઘરાણું કરી નાખીએ અને તેમ કરી મરનાર તરફ અને મરનારનાં બહેન તરફ આપણી જે ફરજો છે તે બની શકે તેટલી અદા કરીએ."

"અરે ભાઈ, અમારા મરનાર ભાઇના બાલબચ્ચા માટે ઉઘરાણું કરવાની તમને કોણ દોઢડાહ્યાએ સલાહ આપી છે?"

"અરે તમે અમારા ભાઇના ઘરને એક ગરીબ ભીખારી યા રાંકાટ જેવાનું ઘર ધારી બેઠા છો પણ તેમાં તમારી સખ્ત ભૂલ છે કેમકે "ભાંગ્યું તોય ભરૂચ" એ કહેવત મુજબ અમારા ભાઇની હાલત જો કે હાલ ઝરા નબળી જણાય છે તો પણ તેનું ઘર મોટું ગણાતું હતું અને હજીબી ગણાશે, માટે કોઈ ઉઘરાણું યા ભીખ માંગવી હોય તો તે તમારેજ માટે માંગો." અભરામે લાલ પીળો થઈ કહ્યું.

"હા, હા અભરામભાઇનું કહેવું ખરૂંજ છે. બીજા ગામના ભાઇઓ ભીખ માગવાનો યા ઉઘરાણા કરવાનો ધંધો ભલે કરે પણ અમે તેવો નીચ ધંધો કરીશું યા કરવા દેશું નહિ." એક જણાએ અભરામને પાણી ચડાવતાં કહ્યું.

"તમો બેઉ ભાઇઓનું કેહેવું સત્તર આના ને બે પૈ છે કારણ કે આપણું ગામ અસલથીજ વટવાળું અને ટેકીલું ગણાય છે. તે આટલા ઉપરથીજ સાબિત થાય છે કે સંવત ૧૯૫૫ની સાલમાં મરહુમ સર આ. પી. એ કાઠીયાવાડના દરેક ગામમાં પોતાના માણસો મોકલી સઘળા કોમી બાળકોની પોતાના ખરચે ખતના કરાવી હતી તે વકતે ફક્ત આપણું ગામજ પાક સાફ રહ્યું હતું એટલે કે મરહુમ સરના ખરચે ખતના નહિ

કરાવવાની આપણા ગામવાળાએજ હિંમત કરી હતી અને તેજ પ્રમાણે આપણા ગામમાંથીજ કોઈ એક ભાઇના છોકરાએ બી મરહુમ સર આ. પી. ના દરસમાં દાખીલ થઈ ખીચડી બગાડી નથી. એટલે હવે આજે આપણા ગામવાળા માટે ઉધરાણું યા ફાળો થાય તે કોઈ રીતે વાજબીજ નથી." વાલી મુલ્લાએ બડાઈ મારતાં જણાવ્યું.

"પણ મહેરબાન સાહેબો, આ કાંઈ ભીખ માગવાની વાત નથી પરંતુ એક ગરીબ લાયક બચ્ચાને સ્કોલરશીપ આપી તાઅલીમમાં આગળ વધારવાની સરસમાં સરસ અને વળી ઘણાજ સવાબની વાત છે. સાહેબો, જો આપણે આવા ઉધરતા જવાનીયાઓના હાથો પકડી રસ્તે લગાડીશું તો તેઓ ભવિષ્યમાં આપણને જ ફાયદો પહોંચાડશે માટે મારી વાતને ઉડાડીના......"

"તમારી તે ઘણાજ સવાબની વાત જહન્નમમાં જાઓ. અરે અમારો તુરાબ હજીતો ઇંગ્રેઝી બીજી ચોપડી સીખે છે એટલામાં તો જારથ, દાડો વગેરે કારજો કરવામાં આનાકાની કરી વાંધા કરે છે અને વાતવાતમાં સામો થાય છે તો ખુદા જાણે વધુ શીખવાથી કેવું પરિણામ આવશે ? માટે અમારે તેને વધારે શીખવવુંજ નથી." અભરામે પેલા જવાન ભાઇને બોલતાં અટકાવી વચમાંજ ગર્જના કીધી.

જો કે હાઝર રહેલાઓમાંથી બે ત્રણ સાહેબોને તુરાબને મદદ કરવાની વાત ઝરાતરા પસંદ પડી હતી તેથી તેઓ પોતાનો મત આપવા માટે બોલવા જતા હતા પણ તેવામાં આમીલ સાહેબે સઘળાને ચુપ રાખી કહ્યું કે, "ભાઇઓ તુરાબને તાઅલીમમાં આગળ વધારવાની વાત વાજબીજ છે મગર મારે કહેવું જોઇએ કે બુરહાનપૂરના મદરેસાના કારોબારીઓનાં દિલ સાફ નથી અને તે સાથે તેનું કામકાજ પણ સારા ઇન્તિઝામપર ચાલતું નથી. વળી આપણા બાળકોને ઇંગ્રેઝી વગેરે સીખવવું તે કોઇ રીતે લાભકારક નથી કેમકે તેથી આપણા બાળકો બીગડી જવાની ધાસ્તી રહે છે. માટે

મારો એવો વિચાર છે કે જો અભરામભાઇની તથા તુરાબની માતાની મરઝી હશે તો તેને સુરતના દરસમાં દાખલ કરાવી દેશું."

આમીલ સાહેબે છેવટનો નિકાલ કીધો. તોપણ હજી પહેલા કેળવાએલા જવાન ભાઈ કંઇક બોલવા જતા હતા, પરંતુ તેવામાં ઝોહરની નમાઝનો વકત થઈ જવાથી આમીલ સાહેબ ઉઠીને રવાના થઈ ગયા, જેથી બીજા ભાઇઓ બી વિખરાઈ ગયા.

"બાવાજી સાહેબ, આપ જાણો છો કે સુરતના દરસમાં તો આજકાલ તાલેવંતોને બી જગા મળી શકતી નથી તો પછી કાઠીયાવાડ જેવા ગરીબ અને જાહેલ દેશમાં રહેનારાઓના છોકરાઓને તેમાં જગા મળી શકશે ખરી?" ઉતારે જવા પછી આમીલ સાહેબને તેવણના દીકરાએ ખાનગીમાં પૂછયું.

"બેટા તમોને દુન્યાદારીનો હજી અનુભવ નથી એટલેજ આવો સવાલ પુછો છો, તમારા સવાલના જવાબમાં મારે એટલુંજ કહેવાનું છે કે બુલ્હાઓ અને જોહલાઓના દરમ્યાનમાં આમ ખુબીથીજ કામ લેવું જોઇએ."

આમીલ સાહેબે ટુંકમાંજ પતાવ્યું. "પણ સાહેબ, મને આપની ખુબી ભરેલી રીતથી ઝરા આગાહ કરીએ." આમીલ સાહેબના દીકરાએ વધુ ખુલાસો જાણવાના હેતુથી કહ્યું. "એમાં તે વળી આગાહ કરવાનું શું છે? તમો જાણો છો કે આજકાલ હર જગાએ તાઅલીમની ચર્ચા પુરતા જોશમાં ચાલી રહી છે તેવા ઝમાનામાં આપણે તાઅલીમની વાતને એકદમ ધીક્કારી કાઢીએ તો કંઇક શીખેલા અને ઉધરતા જવાનીયાઓની નઝરમાં આપણે હલકા થઈ જઇએ અને તેજ પ્રમાણે આપણા પેલા ચોપાનીઆવાળાઓ તથા તેના લેખકોબી ચોપાનીઆમાં આપણા વિરૂદ્ધની ચર્ચા છાપી ટીકા કરે અને તેથી આપણી હલકાઈ થાય તે ઠીક નહિ, તેથી મેં સઘળા બુલ્હાઓના દરમીયાનમાં તાઅલીમની લોક લાજે હિમાયત કીધી છે અને તે સાથે બુરહાનપુરના મદરેસાને ઉતારી પાડી સુરતના દરસનો હવાલો આપ્યો છે. મગર તેમાં મારી પુરતી ખાતરી છે કે અભરામ તથા તેની ભાભી

વગેરે પોતાના છોકરાને સુરત મોકલવા તૈયાર થશે નહિ અને કદાચ તૈયાર થશે તો આપણે કહીશું કે સુરતથી રજા મંગાવી છે તે આવશે ત્યારે અમે તમારા દીકરાને બોલાવી લઇશું. આમ કહી વાતને ઉડાવી દેશું." આમીલ સાહેબે પોતાના દીકરાને સાફ સાફ સમજુતી આપી.

ત્રીજે દિવસે સાંજે સઘળા મહેમાનોને બબ્બે લાડવા તથા થોડાક ગાંઠીયા વગેરેના ભાતા બંધાવવામાં આવ્યા જેથી તેઓ ચોથે દિવસે પોતપોતાની સગવડતા મુજબ રવાના થઈ ગયા, જ્યારે કેટલાક નઝદીકના સગાઓ ચોથા દિવસે બપોર પછી રવાના થઈ ગયા. સઘળા મેહમાનોના રવાના થઈ જવા પછી ગામના વાલી મુલ્લાએ આવીને અભરામને ખાનગીમાં કહ્યું કે, "ભાઇ, અભરામ ગઝબ થયો. તમારી ઘણીજ ભારે ભૂલ થઇ ગઈ છે કે આમીલ સાહેબને કારજ ઉપર ઠેઠ પોતાના ગામથી તસ્દી આપી બોલાવ્યા, મગર તમે તેવણ જનાબની કાંઇ પણ ખીદમત કરી નહી, અરે આવેલા મેહમાનોની ખીદમત કરવા માટે તો તમે રાત દિવસ ઉભે પગે રહ્યા હતા મગર આપણા સરદાર આમીલ સાહેબની પાસે તો બે ઘડી બેસવા યા ખબર અંતર પૂછવા બી આવ્યા નહોતા તેથી આમીલ સાહેબ એકદમ દીલગીર થઇ ગયા છે અને હવે તે તમારાથીજ નહિ પણ આપણા આખા ગામથી નારાજ થઈ રિસાઇ ચાલી જવા માંગે છે. હવે કેમ કરીશું ?"

"સાહેબ, કારજમાં કામની એટલી બધી ધમાલ રહેતી હતી કે મને તો પાણી પીવાની બી ફુરસદ મળતી નહોતી તો પછી આમીલ સાહેબ પાસે કેવી રીતે આવી શકાય? વળી આમીલ સાહેબની સરભરા કરવાનું કામ તો આપને તથા ફલાણા ફલાણા ભાઇને મેં સોંપ્યું હતું તો આપે તથા તે ભાઇઓએ આમીલ સાહેબની સરભરા કરવામાં ઝરાએ કચાશ રાખી નહી હોય તો પછી આમીલ સાહેબ દીલગીર શા માટે થાય છે?" અભરામે વાજબી રીતે સવાલ કીધો. "અલબત અમે તો અમારાથી બનતું કર્યું છે પણ ઘરધણી તરીકે તમારે બી ધ્યાન રાખવું જોઇએ અને વળી ઓછામાં પુરૂં

તમે સલામ બી ઘણો કમતી કીધો છે તેથી જનાબ ખીજવાયા છે અને ખીજમાં ને ખીજમાં જો તેવણુ સાહેબ ચાલ્યા જશે તો તમારી શેઠાઇને તથા અમારી મુલ્લાંગીને બી ધક્કો પહોંચશે તેનો ખૂબ ખ્યાલ રાખશો." વાલી મુલ્લાંએ અલ્ટીમેટમ આપતાં જણાવ્યું.

"ત્યારે હવે આપણે કેમ કરીશું?" શેઠાઇને ધક્કો પહોંચે તે ઠીક નહિ એવી બીકથી લાચાર થઇને અભરામે કહ્યું.

"મારી સલાહ તો એવી છે કે આમીલ સાહેબને રૂ. પંદર સલામના અરઝ કરીએ અને રસ્તામાં ભાતા માટે વીશ લાડવા બંધાવીએ અને તે સાથે થએલી ભૂલ માટે પાઘડી ઉતારી હાથ જોડી માફ માંગીએ તો જનાબનું દીલ પીગળી જશે." વાલી મુલ્લાએ ઉપાય બતાવતાં કહ્યું. "સાહેબ લાડવાનો તો બીલકુલ વધારો નથી અને તેજ પ્રમાણે રૂપીયા બી કારજમાં ધારવા કરતાં વધારે ખર્ચાઇ ગયા છે તોપણ રૂપીયાનો જોગ તો ગમે તેમ કરીને કરી નાંખીશું. વળી ભાતાના લાડવાના બદલામાં આપ કહેશો તો રૂપિયા બે ચાર સલામના વધારે અરઝ કરીશું કેમકે આમીલ સાહેબ જેવા સરદાર નારાજ થાય તે ઠીક નહિ." અભરામે છેવટનો નિકાલ કરતાં કહ્યું.

તુરતજ અભરામ તથા વાલી મુલ્લા આમીલ સાહેબના ઉતારે ગયા અને અભરામે રૂ. ૧૫ પંદર આમીલ સાહેબને તથા રૂપિયા ચાર તેના દીકરાને સલામના અરઝ કીધા અને તે બાદ થએલી ભૂલ માટે હાથ જોડી માફ માગી આમીલ સાહેબના હાથમાં ચળકતા સફેદ પતીકા જેવા રૂપિયા પંદરની થડી આવી પડી તેથી પોતાનો સઘળો ગુસ્સો ગળી જઇ ખૂશખૂશ થઈ ગયા અને બોલવા લાગ્યા કે, "અરે ઇબ્રાહીમભાઈ (અભરામ), તમે તથા તમારા ગામના સઘળા ભાઇઓ દીનદાર, પરહેજગાર, લાયક અને ભલા છો અને સાચા મુમેનીનની સઘળી અલામતો તમારામાં સાફ સાફ દેખાઇ આવે છે. એટલાજ વાસ્તે તમારા ગામને ઘણા સાહેબો 'મદીના' જેવું ગણે છે તે વાજબીજ છે."

પંદર રૂપીયા જેવી મોટી રકમ મળવાથી અભરામને તથા વાલી મુલ્લાને

છાપરે ચડાવતા આમીલ સાહેબ બોલ્યા અને તે બાદ હસી ખુશીના સાથે તેવણ સાહેબ ત્યાંથી વિદાય થઇ પોતાના ગામ તરફ ઉપડી ગયા.

બસ, આ પ્રમાણે જેમ તેમ કરીને ઉકેલી દીધું. મગર તેમાં ગરિબ બિચારો તુરાબ તો ટળવળાટ કરી કરીને હેરાન પરીશાન થઈ ગયો હતો અને તેમ થઇ જાય તેમાં નવાઇબી શું? કેમકે આખા આખા દિવસોની દોડા દોડી મજુરી મહેનત તથા હાડમારીથી તે બાપડો થાકી પાકી લોથ પોથ જેવો થઈ જતો હતો અને તેમાં વળી ઓછામાં પુરૂં રાત્રે ચાર પાંચ કલાકજ સુવાનું મળતું તેથી ત્રણ દિવસમાં તો તે બિચારો હદ ઉપરાંત નાતવાન થઇ ગયો હતો અને જેમ એક માણસ સખ્ત બંધનમાં રહેવાથી હાલીચાલી નહિ શકતાં શરીરે એકદમ અકડાય જાય અને તે પછી તેને છૂટો કરવાથી જેવી રાહત તેને થાય તેવી રાહત મહેમાનોના જવા પછી તુરાબને થઇ હતી. તે બાપડાને મનને તો એક સખ્ત આફતમાંથી છુટ્યો હોય તેવું લાગતું હતું કેમકે એ મેહમાનો માટેની ખટપટ તથા તેના કાકાની પટપટથી તે બાપડો એકદમ તંગ આવી ગયો હતો. સઘળા મહેમાનો, આમીલ સાહેબ વિગેરેના જવા પછી બીજે દિવસે અભરામે ખર્ચનો આંકડો ઉતાર્યો તો જારથદાડો વગેરેનું રૂા. ૪૦૦ સુધીનું ખર્ચ થઇ ગયું હતું.

વહાલા વાંચકો જાણતા હશે કે અભરામે તુરાબના ઘર ઉપર તો રૂા. ૩૦૦ લીધા હતા અને કારજ પછવાડે ખર્ચ તો રૂા. ૪૦૦ નું થઈ ગયું તેથી બાકીના ઘટતા સો રૂપીયાનો જોગ કેવી રીતે કરવો તે એક વિચાર થઈ પડ્યો.

આખરે અભરામ તુરાબને સાથે તેડી હીરાચંદ વાણીયા પાસે ગયો અને તેનાથી ખાનગીમાં કેટલીક વાતચીત તથા કાલાવાલા કરી ઘર ઉપર જેમ તેમ કરી સો રૂપીયા બીજા વધારે લીધા અને કારજના માંગનારાઓને ચુકાવી દીધા.

આ પ્રમાણે કારજ પાછળ થએલા ખરચની ચોખવટ તો અભરામે

કરી નાખી મગર તુરાબના ઘર ખર્ચનો નિભાવ કેવી રીતે કરવો તે ફીકર વળી સામને આવીને ઉભી રહી.

થોડીવાર વિચાર કરવા પછી અભરામે મનમાં ધારી લીધું કે કારજ પાછળ ધામધુમ કરવા પછી હવે તુરાબના ઘરખર્ચનો જો કાંઇ પણ બંદોબસ્ત નહિ કરીએ તો ગામમાં આપણી હલકાઇ થશે એ ઠીક નહિ. માટે એક વરસ સુધીના ખરચના રૂા. ૫૦ પચાસ અભરામે અમતુના પોલાં કડલાં બંગડી તથા કેટલાંક વાસણો રાખીને આપ્યા. જો કે ચાંદીનાં પોલાં કડલાં બંગડી તથા વાસણો મળીને રૂા. ૫૦ ની કીમત થતી નહોતી અને તે છતાં તે ઉપર રૂપીયા પચાસ રોકડા કાઢી આપે એવો અભરામ ભોળો નહોતો છતાં તેમ કરવામાં તેની ઉંડી મતલબ એ હતી કે એક તો લોકોમાં તેની વાહવાહી થશે અને બીજું થોડા દિવસ બાદ તુરાબની બેન માણેકનું કોઇક જગાએ પૈસાની મોટી રકમ લઇને લાકડે માંકડું ગોઠવવાનો તેનો વિચાર હતો એટલે તે વકતે તેને પોતાના આ પચાસ રૂપીયા ઉપરાંત કંઇક વધુ ડલ્લો હાથ આવશે એવી પુરતી આશા હતી, આમ હોવાથીજ તેણે રૂપીયા પચાસ જેવી મોટી રકમ કાઢી આપવાની ઉદારતા બતાવી હતી.

આ પ્રમાણે ગોઠવણ કરી બિચારી અમતુનાં પોલાં કડલાં બંગડી તથા વાસણો લઇ અભરામ તો પોતાને ઘેર ચાલ્યો ગયો. જેના જવા પછી તુરાબે અતિશય દીલગીરી સાથે પોતાની માને કહ્યું કે "મા, મા, મારા કાકા તો કેહતા હતા કે રૂા. ૨૦૦ થી ૨૫૦ નું સઘળું ખર્ચ થશે મગર યાં તો રૂપીયા ચારસોથી પાંચસો સુધી વાત પહોંચી ગઇ એટલે કે મારા કાકાએ તો "પારકે પૈસે દિવાળી" એ કહેવત મુજબ કારજ કરવાને બહાને વાહવાહી, ફખર અને શરફ મેળવ્યું. મગર બીજી બાજુ આપણે તો ઘરબાર દાગીનો અને વાસણો વગરના થઈ ગયા એટલે કે દાડાપાણીએ તો આપણો દાટ વાળી દીધો. શું મા આ મારૂં કહેવું કાંઇ ખોટું છે?"

તુરાબનાં આ વચનોથી અમતુને પોતાની આગલી સઘળી મુસીબતો

યાદ આવી ગઇ. તેથી તે બિચારી ગળગળી થઇ બોલી, "દીકરા, આવું બોલી ઓછું લાવમાં, ખુદાતઆલા કાલ સવારે સારૂં કરશે." આ સિવાય તેણી વધારે કાંઇ પણ બોલી શકી નહિ અને તુરાબ પણ ગમ ખાઇ ચુપ થઇ જઇ પોતાને કામે વળગ્યો.

---

## પ્રકરણ ૮ મું.

## માણેકના નિકાહની મસલત.

તુરાબના પીતાને ગુઝરવાને લગભગ સાત મહીના થઇ ગયા છે તોપણ તે હજી સ્કુલમાં જતો હતો. મગર હવે તેના અભ્યાસમાં ખલલ પડનાર હતી કેમકે આ સાત મહીનાની મુદતમાં પોતાના મરનાર બાવાના ફાતેહા પડાવવા માટે દર જુમારાતે ગામના વાલીમુલ્લાને જમાડવા પડતા હતા એટલું જ નહિ પણ છમાસી ઉપર બી અભરામે દબાણ વાપરીને તેમજ માણેકના નિકાહમાં આપણે મરઝી મુજબ પૈસા લેશું તેથી આપણો હાથ સારી રીતે છુટમાં આવશે વગેરે અમતુને અવળા સવળું સમજાવીને તેણે કરઝે પૈસા લઇને જમાત કરી નાખી હતી, આમ હોવાથી આ ગરીબ ઘર ઉપર હવે તંગી પોતાના ડોળા ધુરકાવવાને તૈયાર થઈ રહી હતી.

"બેટા તુરાબ, હવે પાંચ સાત દિવસ ચાલે એટલો બાજરો ઘરમાં છે અને પૈસા પણ થઇ રહેવા આવ્યા છે, હવે આપણે શું કરીશું?" એક દિવસ તુરાબની માતા અમતુએ કહ્યું.

બસ તુરાબને કાંઇ લાંબી વાતો કહી સમજાવવું પડે તેમ નહોતું. તે જો કે આ વકતે પોતાના પાળક પીતાનો ગમ કંઇક વીસરી ગયો હતો પણ પોતાની માતાના, ઉપલા બોલોથી તેને તે સઘળું વિસરાઈ ગએલું દુઃખ તાઝું થઇ ગયું તેથી તેને એકદમ ધુજારી છુટવા લાગી અને તે સાથે તેના મનમાં ચોક્સ ઠસી ગયું કે હાય હાય હવે ભૂખે મરવાનો વારો આવ્યો. આવા વિચારો આવવાથી તે કાંઈ પણ નહિ બોલતાં ગુપચુપ બેસી રહ્યો.

"બેટા આમ મુંઝાઇને કેમ બેઠો, કેમ કાંઈ બોલતો નથી? શું મારા કેહવાથી તને કાંઈ દુઃખ લાગ્યું છે? જે હોય તે કહી દે એટલે કાંઈ ઉપાય કરીએ." અમતુએ ફરીને પૂછવા માંડયું. કેમકે તેણીને કાંઈ અત્યારે તુરાબ જેટલું દુઃખ થતું નહોતું, ફક્ત તુરાબને દીલગીર જોવાથીજ તેણી કંઇક દુઃખી થતી હતી કારણ કે તેણી તો પોતાના મનમાં મોટી મોટી ઉમેદોના કિલ્લા બાંધી રહી હતી.

"ત્યારે મા, હવે હું બહાર ગામ કામવા જાઉં?" તુરાબે થોડી વાર રહીને પૂછ્યું.

"પછી અમારૂં શું થાય? માણેકને કેવી રીતે હું સાચવી શકું?" અમતુએ વાંધો ઉઠાવતાં કહ્યું. "પણ ત્યારે ખાધા વિના ચાલશે? હવે ખાવાનું કયાંથી લાવીશું? હું હંમેશા ના કહેતો હતો તો પણ તમે મારા કાકાથી બીહીને આ ઘરને પણ દીવાસળી મુકાવી દીધી, નહિ તો અત્યારે કંઇક ઉપાય થઈ શકત. હવે શું આપણને કોઈ એક પૈસાનો માલબી ઉધાર આપશે? અરે લોકોમાં આપણો કંઇક ભરમ હતો તે ઘરનો ઘડો લાડવો થઈ જવાથી ખુલ્લો થઈ ગયો, હવે શું કરીશું?" તુરાબ અંતરથી આગમાં બળતો બોલ્યો.

"ભાઈ, આપણે હવે માણેકનું કયાંક કરી નાખીએ તો કેમ? મારો તો વિચાર છે કે કોઈ સારૂં ઠેકાણું જોઈ નીકાહ પડાવી દઇએ, આમ હવે કયાં સુધી બેસાડી રાખીશું. વળી આપણી હાલની હાલત જોતાં એનો ખર્ચ પણ ભારે પડે છે તો તે ઠેકાણે પડી જાય તો એટલા ખર્ચનોબી બચાવ થાય." અમતુ ઉપાય બતાવતાં બોલી.

"મા, તે તો ઠીક પણ અત્યારે કયાં આપવા જઇએ, ગામમાં ને ગામમાં આપીએ તો છે." તુરાબે જણાવ્યું.

પણ ગામમાં તો ન આપવી એવો અમતુનો વિચાર હતો તેથી તે બોલી કે:—

"જો ભાઇ, ગામમાં કોઈ સારો અને વળી પહોંચતો (પૈસાવાળો)

આસામી નથી એટલે કોઇ બીજે આપીએ તો સારૂં. વળી મારા મત મુજબ આ બાબતમાં તારા કાકા અભરામને પુછીશું તો ઠીક થઈ પડશે કેમકે એક તો તે હવે તારા પીતાની જગાએ એટલે કે તે તારા મુરબ્બી લેખાય અને વળી ગામમાં પણ તે મોટા છે એટલે તેને ઘણે ઠેકાણે ઓળખાણ પીછાણ પણ છે એટલે તેને પુછીએ તો લાભજ થશે. જો તું કહે તો તારા કાકાને હમણાંજ બોલાવીને પુછીએ.”

“મારા મુરબ્બી પીતાના બાદ મારા કાકાએ મુરબ્બીપણાનો જે હક અદા કીધો છે તે હું ખૂબ જાણું છું માટે તેને પુછવાનું તો માંડીજ વાળો.” તુરાબે વાંધો ઉઠાવતાં કહ્યું.

“પણ ભાઈ, તારા કાકા નાતમાં મોટા છે અને વળી આપણા તો નઝ-દીકના સગા છે છતાં આપણે તેને પુછવાનું મુકી દઇએ તો તે કદાચ ગુસ્સે થશે અને આપણને હેરાન કરવા તૈયાર થશે માટે તેને શરૂઆતમાં પુછવું તો જોઇએજ.” અમતુએ આડકતરી રીતે અભરામની બીક બતાવતાં કહ્યું.

“મારા કાકા જુના વિચારના છે એટલે તેને હાલના ઝમાનાની કંઈ ખબર નથી. વળી તે મોટાઈ પર મરી ફીટી આપણું કંઈ નહિ સાંભળતાં પોતાની મરઝી મુજબજ કરે જશે અને મને તે પસંદ નહિ પડે તો હું વાંધો ઉઠાવીશ તો વળી પંચાતી જાગશે તેનું કેમ ?” તુરાબે પોતાની મુંઝવણ ઝાહિર કરતાં કહ્યું.

“પણ આપણે પહેલાં તેની ઝરા સલાહ લઇએ તેમાં શું કાંઈ નુકસાન છે ?” અમતુએ ગંભીરાઇથી પૂછ્યું.

“ભલે જેવી તમારી મરઝી પણ જો મારા કાકા હવે પોતાનું ચલાવશે તો હું કોઈ રીતે કબુલ કરીશ નહિ, કેમકે તેણે આજ સુધીમાં આપણી ઉપર જે જે કીધું છે તે હું કાંઇ ભૂલી ગયો નથી.” તુરાબ ચેતવણી આપતાં બોલ્યો.

“ભલે ભાઈ ભલે તું નિશાળે જા અને તારા કાકાને અહિં મોકલતો

જા સમજ્યોને દીકરા ?" અમતુ ઝરા મોં મલકાવી બોલી. નિશાળનો વખત થઈ ગએલ હોવાથી તુરાબે તુરતજ નિશાળનો રસ્તો લીધો અને જતાં જતાં પોતાના કાકા અભરામને તેની મા તરફનો સંદેશો કેહતો ગયો તેથી થોડીજ વારમાં અભરામ તુરાબને ઘેર આવ્યો અને આવતાંજ બોલ્યો કે "કેમ ભાભી મને કેમ બોલાવ્યો ? હમણાંજ તુરાબ નીશાળે જતાં જતાં મને અહીંયાં આવવાનું કહી ગયો છે તેથી હું આવ્યો છઉં કેમ શું કામ છે ?"

"આવો, આવો ભાઈ બેસો." અમતુ આવકાર આપતાં બોલી.

આ વકતે માણેક ઓસરી પર બેસી કંઈક ભરત ભરતી હતી તેથી અમતુ ને અભરામ ઘરમાં જઈ વાતો કરવા લાગ્યાં.

"કાં ભાઇ તમે તે દિ કેહેતા હતા તો હવે આપણે માણેકનું કેમ કરીશું ?" અમતુએ મુખ્ય મતલબની વાત શરૂ કીધી.

બાળ વિધવા માણેક કે જે ભરત ભરવાનું કામ કરતી હતી તે પોતાનું નામ આવવાથી ઝરા ચમકી અને એક ધ્યાનથી સાંભળવા લાગી. પણ અભરામ તથા અમતુ બહુજ ધીમેથી વાતો કરતાં હતાં તેથી તે બિચારી મહા મુશ્કેલીથી સાંભળી શકતી હતી.

"તમે તો તદ્દન ભોળાંજ રેહવાનાં, શું મને કાંઈ કેહેવું પડે તેમ છે ? તે દિવસથીજ હું તપાસમાં છઉં. હું કાંઈ તે વાત ભૂલી ગયો નથી." "શું કોઈ જગાએ ગોતી (શોધી) રાખ્યું છે ?" અભરામ બોલતો હતો તેવામાં અમતુ અધીરાઇથી વચમાંજ બોલી ઉઠી.

"પણ પેલાં મારી વાત તો ઝરા સાંભળો પછી તમે બોલજો. જુઓને અહીંથી જે દસ ગાઉ ઉપર પેલું ફૂલાણું ગામ છે ત્યાંના બદરૂ શેઠ કે જે મુંબઈ નગરીમાં કટલેરી સામાનનો ધમધોકાર વેપાર કરે છે તેની પાંચમી બાયડી હમણાંજ મરી ગઈ છે તે ઘણું સારૂં ઠેકાણું છે. જો કે તેની ઉમર જરાક મોટી એટલે લગભગ સાઠ વરસની કહેવાય છે. વળી છોકરાં છૈયાંની પણ મહેરબાની છે તો પણ ખાધે પીધે સુખી અને વળી પૈસાદાર એટલે

દેખાવમાં તદ્દન જવાન જેવા લાગે છે. વળી ઝરાક તે લેહરી છે તેથી તેને તો કુંવારી છોકરી પરણવાનું મન છે એવું મેં સાંભળ્યું છે પણ તેનો એ વિચાર ફેરવવો તે તો આપણા હાથમાં છે કેમકે આપણી માણેક કાંઈ મોટી નથી. આ સિવાય બીજું એક ઠેકાણું તે પેલા ફલાણા ગામમાં એક ભાઈ આફ્રીકાથી કમાઇને આવ્યા છે તે છે. આ ભાઇની ઉમરબી લગભગ પચાસ વરસની લાગે છે અને દીકરા ને ઘેર દીકરા છે તોપણ તે વીશ વરસના જવાન જેવો લાગે છે. વળી તે ભાઈ જોકે આફ્રીકાથી ઘણો હાથ મારી આવેલ છે તો પણ ઘર થવા પછી બૈરીને અહીંયા મૂકી વકતે તે પાછો આફ્રીકા ચાલ્યો જાય એવું મને જણાય છે તેથી મારૂં ધ્યાન ત્યાં પડતું નથી તો પણ આ બેમાંથી તમે કહો ત્યાં નક્કી કરીએ." અભરામ પોતાની શોધ માટે મગરૂર થતો બોલ્યો.

"ભાઈ, આપણી પુંભડા (નાની બાળક) જેવડી ગરીબ રાંક દીકરીને એવા બુઢ્ઢા બુબખને આપીશું તો આપણાવાળા ઉપરાંત ગેરકોમોવાળાઓ બી આપણને પીંખીને ખાઈ જશે. માટે કોઈ જગાએ નાની ઉમરનો એટલે કે સરખું જોડું થાય એવો કોઈ ધ્યાનમાં નથી?" અમતુએ અચકાતાં અચકાતાં પુછ્યું.

"સરખે સરખું જોડું ગોતવા બેસીશું તો આપણને કાંઇ મોં માગ્યા પૈસા મળશે નહિ અને પૈસા લીધા વિના આપણો પાટો ચડશે નહિ કેમકે તમે જાણો છો કે ઘર ઉપર લીધેલા વાણીઆના પૈસા હવે તુરતમાંજ ભરવા પડશે અને તેજ મુજબ છમાસીનો મેં જે સામાન અપાવ્યો છે તેના પૈસા બી દેવા છે. વળી તુરાબ પણ હાલ તુરત નાનો હોવાથી કાંઇ કમાણી કરી શકે તેમ નથી ત્યારે બીજું તો ઠીક પણ ખાવાનું જોઇશે કે નહિ? શું પેટને કાંઇ પાટો બંધાશે? બોલો મામલો આમ છે હવે શું કરવું છે?" અભરામે સાફ સાફ પુછ્યું.

માણેક કે જે આ સઘળું બહાર બેઠી બેઠી સાંભળતી હતી. તેણીની આંખોમાં તો ઉપલી વાતો સાંભળવાથી આંસુઓની ધારા વેહેવા લાગી કેમકે

સાઠ વરસના બુઢ્ઢા સાથે પોતાના નિકાહ થનાર છે એ જાણવાથી તે બાપડીને કંપારી છુટતી હતી. વળી કેટલેક ઠેકાણેની રીત ભાત અને દુઃખો જોયેલાં હોવાથી તેણી સઘળું દીવા જેવું સમજતી હતી. આફ્રીકાનો વિચાર તેણીને ભડકાવી મારતો હતો કેમકે તેણીનો મરદ નિકાહ કરીને જો આફ્રીકા ચાલ્યો જાય તો તે પાછો વતન ક્યારે આવે તે નક્કી નહોતું અને તેજ મુજબ જો તેણી ઝીદ કરીને પોતાના મરદ સાથે આફ્રિકા જાય તો પોતાના વહાલા વતન તથા માયાળુ માતા તથા ભાઇના દીદાર જોવાની અબળખા (હોંશ) રહી જાય, આવા વિચારોથી તેણીનું દિલ સળગી જતું હતું.

તે બિચારીની હાલત "ગળે ગાંઠ અને મોઢે ડુચો" એ કહેવત જેવી થઇ ગઇ હતી પણ તેની તેણીની માતાને ક્યાં ખબર હતી? અને તેણીના કાકાને ક્યાં પરવા હતી? અભરામના મનને તો એમજ હતું કે જો આ એમાંથી એક બાબત નક્કી થઈ જાય તો તેણે પોતે તુરાબનું કામ કરી આપી તેને દુઃખમાંથી છોડાવ્યો કેહેવાય અને પોતાના ભાઇના દુઃખી અને નિરાધાર ઘરને તાર્યું કહેવાય અને તેના પરિણામે પોતાને જશ મળે, સવાબ મળે, ખાવાનું મળે અને તમામ લોકો તરફથી વાહવાહીનું શરફ મળે આમ હોવાથી તે અમતુના જવાબની આતુરતાથી રાહ જોવા લાગ્યો.

"ભાઈ, તમારૂં કહેવું ઠીક છે પણ મારો મત એવો છે કે કોઇ સાધારણ એ પૈસે સુખી હોય અને તે સાથે ઝરા નાની ઉમરનો હોય તો સારૂં પછી ભલેને આપણને બે પૈસા ઓછા મળે." અમતુને પેલા બુઢ્ઢાની તથા આફ્રિકાવાળાની વાત બીલકુલ ગમી નહિ તો પણ અભરામને ખરાબ ન લાગે એવા હેતુથી ઝરા નરમાશથી બોલી.

"હા, આપણા માટે એવા નાની ઉમરવાળા તૈયારજ બેઠા છે ને તે મળી જશે. અરે તમને નાની ઉમરવાળાને આપવી છે પણ એટલું જાણતાં નથી કે પૈસે ટકે સુખી અને નાની ઉમરવાળાને તો સૌ કોઇ દીકરી દેવા કરે તેથી તેવાઓ કાંઇ વાંઢા હોય નહી અને કોઇ હોય તો મોં માગ્યા પૈસા

આપે નહીં. આતો જરા મોટી ઉમરના છે તેથીજ મોં માગ્યા પૈસા મળે એવું છે અને કાંતો મળે જો હોય ભાઇ લખણના પુરા તો. બાકી સુખી સારો બે પૈસાની પુંજીવાળો અને નાની ઉમરનો હોય તો તેવામાંથી તો ૩૦૦ યા તેથી ૪૦૦ અને બહુ બહુ તો પાંચસો રૂપીયા મળે. આ સિવાય બીજા કેટલાકો તેથીએ વધારે રકમ આપે એવા હોય છે પણ તેઓ આપણી જોવામાં નહિ પડતાં પોતાની સરખે સરખું ગોતી લે સમજ્યાં ભાભી?" અભરામ બેદરકારીથી બોલ્યો.

"પણ તમે પેલાની વાત કરી તેની ઉમર તો બહુ મોટી છે. નાહક બીચારીને ખાડામાં નાખ્યા જેવું થાય અને તેથી દીકરીના નીસાસા નડે માટે મારૂં મન માનતું નથી." અમતુ બીતી બીતી બોલી.

"હવે એ તો જાણ્યું; શું તમે જાણતાં નથી કે ઓલા ઇસબે રૂપીયા બે હઝાર લઇને ચાર છોકરાના બાપને પોતાની દીકરી આપી તેને શું નિસાસા નડ્યા અને પેલા કાસમજીએ રૂપીયા ત્રણ હઝાર લઇને પેલા પચાસ વરસની ઉમરના અને કાળા કીલ (ડામર) જેવા એક આંખવાળાને આપી છે તેને અને તેજ મુજબ પેલા ફલાણા ગામના મુલ્લાંએ લકવાથી જકડાઈ ગએલ એક બિમાર શેઠને મોં માગ્યા રૂપીયા લઇને પોતાની દીકરી આપી છે તેઓને કાંઇ થઈ ગયું હોય તેવું જણાયું નથી. મતલબ કે નિસાસા બીસાસા એ તો એક જાતના વહેમજ છે એ સિવાય બીજું કાંઇ નથી સમજ્યાં ભાભી?" અભરામ પોતાના મન ધાર્યુંજ થાય એવા હેતુથી બોલ્યો અને કોઇ સાંભળી ન જાય એમ ધીમેથી કહ્યું કે "મોટી ઉમર છે તો શું થયું? આપણામાં 'રાંડે તે ન માંડે' એ કહેવત જેવો ધારો કયાં છે ભાભી? કે વાંધો આવશે."

અમતુ અભરામના ઉપરના બોલો બરાબર સમજી નહિ શકવાથી થોડી વાર ચુપ બેસી રહી અને તે બાદ બોલી.

"ભાઇ, મારો વિચાર એવોજ છે કે કોઇ સાધારણ હાલતવાળા પણ

નાની ઉમરનાનેજ દઇએ પછી પૈસા ભલે ખરચ જેટલા મળે." અમતુએ એક માતા તરીકે પોતાના ફરઝંદનું ભલું ચાહવાના હેતુથી વધારે પૈસા લેવાની વાતને પડતી મૂકવાનો વિચાર જણાવ્યો.

"પણ પછી ખાશો શું રાખ? અને ફાકશો શું ધુળ? અરે એવા સાધારણ હાલતવાળાને આપત્રી હોય તો તેમાં મારી ના નથી પણ હું ખાતરીથી કહું છું કે તેમાં કંઈ વળશે નહિ અને તેથી ઘર ઉપર લીધેલા પૈસા તેમજ બીજું પરચુરણ દેવું બી અદા થઇ શકશે નહિ. જેનું પરિણામ એ આવશે કે તમારૂં ઘરબાર વાસણો દાગીના વગેરે બધુંએ ચાલ્યું જશે અને તે સાથે ખાવા પીવાના બી વાંધા થશે કેમકે તમારો તુરાબ પાણી-આળો અને કમાઉ છે તેની ખબર છે? આટલુંજ કાંઇ બસ નથી પણ તુરાબના વેશવાળ (સગપણ) માટે પેલા જીવાજીને ત્યાં વાતચીત ચાલે છે તે બી થઇ શકશે નહિ. બોલો વાત આમ છે હવે તમે કહો તેમ કરીએ." અભરામ સઘળો ભાર અમતુ પર મુકતાં બોલ્યો.

તુરાબના સગપણની વાત સાંભળતાં અમતુ જરા ચમકી ગઇ અને તે સાથે કંઇક ભાન ભૂલી થઈ ગઈ કેમકે પોતાના વહાલા દીકરાને પરણાવી ઘરમાં વહુ લાવવાની તેણીને ઘણી ભારે હોંશ હતી. પણ બીજી બાજુ પોતાની નાની બાળક દીકરી સાઠ વરસના બુઢ્ઢા બુબખના હાથમાં જાય તે તેણીને બીલકુલ પસંદ નહોતું. ત્યારે હવે કેમ કરવું તે એક ભારે ગુંચવણ થઈ પડી. અમતુ આ ગુંચવણ કેમ ઉકેલવી તેનો ઉંડો વિચાર કરતી છાનીમાની બેઠી.

"બોલોની શું કરવું છે? કેમ કાંઇ બોલતાં નથી?" પોતાની વાત ઉપરથી અમતુને કંઇક અસર થઈ છે એવું જણાયાથી અભરામે જરા દબાણથી પુછ્યું.

"ભાઇ, કેમ કરવું તે મને અત્યારે સુઝતું નથી માટે આજ જરા મને નિરાંતે વિચાર કરવા દો. આપણે આવતી કાલે વાતનો નિવેડો લાવીશું." અમતુ, તુરાબ માણેક વગેરેની સલાહ લેવાના હેતુથી મોહલત માગવા લાગી.

"અરે તમે તો 'લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ધોવા જાય' એ કહેવત જેવું કરો છો કેમકે આમાં કાંઇ વિચાર કરવા જેવું છેજ નહિ એટલા માટે મારી હાએ હા કરશો અને જો આ કામની 'ઘડ' વળી જશે તો તો તમને મોં માગ્યા પૈસા મળશે."

તે ઉપરાંત મઝકુર બદરૂશેઠ તરફથી તમારે ઘેર આપણી આખી નાતને સાત વાનાની સુખડીનું બે ટંકનું જમણ થશે અને તે સાથે સવા ગજીયા થાલનું લાણું થશે. ભાભી, તમે જાણો છો કે આપણા ગામમાં તો ફક્ત ત્રીસથી પાંત્રીસ ઘરોજ આપણાવાળાના છે એટલે લાણામાં થાલો બી એટલાજ ખપે પણ મેં તો સો થાલની વાત નક્કી કીધી છે એટલે દૂર દેશાવરોમાં વસનારા સગાંઓને બી આપણે લાણાનાં થાલો મોકલાવીશું અને તેજ મુજબ આપણા ગામના શેઠીયાઓ મુલ્લાઓ વગેરેને બબ્બે અને આપણા માનવંતા આમીલ સાહેબને ત્રણ થાલો અપાવીશું જેથી આપણી ઘણીએ વાહવાહી થાશે અને હજી આપણા ગામમાં વસ્તા ખોજાઓ મેમણો વગેરે મુસલમાનોને નોતરાં દઇ બદરૂશેઠને ખરચે જમાડીશું અને આપણી ઓળખાણ પીછાણવાળા હિંદુઓને 'સીધા' આપી જમાડીશું એટલે આ 'ઘરઘરણું' તો વિવાહ કરતાં બી વધારે સારૂં થશે. એટલુંજ કાંઇ બસ નથી પણ આપણા હાથમાં રૂપીયા પાંચથી છ હજારની રકમ આવી પડશે જેથી તમામ દેવું દેવાઇ જવા સાથે તુરાબના વિવાહ બી ભારે ધામધુમથી થઈ શકશે અને તે બાદ બી રૂપીયા ત્રણથી ચાર હજારનો વધારો રહેશે, જેના શુભ પરિણામે તમારૂં ઘર આપણા ગામમાંજ નહિ પણ કાઠીયાવાડના તમામ વોહરા ભાઇઓમાં મોટું અને પૈસાવાળું ગણાશે અને તે સાથે લખપતી શેઠનાં તમે સાસુ કહેવાશો એ તમારે માટે ઘણુંજ મોટું શરફ છે. માટે જો તમારો નક્કી વિચાર હોય તો હમણાંજ હા કહી દો અને નહિ તો હવે હું જાઉં છું. તમારી મરઝી પડે તેમ કરજો મને કોઇ ચીઝ પુછશો નહિ." અભરામ જાણે કે છેવટનું અલ્ટીમેટમ આપતો હોય તેમ બોલ્યો.

અમતુ તો અભરામની આ વાતો સાંભળી પાણી પાણી થઇ ગઇ કેમકે તેણીના પોતાના ઘેર સાત ભાતની મિઠાઇની બે ટંકની નાત, સવા ગજીયા થાલનું લાણું, ખોજા, મેમણ, હિન્દુ વગેરે ગેરકોમોવાળાઓને બી મીજવાની અને બદરૂશેઠ જેવા લક્ષાધિપતીની સાસુનું બનવું વગેરે બાબતો તેણીના અજ્ઞાન મનને ખુશાલીમાં ગર્ક કરી નાખવાને પુરતી હતી અને તેમાંએ વળી ભારે ધામધુમથી તુરાબના વિવાહ થઇ જવા બાદ રૂપીયા ત્રણથી ચાર હજારનો વધારો રહેશે એ જાણવાથી તો તેણી બીલકુલ ભાન ભૂલીજ થઇ ગઇ તેથી તુરાબ, માણેક વગેરેને પુછવાની વાત બીલકુલ ભૂલી જઇ, મંજુરી આપતાં બોલી "ઠીક ભાઇ ઠીક, તમે મરદ માણસો કળવકળ (હિલાસાઝી) બહુ જાણો અમને બૈરીઓને 'પ્રેમદા બુદ્ધિ પાનીએ' એ કહેવત મુજબ આંટીઘુંટીની વાતમાં કાંઇ સમજણ પડે નહિ. માટે તમારૂં જ્યાં ધ્યાન પડે ત્યાં નક્કી કરો કે તુરતજ 'પડો વીંટી' આપી દઇએ પણ તુરાબના સગપણનું પેલાં નક્કી કરજો, હો અભરામભાઇ!!!" અમતુ હસતાં હસતાં બોલી.

"ફીકર નહિ ફીકર, પેલા જીવાને પુછાવી તુરાબના સગપણનું નક્કી કરી નાખીશું. અગાઉ તે રૂા. ૧૨૦૦ થી ૧૫૦૦ ની વાત કરતો હતો પણ હું પોતે પેલા ફલાણા ભાઇને તેને ત્યાં લઇને જઇશ અને ગમે તેમ સમજાવી રૂા. ૧૦૦૦ થી ૧૧૦૦ માં નક્કી કરી આવીશ; ભાભી તમે જાણો છો કે જીવો પણ કાંઈ ઓછે લાકડે બળે તેમ નથી. પણ આતો આપણા હાથમાં શેઠાઇ તથા પટલાઇ છે. વળી આપણું ખાનદાન ઉંચું છે, ઘર મોટું છે અને આપણો તુરાબ ભણેલો ગણેલો તથા હુંશીયાર છે એટલેજ રૂપીયા હઝારમાં પતી જાશે એવી આશા છે." અભરામ પોતાની મરઝી મુજબ થયું તેથી ખુશખુશ થઇ જતાં બોલ્યો.

અમતુ તો અભરામની અક્કલ ઉપર મનમાં આફરીન બોલવા લાગી, તેણીને તો અભરામ અત્યારે કોઇ મહા પુરૂષ જેવો જણાવા લાગ્યો.

"ભલે ભાઇ ભલે, તમે અમારૂં સારૂંજ કરતા આવ્યા છો અને હજી બી સારૂંજ કરશો એવી અમોને ખાતરીજ છે એટલે તમને કાંઇ ભલામણ કરવી પડે તેમ નથી." અમતુ અભરામની હાએહા કરતાં બોલી.

આ પ્રમાણે સઘળું નક્કી કરી અભરામ પોતાની દુકાને આવ્યો અને આવતાની સાથેજ તેણે ઇલાકાના આમીલ સાહેબને કાગળ લખી નાખ્યો કે "મારા મરનાર મોટા ભાઇની ૧૩–૧૪ વરસની દીકરીના નિકાહ પેલા ફલાણા ગામવાળા બદરૂદીન શેઠ કે જે મુંબઇમાં લક્ષાધિપતી ગણાય છે, તેની સાથે આવતા માસની તા. ૪–૫ ઉપર થનાર છે, તો તે વકતે નિકાહ પડાવા માટે આપ મહેરબાન તસ્દી લઇને જરૂર પધારજો અને મઝકુર શેઠ બદરૂદીન ઘણાજ ઉદાર એટલે કે આમીલોની કદર કરનારા છે તેની બી ખુશ ખબરી આપું છું." એવી મતલબનું જરા લંબાણપણે લખી નાખ્યું કારણ કે આમીલ હજી નવાજ આવેલા હતા અને તે સાથે તે કડક મીઝાજના તેમજ જરા લાલચુબી હતા તેથી તેવણે પોતાના હાથ નીચેના સઘળા ગામોમાં કેટલાકના કારજોની રઝા અટકાવીને તથા કેટલાક મુલ્લાંઓ શેઠીયાઓ વગેરેના દરજાઓ ઉંચા નીચા કરીને લોકોમાં પોતાની છાપ મઝબુતાઇથી બેસાડી દીધી હતી. આમ હોવાથી આમીલ સાહેબને પોતાના પક્ષમાં રાખવાના તેમજ સારૂં લગાડવાના હેતુથીજ અભરામે પોતાના કાગળમાં મરઝી મુજબની મસ્કાપોલીસી વાપરી હતી.

આ કામ પતાવ્યા પછી તેણે બદરૂશેઠ ઉપર બી વીગતવાર ખુશાલીનો કાગળ લખી નાખ્યો.

આ પછી અભરામ જીવાજી રહેતો હતો તે ગામ તુરાબની સગાઇનું નક્કી કરવા માટે ગયો. આ જીવોબી માથાનો ફરેલ એટલે કે દીકરીઓના રૂપીયા લેવામાં એક્કો હતો, વળી તે બિચારાને ત્યાં હુંડીઓ (દીકરીઓ) ની બી સારી બરકત હતી તેથી તે જો કે કાંઇ કામ ધંધો નહિ કરતાં તારા મારા ઓટલા ભાંગી યા ટેલટપ્પા હાંકી પોતાના દિવસો ગુઝારતો હતો

તોપણ તેની લાજ આબરૂ ગામમાં સારી હતી એટલે કે ગામમાં ધીરધાર અને વ્યાજ વટાઉનો ધંધો કરનારાઓ તેને (જીવાને) અંગ ઉધાર પૈસા ધીરતા હતા કેમકે તેઓને ખાતરી હતી કે જો એક હુંડી (દીકરી) વટાવશે તો તેને હઝાર બે હઝાર મળવાનાજ અને તેના પરિણામે આપણા પૈસા તુરતજ વસુલ થઈ જશે અને જીવો બી એજ આધાર ઉપર અવાર નવાર કરજ કરતો હતો.

અત્યારે અભરામથી કેટલી વાતચીત થવા બાદ જીવાએ અભરામને કહ્યું કે, "અભરામભાઇ, તમારે અને અમારે જુની ઓળખાણ, નાતો અને કંઇકિ સગપણ બી છે. વળી તમારા ઘરમાં શેઠાઇ તથા પટલાઇ છે અને તમારો ભત્રીજો તુરાબબી ભણેલો ગણેલો અને હોંશીયાર છે અને વળી તમો પોતે ચાલીને મારે ત્યાં આવ્યા છો તેથી વધારે કહેવાય નહિ એટલે અગ્યારસો રૂપીયામાં રૂ. ૭૦૦ રોકડા અને ૪૦૦ નીકાહ (શાદી) ના વખતે અને ઝરમર, ફુલવાળા એરીંગ, નાકની વાળી, હાથના સોનાના ચીતર તથા નકોર કડલાં એટલું ઘરેણું તથા કપડામાં બે જોડ રેશમી અને ચાર જોડ સાદી (સુતરાઉ) એટલી ચીજો ફક્ત લઇશ. જો કે આ કન્યા ઉપર મને તો ઘણી મોટી ઉમેદ હતી પણ તમારા જેવા શેઠનું અને સગાંનું માન રાખવું જોઇએ અને વળી દીકરી દેશમાં તો છે એટલે ઘણું સારૂં એવું સમજીને વધારે માંગતો નથી." જીવાએ નરમ ઘી જેવી માંગણી કીધી.

અભરામે કંઇક ઓછું કરવા માટે ખેંચતાણ કરી મગર કાંઈ વળ્યું નહિ કેમકે જીવો જીવ લે તેવોજ હતો. અભરામ એક દિવસ જીવાને ત્યાં રહી એક માસમાં જવાબ આપવાની બોલી કરી પોતાને ઘેર આવ્યો અને આવીને સઘળી વાત અમતુને કહી સંભળાવી અને તે બાદ બદરૂશેઠને બી રૂપીયાની રકમ, સવા ગજીયા થાલનું લાણું, સાત ભાતની મીઠાઇની બે ટંકની નાત વગેરે શરતો કબુલ હોય તો અમારે કબુલ છે એવું લખી જવાબ મંગાવ્યો. જેનો તુરતમાંજ જવાબ આવી ગયો કે અમારી કોઇ બાબતમાં

ના નથી કારણુ કે કાઠીયાવાડ જેવા ગરીબ દેશનાં હુમવતની કોમી બિરાદરોને હસ્તરેહથી મદદ કરવી તે અમો મુંબઇગરા કાઠીયાવાડીઓની સૌથી પેલી ફરજ છે તે અમે ખુબ જાણીએ છીએ.

આ પ્રમાણે બદરૂશેઠની હા આવવાથી સઘળી બાબતોની તૈયારીઓ થવા માંડી. વહાલા વાંચક, આ પ્રમાણે આ નિકાહ નક્કી થયા છે. ક્યાં સાઠ વરસના બદરૂશેઠ અને કયાં બિચારી તેર વરસની માણેક? જોઇએ છીએ કે આ ખુશાલીમાં કોણુ કોણુ ભાગ લે છે અને આ ઘરઘરણું કેમ પાર ઉતરે છે તે ખુદા જાણે. આમીલ સાહેબ પણુ બીચારા ગણતરીમાં પડ્યા કે ચાલો ઠીક થયું, મુંબઇવાળા માલેતુજ્જાર અને સહેલાણી શેઠીયાઓ આવશે તો આપણો ખીસો તો 'તર' થશે.



## પ્રકરણ ૯ મું.

## ભાઇ બહેનની ખાનગી મસ્લહત.

રાતના નવ વાગ્યાનો વખત હતો, તુરાબ લેસન કરી રહ્યો હતો તેથી સુવાની તૈયારીમાં હતો, તુરાબનો સુવાનો ઓરડો તે એક નાનું ઘર હતું અને માણેક અને તેની માતા અમતુ બાજુના મોટા ઘરમાં સૂતાં હતાં. ગરીબ બિચારી માણેકને આજે ઉંઘ આવતી નથી જ્યારે તેણીની માતા અમતુ અભરામ સાથે થયેલી વાતચીતથી નિરાંતે ઉંઘી ગઇ હતી પણુ તેજ વાતને લીધે માણેક મુંઝાતી મુંગી મુંગી ખાટલામાં તરફડીઆં મારતી હતી.

તે બિચારીને અવનવા વિચારો આવવા લાગ્યા. આટલી નાની ઝીંદગીમાં નસીબદેવીનાં કેવાં નખરાં? બાવા માથેથી ઉડી ગયા અને કસાઇ જેવો કાળમુખો કાકો કેવા કાળ જેવા કરડા ઘરડા ઘુવડ સાથે તેણીના નિકાહ કરી નાખવાનું નક્કી કરી ગયો હતો તેનો ખ્યાલ આવતાં એ આધાર વિનાની અબળાને અત્યંત દુઃખ ઉપજતું હતું. તેથી તેણીનું મગજ હવે ભમવા

લાગ્યું. જેના પરિણામે તે બિચારી બીછાનામાં પડીપડી છાનીમાની ખુબ રડી. એકજ વિચાર તેણીને હવે મુંઝવતો હતો કે, 'હાયહાય હવે હું શું કરૂં? કોણની પાસે જઇ દુઃખની ફરીયાદ કરૂં?' આખરે માણેક ઉભી થઇ. તેણીને સુઝી આવ્યું કે આ ઘડીએજ જઇને ભાઇને સઘળી વાત કરી દઉં. જો તે કાંઇ કરી શકે તો ઠીક છે અને નહિ તો પછી કુવામાં—

પણ એ કુવાનો ખ્યાલ થતાં તો તેણી ધ્રુજી ઉઠી અંતે જેમ તેમ મનનું સમાધાન કરી તુરાબ બેઠો હતો ત્યાં તે ધીમે પગલે ગઇ અને બારણા આગળ ઉભી રહી.

તુરાબનું ધ્યાન હજી વાંચવામાં હોવાથી માણેક આવ્યાની તેને ખબર રહી નહિ. "શું કહું? ભાઇ પુછશે કે કેમ આવી તો" આમ વિચાર કરતાં તેણીથી એક નિસાસો નંખાઇ ગયો અને એ નિસાસાના અવાજથી તુરાબ ચોંકયો અને ઉંચું જોયું તો જોય છે કે માણેક રડમસ ચહેરે ઉભી છે અને તેણીની આંખોમાંથી આંસુઓ ટપકી રહ્યાં છે.

આ ન ધારેલી આફતથી તુરાબ પહેલાં તો હેબતાઇ ગયો પણ મન પાછું સ્થીર કરી બોલ્યો, "કેમ બેન શું છે? આવની બેસની."

માણેક બેસી ગઇ પણ કાંઇ બોલી શકી નહિ. બોલ્યા વિના તે છાતીફાટ રોવા લાગી. "અરે પણ બેન છે શું? અરે આમ નાદાની શું કરે છે? બોલ તો ખરી શું માએ કાંઇ તને કહ્યું છે? છાની રહે, તું આમ રૂએ છે તો મારી મુંઝવણ વધતી જાય છે માટે બોલ જે હોય તે સાફ સાફ બોલ." તુરાબ ધીમે ધીમે પતાવતો બોલ્યો.

"ભા...ઇ." માણેકે બોલવાની શરૂઆત કીધી પણ તેણીનો સાદ ફાટી ગયો અને જમીન ઉપર પડી ગઇ.

તુરાબ પણ કેટલું ખમી શકે. દરેક ચીજની હદ હોય છે તેમ સહનશક્તિની પણ હદ હોય છે, અને તે બી ઉમર અને કેળવણીના પ્રમાણમાંજ હોય છે.

તુરાબ એકદમ ગભરાઇ ગયો. તેની આંખોમાં બી આંસુઓ આવી ગયાં. માણેક પાસે બેસી તે પાછો બોલ્યો.

"બહેન માણેક, ડાહી થઇ આમ શું કરે છે? તું આમ મુંઝાય તેમાં હું શું જાણું? તારી દીલગીરી મને કહે બીજા કોને કહીશ. બોલ બહેન બોલ."

"કાકો અને મા મને મારી નાખે તો સારૂં પણ એ બુઢા—" માણેક બોલવા લાગી પણ ગળું રૂંધાઇ ગયું તેથી વધારે બોલી શકી નહિ. તુરાબના તો ડોળા ફાટી રહ્યા. આ શું? તેની તેને કાંઇ સમજણ પડી નહિ તેથી તે સાંભળવા માટે અધીરો થઇ ગયો. આમ હોવાથી તે ઉઠયો અને પાણી લાવી માણેકને કહ્યું, "બહેન, પાણી પી ઝરા શાંત થઈ મને કહે. મારા મનમાં અત્યારે શું થાય છે તે હું તને કેમ કરીને કહું."

માણેકે પાણી પીધું, જરા શાંત થઇ બેઠી. પછી ધીરેથી બોલવા લાગી:- "ભાઈ, તારા નિશાળે જવા પછી કાકો અહિં આવ્યો હતો અને મા પાસે બેસી પેલા ફલાણા ગામના વતની અને મુંબઇમાં વસનાર કોઈ ૬૦ થી ૬૨ વર્ષના બદરૂશેઠ નામના બુઢા સાથે મારા નીકાહનું નકી કરી ગયો છે."

"પણ માએ કાંઈ હા ના કરી નહિ?" માણેક બોલતી હતી તેવામાં તુરાબે વચમાં પુછયું.

"તેણે કહ્યું તો ખરૂં પણ કાકો કાળમુખો કેવો છે તે તો તું જાણે છે. માએ તો ઘણું કહ્યું કે કોઇ નાની ઉમર અને સાધારણ સ્થિતિવાળો હોય તો ઠીક, પણ કાકાએ કહ્યું કે, "તમારા ઘર માથે દેવું છે, છમાશીની નાતના રૂપીઆ દેવા છે એ બધું કયાંથી દેવાશે? વળી તમારે તુરાબને પણ વટાવવો છે. એટલે મા લાલચમાં પડી ગયાં અને મને ગરદન સુધી ખાડામાં દાબી મારી નાખી તમને પરણાવવા તૈયાર થયાં છે." માણેકે વિગતથી કહ્યું.

"હવે તારે શું કહેવું છે?" તુરાબ માણેકની જીભે ઇકરાર કરાવવા બોલ્યો. "ભાઇ તું મને એ શું પુછે છે?" માણેકને તુરાબના સવાલથી કંઇક માઠું લાગ્યું તેથી તે ઝરા ગરમ થઇ બોલી. "હું અત્યારે અરધી રાત્રે

તારી પાસે શું કામ આવી છું? ઠીક છે મારા વીરા, હું કાંઇ નથી કહેતી. હુ એટલુંજ કહું છું કે મારી ઝીંદગીના ભોગે મારા ભાઇ, તારૂં સગપણ અને વીવાહ થાતા હોય તો ભલે મારા ગમે તેટલા રૂપીઆ લઇ વેચે. હું મારો ભવ જેમ તેમ પુરો કરીશ પણ તું મારો ભાઇ તો સુખી થશે એટલે બસ. જો મારા નસીબમાં સુખ હોય તો આટલા વાનાં મારે માથે શા માટે થાય?" હીંમતથી આટલું બોલી તેણી એકદમ ત્યાંથી ચાલી જવા તૈયાર થઇ.

કુદરતે કેવી રચના કીધી છે? જેટલી ઉમરમાં છોકરાને સમજવાની શક્તિ આવે છે તેથી ત્રણ ચાર વરસ પેલાં છોકરીની સમજ શક્તિ કામ કરે છે. એકવીશ વરસના જવાનને જેટલી દુન્યાદારી વગેરેની સમજ હોય છે તેથી ઘણે વધારે દરજ્જે વીશ વરસની છોકરીને હોય છે. આમ હોવાથીજ છોકરો લગભગ ૧૫ થી ૧૬ વરસની ઉમરે અને છોકરી ૧૨ થી ૧૩ વરસની ઉમરે બાલીગ (ઉમરલાયક) થાય છે. માણેક અને તુરાબના બાબમાં પણ જો એમ હોય તો તેમાં કાંઇ નવાઇ નથી.

"જો બહેન મારૂં કહેવું તો સાંભળ, આમાં મેં તને ખોટું લાગે એવું કાંઈ પુછયું નથી છતાં તને કાંઈ ખોટું લાગ્યું હોય તો હશે મારી ભૂલ થઈ માફ કરજે અને તેમ નહિ કરતાં જો તારા દીલમાં રીસ રાખીશ તો તું અને હું બંને મુંઝાશું અને પછી આપણે કયાં જઈ દાદ મેળવશું અને કોને કહીશું. આપણા બાવાજી કયાં છે?" અને આમ બોલતાં બોલતાં તુરાબ ગળગળો થઇ ગયો.

ભાઈ બહેન બંને થોડી વાર ચુપ બેઠાં છેવટે તુરાબ હિમતથી બોલવા લાગ્યો, "બહેન તું શા માટે મુંઝાય છે, જ્યાં સુધી તુરાબની હયાતી છે ત્યાં સુધી તારો વાળ પણ વાંકો થનાર નથી. હું હવે કાકાનું ધાર્યું કોઈ રીતે થવા દઇશ નહિ, માટે બે ફીકર રહેજે. તારા નિકાહના બદલ પૈસા લઈ તેનો ઉપયોગ કરવો તેના કરતાં મને સોમલ (ઝેર) ખાતું વધારે ગમશે, એટલામાંજ તું સમજી જજે. બહેન, આજ સવારમાં હું પેલા અલીભાઈ કાકાને ત્યાં જઇ સઘળી સલાહ પુછી આવીશ. આપણા ગામમાં તે ઘણા ભલા અને લાયક

માણસ છે તેથી તે મને સારી સલાહ આપશેજ એવી મને પુરતી ખાતરી છે અને તેવણુની સલાહથી હું જે કાંઇ કરીશ તેમાં મા બીલકુલ બોલશેજ નહિ અને કદાચ કંઈ બોલશે તો આપણે તેણીને સમજાવી લઇશું પછી કાકો જખ મારશે માટે જા બહેન અત્યારે નીરાંતે સુઈ જા. બહેન તું જાણે છે કે આપણી તંગ હાલત છે તેથી તુરતમાંજ પરદેશ જવાનો મારો વિચાર છે એટલા માટેજ હું આટલી બધી ઉતાવળ કરૂં છું. કેમ બહેન મારી ગોઠવણ તને ગમે છે કે નહિ?" તુરાબે માણેકની મરઝી પુછી પણ માણેકથી સહેજ હસાઇ જવાયું અને આંખોમાં આંસુ આવી ગયાં.

આ પછી માણેક અને તુરાબ બેઉ જણા પોતપોતાના રૂમમાં જઇ નીંદ્રા દેવીને આધીન થયાં, મગર બેમાંથી એકને બી નીરાંતે ઉંઘ આવી નહિ. બેઉ જણાની રાત અનેક તરેહના વિચારોમાં પસાર થઇ.

સવારમાં વહેલો ઉઠીને તુરાબ નમાઝ વગેરે કામોથી ફારીગ થઇ સીધો અલીભાઇને ઘેર ગયો અને જતાંજ બોલ્યો કે, "અસ્સલામો અલૈકુમ." "વ અલૈકોમુસ્સલામ, આવો આવો તુરાબભાઇ આજે તો કાંઇ અત્યારમાંજ મહેરબાની કીધી". અલીભાઇ આવકાર આપતાં બોલ્યા. "હા કાકાજી સાહેબ, એક ઘણી ઝરૂરી બાબતની આપને સલાહ પુછવી છે એટલા માટેજ આવ્યો છઉં, હુકમ હોય તો બોલું." તુરાબે નમ્રતાથી કહ્યું.

"ભલે જે હોય તે ખુશીથી બોલો." અલીભાઇએ હસતાં હસતાં કહ્યું. "જુઓ કાકાજી સાહેબ મારા બાવાજી છ સાત માસ થયા ગુઝરી ગયા છે અને મારા કાકા અભરામને તો આપ સારી રીતે ઓળખો છો તેણે અમારી ઉપર દબાણ ચલાવી અમારી શક્તિ નહિ તોપણ નાતો અને જમણો કરાવ્યાં છે તે એટલે સુધી કે અમોને ઘરબાર વગરના કરી મુકયાં છે અને હવે મારી એકની એક બહેનના નિકાહમાંબી માથું મારી અમને હયરાન કરવા તૈયાર થએલ છે."

"હા ભાઇ મને પણ તે વિશે કંઇક સમાચાર મળ્યા છે. પેલા ફલાણા

આમના વતની અને મુંબઇમાં ધમધોકાર વેપાર કરનાર બદરૂશેઠ સાથે વાતચીત ચાલે છે અને તમારૂં સગપણ બી પેલા જીવાને ત્યાં કરનાર છે." અલીભાઇ વચમાંજ બોલી ઉઠયો.

"હા કાકાજી સાહેબ એમજ છે. હવે એ બારામાં મારૂં કહેવું એવું છે કે મારે મારી બહેનની એક પાઇ પણ લેવી નથી અને એવા બુઢ્ઢાને આપવી નથી અને તેજ મુજબ જ્યાંસુધી અમારી હાલત નબળી છે ત્યાંસુધી મારૂં સગપણ બી કરવું નથી માટે આ બાબતમાં મને કોઇ વાજબી અને સારો રસ્તો બતાવશો તો મોટી મહેરબાની થશે." તુરાબે મુદ્દાની વાત ઉપર આવતાં જણાવ્યું.

"જુઓ તુરાબભાઇ, આજ કાલ વકત ઘણો બારીક આવી ગયો છે. મોટાં મોટાં તીસ્માર ખાં જેવાઓ બી હવે બેન દીકરીના રૂપીયા લેવા લાગ્યા છે કેમકે આપણા કાઠીયાવાડમાં ખુશી ગમીના કારજોમાં પોતાની શક્તિ કરતાં વધુ ખરચો કરવાનો રિવાજ થઇ પડ્યો છે તેથી મોટા મોટા તીસ્માર ખાંઓને બી પોતાના છોકરાઓને પરણાવવામાં પૈસા દેવા પડે છે તો પછી જેવા તેવાની તે શું વાત કરીએ? કહેવાની મતલબ એ જ છે કે તમારી બેનની એક પાઇ પણ નહિ લેવાનો તમારો વિચાર સારો છે પણ વહેલું યા મોડું તમારૂં બી કરવું જ પડશે અને તેમાં બી રૂપીયા આપવા જ પડશે એટલે મારા અદના મત મુજબ તો તમારા કાકાએ જે ગોઠવણ કીધી છે તે વાજબીજ છે. તે કામ પાર ઉતરી જાય તો શું વાંધો છે?" અલીભાઇએ તુરાબને ઝરા ચકાસી જોવાના ઇરાદાથી પુછ્યું.

"અરે કાકાજી સાહેબ, આપ આ શું બોલો છો! શું આપણા સ્વાર્થ માટે બહેન દીકરીને પૈસા લઇ વેચવી? અરે તે કરતાં તેને જીવતી દાટવી તે વધારે સારૂં છે. અરે હિંદુ લોકો બી દીકરીઓના પૈસા લેવામાં ઐબ સમજે છે અને આપણે તો મુમીન મોમ (નરમ) દીલવાળા કેહવાઇએ છીએ અને તે છતાં આપણી બેન દીકરીઓના મરઝી મુજબ રૂપીયા લઇ

કસાય કરતાં બી ખરાબ કામો કરીએ એ ઘણું જ શરમ ભરેલું છે. મારે મારી બહેનની એક પાઇ પણ લેવી નથી. એટલે મારો કાકો તે સઘળું નક્કી કરી બેઠો છે તેનું કેમ કરવું? તેનો કંઇક ઉપાય બતાવો." તુરાબે લાગણી ભરી માંગણી કરી. "તુરાબભાઇ તમારી ઉમર હજી નાની છે છતાં તમારા આવા સારા વિચારો જોઈ હું ઘણો જ ખુશી થયો છું. ભાઈ, જો આપણા કાઠીયાવાડના તમામ ઉઘરતા જવાનીયાઓના વિચારો તમારી જેવા થઈ જાય તો આપણા કાઠીયાવાડી કોમી બીરાદરોમાંથી કન્યા વિક્રયનો ઝાલિમ દુત પોતાના ગાંસડા પોટલાં બાંધીને તુરત જ રવાના થઈ જાય એટલું જ નહિ પણ આપણા આમીલો અને એવા બીજા લાગતા વળગતાઓ આપણને વાત વાતમાં બુલ્હાઓ, જોહલાઓ, અકલના ઓથમીરો, બુબઓ વગેરે અપમાન કારક શબ્દોથી જે તાના મારે છે તેઓ બી તેમ કરતાં અટકી પડે. હવ તમે તમારી બેનનો કેસ સુધારવાની સલાહ પુછો છો તો તે બારામાં એટલું જ જણાવીશ કે હિંદુઓ અને એવી બીજી કેટલીક કોમોમાં દીકરીઓ પરણાવવાનો કુલ ઇખ્તેયાર તેઓના માવતરો અને વાલીઓના હાથમાં સોંપાએલો હોય છે તે એટલે સુધી કે તે લોકોમાં આમ તોર પર કેહવત થઈ પડી છે કે "દીકરી ને ગાય તે દોરે ત્યાં જાય" એવું આપણા પાક મઝહબમાં છે જ નહિ. એટલે કે આપણા પાક મઝહબના કાયદા મુજબ તો કોઇ બાઇની મરઝી ના હોય તો તેણીના નિકાહ કોઇથી થઈ શકે જ નહિ. હવે તમારી બહેનના કેસમાં બી જો તમારી બહેનની તેમ જ તેના વાલી તરીકે તમારી મરઝી નહિ હોય તો તમારા કાકાથી યા તો એવા બીજા કોઇથી તે કામ થઇ શકશે જ નહિ. કેહવાની મતલબ કે જો બદરૂશેઠ સાથે નિકાહ કરવાની તમારી તેમ જ તમારી બહેનની મરઝી ના હોય તો તમે બેઉ જણા મક્કમ રહી ઇન્કાર કરજો, તો કોઇનું કાંઇ ચાલશે નહિં. જો કે તમારા કાકા તેના મળતીઆઓ અને એવાં બીજાઓ તમારી ઉપર ફોકટનું દબાણ કરશે મગર અંતે તેઓ પાછા

પડવાના જ. માટે આ કેસમાં હવે તમારી મરઝી પડે તેમ કરજો." અલી-ભાઇએ ટુંકમાં સમજણુ આપતાં કહ્યું.

"મોટી મહેરબાની થઈ. આપે મને જે રસ્તો બતાવ્યો તેનો ઉપકાર કેવી રીતે માનવો તે મને સુજતું નથી. ઠીક કાકા સાહેબ, હવે હું રઝા લઇશ." તુરાબ જવા માટે તૈયાર થતાં બોલ્યો.

"ભાઇ ઝરા થોડી વાર બેસો. મારે હજી એક વાત કરવી છે. અરે બીજાઓ મારફતે ચોવટ મોકલાવું તે કરતાં તમારી રૂબરૂ થએલી આ મુલાકાતને ગનીમત સમજી લઉં તે ઠીક કેહેવાય. વારૂ તુરાબ ભાઈ જ્યારે તમારા કાકાની ગોઠવણુ તમે ના પસંદ કરો છો ત્યારે હવે તમારી બહેનના નીકાહ કયાં કરવાનો તમારો વિચાર છે? કોઈ બીજું સારૂં ઠેકાણું તમારા ધ્યાનમાં હશે જ, નહિ વારૂ?" અલીભાઇએ આતુરતાથી પુછ્યું. "જી, ના; કાકા સાહેબ, કોઇસારૂં ઠેકાણું મારા ધ્યાનમાં નથી જ. આપના ધ્યાનમાં ઝરા હોયતો બતાવો. આપની મોટી મહેરબાની થશે." તુરાબે ગંભીરાઇથી કહ્યું. અલીભાઇને તો આટલું જ જોઇતું હતું કારણુ કે તેના દીકરા શમસુદીનની વહુ પાંચ છ માસ થયાં ગુઝરી ગઈ હતી એટલે સમસુદીનની વેરે માણેકનું માગણું કરવાની તેની મરઝી હતી. આ બાબત તેણે અગાઉ એક બે વાર તુરાબના કાકા અભરામને પુછ્યું હતું પણુ મન માનતો જવાબ નહિ મળવાથી તે વાતને તેણે પડતી મુકી હતી. પરંતુ આજે જ્યારે ખુદ તુરાબેજ કોઈ સારૂં ઠેકાણું બતાવવાની માગણી કરી ત્યારે તેને કંઇકિ આશા ઉત્પન્ન થઈ એટલે તુરતજ તે બોલ્યો કે, "તુરાબભાઈ, માઠું લગાડશો નહિ. કેમકે હું એમ પુછવાની રઝા લઉં છું કે તમારે માણેકને કોઇ ઠેકાણે દેવી તો પડશેજને? હવે સારૂં નરસું એ તો બાઇના નસીબની વાત છે. ભાઈ તમે જાણો છો કે મારે મારા શમસનું કરવું છે. હવે શમસ કેવો છે અને અમારી હાલત કેવી છે વગેરે સઘળું તમે સારી રીતે જાણુતા હશોજ એટલે માણેકના નિકાહ શમસ સાથે કરી આપો તો કેમ?"

તુરાબ કાંઈ પણુ નહિ બોલતાં ચુપ જ બેસી રહ્યો.

"ભાઈ કેમ કાંઈ બોલતા નથી. શું મારા કેહવાથી કાંઈ ખોટું લાગ્યું ?" એલીભાઇએ શકમંદ થઈ પુછયું. "ના ના કાકા સાહેબ, તેમાં ખોટું લાગવા જેવું આપે કાંઈ કહ્યું નથી. કારણ કે દીકરીનું માગું તો સૌ કોઈ નાખે." તુરાબે શાંતીથી જવાબ આપ્યો.

"ત્યારે કેમ કાંઈ બોલતા નથી. જુઓ ભાઈ, તમે કહોતો તમારૂં ખર્ચ ઉપાડું અને તમારૂં મકાન છોડાવાય તેટલા રૂપીઆ આપું, અને કહોતો તેથીએ વધારે આપું. ઝરા પણ આંચકો ખાધા વિના જેવું હોય તેવું ખુલ્લે ખુલ્લું કહી દો." કંઇક વધુ આશા ઉત્પન્ન થવાથી અલીભાઇએ ખુલ્લે ખુલ્લું કહ્યું.

"કાકા સાહેબ, મારે જો રૂપીઆજ લેવા હોત તો આપને પુછવા શા માટે આવત. વળી મારી બહેનના રૂપીઆ લઈ મારૂં મકાન છોડાવું તો પણ હું કાંઈ ઓછો ગુનેહગાર ઠરતો નથી અને હજી આ વાતબી હું સારી રીતે જાણું છું કે બહેન દીકરીના રૂપીઆ લઈ કોઇ આશામી થયું નથી અને ભવિષ્યમાં થવાનુંબી નથી. મતલબકે બહેન દીકરીના રૂપીયા તો બિલા-ડીના રૂવાંટા જેવા છે. આવે ત્યારે દેખાય, પણ ખુદા જાણે પાછો કઈ જન્મની ખાડમાં ચાલ્યા જાય છે તેની ખબરબી પડતી નથી. કાકાજી સાહેબ, મારૂં મકાન મારા હાથમાંથી જાય તેમ છે. પણ જો મારી નીયત સાફ હશે તો પાકપરવરદીગાર તેના કરતાં સારૂં મકાન મેળવી આપશે અને તેમ નહિ કરતાં મારી બહેનના રૂપીઆ લઈ મારૂં મકાન છોડાવું તો તે હમેશના માટે મારા કબજામાં રેહશે એવી કાંઇ પણ ઝામીનગીરી નથી. મારે મારી બહેનની એક પાઇ પણ લેવી નથી. કાકા સાહેબ, મને માફ કરો." તુરાબે તેડને ફડ ખુલાસો કીધો. "ત્યારે મારી માગણીનો તમો ભાઇ શું જવાબ આપો છો ?" અલીભાઇએ અંકે કરાવવાના ઇરાદાથી પૂછયું.

"મારી માતા વગેરેને પૂછીને પછી જવાબ આપીશ. મારા તરફથી તો આપે ખાતરી રાખવી કે બનતા સુધી બીજે ઠેકાણે નહિ થાય, બલ્કે ખુદાનો હુકમ તો થયું જ સમજજો, માટે બે ફીકર રેહજો. અરે શમ-

સુદીન કરતાં કોણુ સારો મળવાનો હતો ?" એટલું કહી તુરાબ ત્યાંથી ઉઠી રજા લઇ પોતાને ઘેર ગયો.

વહાલાં વાંચકો સમક્ષ અત્રે એક ખુલાસો કરવો ઝરૂરનો થઇ પડશે કે આ સમસુદીન તે તેજ છે કે જેણે તુરાબના પીતાના મરણુ ટાંકણે કબરસ્તાનમાં જમણુની વાતો કરનારાઓની ખબર લીધી હતી અને તેજ મુજબ તુરાબના પીતાની ઝીયારતના બાદ બંગલીમાંથી પોતાનાં સોબતીઓ સાથે મરણુ પાછળના અણુઘટતા જમણો માટે ચર્ચા કરી હતી અને દહાડામાં બી પેલા જવાન મેહમાનોને તુરાબની ખરી હાલતથી વાકીફ કરી તુરાબને તાઅલીમમાં આગળ વધારવાના હેતુથી ઉઘરાણું કરાવવાને આગળ કીધો હતો. મતલબ કે પાછલા પ્રકરણોમાં આપણે તેને કંઇક કેળવાએલ ભાઇનો નામે ઓળખી ગયા છીએ.

આવા કેળવાએલા અને લાયક શખસ તરફથી પોતાની બહેનનું માંગણું થયું તેથી તુરાબ ઘણો ખુશી થયો હતો.

તુરાબ જ્યારે અલીભાઇને ઘેરથી પોતાને ઘેર આવ્યો ત્યારે માણેકે જોઇ લીધું કે તેના ચહેરા ઉપર ખુશાલી તથા શાંતી જણાતી હતી. પરંતુ આ વખતે નિશાળે જવાનો ટેમ થઇ ગએલ હોવાથી તે જમીને સીધો નિશાળે ઉપડી ગયો. રાત્રે જેમ ગઇ કાલની રાતે માણેક તુરાબના હોલમાં આવી હતી તેમ આજે તુરાબ માણેકને બોલાવી લાવ્યો અને બંને ભાઈ બેન વાતો કરવા લાગ્યાં.

"માણેક બેન, હું સઘળું પુછી આવ્યો છઉં અને મને મન માનતો ખુલાસો મળી ગયો છે. કાકાની કારીગરી હવે ફાવે તેમ નથી, પણ હવે આપણે ઝાતે તારા માટે તપાસ કરવી પડશે." તુરાબે વાતની શરૂઆત કરતાં કહ્યું.

માણેક કાંઇ બોલી નહિ, એટલે તુરાબે આગળ ચલાવ્યું. "મે અલીભાઇનેજ કોઇ સારા ઠેકાણા વિષે પુછયું પણ——અહીં તુરાબ બોલતો અટકી ગયો તેથી માણેક અધીરી થઇ બોલી.

"પણ શું, અરે કેમ બોલતો નથી, શું કાંઈ અડચણ જેવું છે ભાઈ ?"
"ના ના અડચણ જેવું શું હોય ? પણ બહેન તેણે તો તેના શમશુદ્દીનનું માગું નાંખ્યું." તુરાબે સહેજ હસીને કહ્યું.

માણેક તો આ સાંભળી દીંગજ થઇ ગઇ. શું આ તેણી ખરે ખરૂં સાંભળતી હતી. શું તેણીના મનની મુરાદ પાર પડવાની હતી. આહા કેવી ખુશીની વાત !

માણેકના ચેહરા ઉપર થએલા ખુશાલીના આસારથી તુરાબે જોઇ લીધું કે માણેકની ના મરઝી તો નથીજ અને તેથી પોતાની માતાને પુછવાનું નક્કી કરી ભાઇ બેહન છુટાં પડ્યાં.

---

## પ્રકરણ ૧૦ મું.

—:o:—

### કાકો ભત્રિજો પોતપોતાના દાવમાં.

તુરાબ અને માણેકના દરમીયાન વાતચીત થવા પછી પાંચમે દિવસે સવારમાં અભરામ તુરાબના ઘેર આવ્યો. તુરાબ અલીભાઈ સાથે વાતચીત કરી આવ્યો હતો અને અભરામ જીવા સાથે નક્કી કરી બદરૂશેઠનો જવાબ લાવ્યો હતો. મતલબ કે કાકો ભત્રીજો બેઉ જણા પોતપોતાના દાવમાં રમતા હતા.

"ભાભી, બધું ઠીક થયું છે. હવે તમે કહો તે રાત નક્કી કરીએ કેમકે જીવાએ પણ હા કહી છે અને બદરૂ શેઠે બી આપણી સઘળી શરતો સ્વીકારી છે એટલે હવે આપણે પહેલા માણેકના નિકાહ પડી આપીએ અને તે પછી તુરત જ જલદીથી તુરાબના વિવાહ ઉકેલી નાખીએ તો સારૂં. કારણ કે "સારા કામમાં સો વિઘ્ન" એ કહેવત મુજબ વખતે કાંઈ ભાંજગડ ઉભી થાય તો પંચાતી જાગે માટે જેમ જલદી થાય તેમ વધારે સારૂં, નહિ ભાભી ?" અભરામે અવતાંજ પોતાનો અભીપ્રાય દર્શાવ્યો.

"બહુ સારૂં, પણ ભાઇ તુરાબ, તું શું કહે છે? આપણે હવે કેમ કરીશું? ભાઈ તારા કાકા કહે છે તે તું બરાબર સમજ્યોને?" આજે રવીવારના લીધે તુરાબ ઘરે હોવાથી અમતુએ તેને પુછ્યું. "પણ આ મારા કાકા કહે છે તે બદરૂ શેઠ, જીવો અને મારા વિવાહ એ સઘળી ગડબડ શું છે? તે તો પહેલા જણાવો. પછી શું કરવું છે તે તમને કહું. પહેલાં મને વિગતવાર સમજાવો તો ખરા."

તુરાબે વિગતવાર ખુલાસો માગ્યો આથી અભરામે બને તેટલું મીઠું મરચું ભભરાવી સઘળી હકીકત તુરાબને કહી સંભળાવી.

સઘળું સાંભળવા બાદ તુરાબ ઝરા તપી જઈ બોલ્યો.

"પણ આ સઘળું કરવાનું તમને કહ્યું કોણે? શા માટે તમે આટલી બધી દોડાદોડ કરો છો તેની કાંઈ ખબર પડતી નથી. અરે તે બદરૂ શેઠની ઉમર કેટલી કહી સાઠ બાસઠ વરસની કે? આહા કાકા કાળજી તો બહુ સારી રાખો છો. મારી નાની બાળક બહેનને બાસઠ વરસના બુઢ્ઢાને આપવા તૈયાર થયા છો એટલે કે "કસાઇવાડે ગાય" બાંધવાની બહાદુરી કરવા તૈયાર થયા છો પણ કાકા સાહેબ, મારે એ નિકાહ કોઈ રીતે થવા દેવા નથી જ. તમારે એ વાતમાં બીલકુલ પડવું નહિ." તુરાબના ઉપરના બોલો સાંભળવાથી તુરાબની માતા અમતુને તો બહુ જ ભારે લાગ્યું કારણ કે અભરામ તુરાબના વિવાહની કાળજી રાખતો હતો તેથી તેની તારીફ કરી માન આપવાને બદલે તુરાબે તેને આમ હડધૂત કર્યો તે તેણીને બીલકુલ ગમ્યું નહિ, અને અભરામ તો સહન કરી શકે તેમ હતું જ કયાં? "બેવકુફ ગધેડા બેસ બેસ લવરી કરતો. અરે હું તમારા બધા માટે આટલી આટલી મહેનત કરૂં છું અને તે છતાં તું તો તારી ખુમારીમાં મસ્ત બની આમ તદ્દન હાથથી જાય છે તો પડ ચુલામાં. અરે મારૂં નહિ માનો તો રખડી જાશો રખડી. એતો હું છઉં તે ઠીક છે નહિ તો આજે ભીખ માગતા થઈ ગયા હોત." અભરામે અતિશય ઉશ્કેરાઈ જઈ કહ્યું.

"તમે છો ત્યારે જ આ અમારૂં ઘરબાર હવે થોડા દિવસમાં પેલા હીરાચંદ વાણીયાના કબ્જામાં જાશે અને તેના શુભ પરિણામે અમારે ભીખારીની જેમ અહીં તહીં રખડવું પડશે અને નહિ તો અમારા પોતાના ઘરમાંથી અમને કોણ કાઢનાર હતું ? કાકા, તમારી ભલાઇનો તો પાર નથી." તુરાબે પણ તડતડ જવાબ આપવા માંડ્યો. "ઠીક છે ઠીક તું આટલો બધો લાડકો, બોલકણો અને તીસ્માર ખાં જેવો હુશીયાર થઇ ગયો છે તે. મારી સામે માથું ઉચકીને કાઢજે ફાયદો અને રહેજે વાંઢો. તું માણેકના નીકાહ કેમ કરશે તે હું જોઈ લઇશ. અરે તારા જેવા ઉછાછળા અને બે ફરમાન અમારા કુળમાં પેદા થયા તેથી મારા મરનાર ભાઇને પણ એબ લાગે છે. ઠીક છે, હું તો આ ચાલ્યો, તું તારૂં કાળું કરજે." અભરામ રીસમાં ને રીસમાં ચાલી જતાં બોલ્યો.

"અરે અભરામભાઈ, અભરાભાઈ ઉભા રહો ઉભા રહો, એ તો છોકરૂં છે, અણસમજુ છે, નાદાન છે માટે તમારે આમ ગુસ્સો કરી ચાલી જવું ન જોઇએ." અમતુ અભરામને અટકાવવા માટે બોલવા લાગી.

પણ અભરામભાઇ તો રીસમાં ને રીસમાં તરતજ પોબારા માપી ગયા હતા એટલે સાંભળે કોણ ?

"તું કેવો અકકલ વિનાનો છે કે નાના મોટાની અદબ નહિ રાખતાં જેમ તેમ બોલી જાય છે. લે હવે એકાદ જણની ઓથ હતી તે પણ તેં ઢાળી દીધી. અરેરે મારે આ દુઃખો કોણની પાસે જઇને કહેવાં. તારા બાવાજીના કારજમાં પણ તારાથી થયું તેટલું તેં કર્યું અને આ વખતેબી બધું સીધે સીધું ઉતરવાનું હતું ત્યાં તેં આમ હોળી સળગાવી. અરે ખુદા ! તેં મને આવાં દુઃખો જોવા સારૂં શા માટે જીવતી રાખી ?" અભરામના જવા પછી દુઃખી જીગરે અમતુ તુરાબને કહેવા લાગી.

કાઠીયાવાડની આપણી કોમની અબળાઓ એટલી બધી અજ્ઞાન હાલતમાં છે કે તે બીચારીઓને ખરૂં ખોટું જાણવાની કાંઇ જ ખબર પડતી નથી. અરે જ્યાં પુરૂષ વર્ગ જ અભણ, જુના, કઢંગા વિચારોને વળગી

રહેનારો હોય ત્યાં અબળાઓના શા આશરા ? ઓ પરવરદીગાર, કાઠીયાવાડી બિરાદરોની કેળવણી સંબંધીની સ્થિતિ સુધાર અને તેમને ખરો રસ્તો બતાવ.

"પણ મા હું શા માટે મારા કાકા ઉપર ખીજાયો તે તો જરા સાંભળો અને હજી બીજું પણ મારે તમને કંઇક કહેવું છે તો તમે જરા ધીરાં પડો તો કહું." તુરાબ નરમાશથી બોલ્યો. "ભાઈ એ તો બધું સાંભળ્યું. મારા અભાગણીના નસીબમાં સુખ જ નથી. નહિ તો વળી દીકરા જેવો દીકરો આમ વખત આવે ફરી બેસે કે ?" અમતુ કકળાટ કરતી બોલી. "પણ મા હું માણેક બહેન વિષે બીજે એક સારે ઠેકાણે વાતચીત કરી આવ્યો છું અને તેમાં તમારી મરઝી પુછવી છે પણ તમે આમ દુઃખ લગાડ્યા કરો તેમાં ક્યારે પુછું ? સાંભળશો ત્યારે તો તમે પણ હાજ કહેશો."

થોડી વાર મા દીકરો ચુપ બેઠાં પણ તે પછી તુરાબે વાત છેડી કે, "મા તે દિવસ મેં તમને આપણાં કોમી ચોપાનીયામાંથી જેઓ પોતાની બહેન દીકરીઓના પૈસા લે છે તેઓ કેટલા બધા ગુનેહગાર ઠરે છે એ બાબત ઉપરના કેટલાક લેખો વાંચી સંભળાવ્યા હતા તે ઉપરથી સાફ સમજી શકાય છે કે આપણા પાક મઝહબમાં બહેન દીકરીની એક પાઇ પણ લેવી જાએઝ નથી તો પછી આપણે માણેક બહેનના રૂપીઆ લઈ એવા સાઠ બાસઠ વરસના ઘરડા ધુવડને આપીએ તે કોઇ રીતે વાજબી નથી."

"પણ ભાઇ આપણે માણેકના રૂપીઆ ન લઇએ તો તારૂં કેવી રીતે થાય ? અને આપણા ઘરને કેવી રીતે છોડવવું ? કરઝમાંથી કેમ છુટવું ? અને ખાવાનું કયાંથી લાવવું ? એ તો મને બતાવ." અમતુ રીસમાં ને રીસમાં સવાલ ઉપર સવાલ પુછવા લાગી.

"જુઓ મા, આપણા રીઝકનો તો ખુદા જામીન છે એટલે ખાવાનો સોસ કરવો તે નકામું છે અને ઘર છોડવવાનો અને કરઝમાંથી છુટવાનો સરસ રસ્તો એ જ છે કે માણેક બેનના નિકાહ કરીને તુરત જ હું કમાવા સારૂ પરદેશ જઇશ અને મારી ખાતરી છે કે તેમાં પરવરદીગાર મને

મદદ કરશે જ." તુરાબે ખુલાસો કરતાં કહ્યું. "પણ ભાઇ, તું માણેકનું ક્યાં નક્કી કરી આવ્યો છે તે તો ઝરા કહે?" અમતુએ વધુ જાણવાના ઇરાદાથી પુછયું. "જુઓ આપણા ગામમાં પેલા અલીભાઇ કાકા છે તેની પાસે હું મારા મનની મુંઝવણ મટાડવા માટે સલ્લાહ પુછવા ગયો હતો. મારા અને તેના દરમીયાન થયેલી વાતચીત ઉપરથી તેણે મારા વિચારો જાણ્યા પછી પોતાના દીકરા શમસુદ્દીનનું માગું નાખ્યું છે પણ મેં તમને પુછવાનું બહાનું આપ્યું છે. હવે તમે કહો તે જવાબ આપું. તેવણે રૂપીયા ૪૦૦ થી ૫૦૦ આપવાનું જણાવ્યું છે પણ મેં તો સાફ ના કહી છે." તુરાબે સઘળો ખુલાસો કીધો.

"ભાઇ તું છોકર બુદ્ધી વાપરી હજી આમ ના ના જ કર્યા કરે છે. આપણી હાલત તરફ તો જો. અરે બીજું તો ઠીક પણ થોડા દહાડા બાદ વાણીયો ઘર ખાલી કરાવશે ત્યારે શું કરીશું? વળી તુંબી હવે મોટો થયો છે તો તારૂંબી કરવું પડશે, તેમાંએ રૂપીઆ દેવા પડશે તેનું કેમ? અરે આપણે બહેનની એક પાઇ લીધા વિના કોઇને આપી દેશું પણ આપણને ગરીબને કોઈ પૈસા લીધા વિના દીકરી આપશે નહીં તેનો કંઇક વિચાર કર પછી આમ હઠ પકડી બેસજે." અમતુ કંઇક દલીલ કરતાં બોલી. "મા, બહેનના નિકાહ પડી આપ્યા બાદ હું બહાર ગામ કમાવા જઇશ અને ઘર વિષે અલીભાઈ કાકા પાસેથી રૂા ૪૦૦ થી ૫૦૦ ઉછીના લઈ વાણીઆનું કરઝ અદા કરી ઘર છોડાવી લઇશું. મા, મારી ખાતરી છે કે અલીભાઈ તેટલા રૂપીયા ઉછીના આપવામાં આના કાની કરશે નહિ અને કદાચ તેવણ પોતાનું કામ થઇ રહેવા પછી તેટલા રૂપીયાની રકમ ઉછીની આપ-વાની ના કહેશે તો આપણે ઘર વાણીયાને આપી દઈ ભાડે રહીશું તોપણ કાંઇ વાંધો આવશે નહિ કેમકે મારા પરદેશ જવા બાદ તમારે એકલાને તો ઘર ભાડું સહીત દર માસે રૂપીઆ પાંચ સાત હશે તોબી ઘણા થશે. એટલે આપણે બહેનની એક પાઇ પણ લેવી નથી કેમકે બહેન દીકરીના

રૂપીયા લેતી વખતે લેનારને દેખાય છે પણ પાછળથી તુરત જ અન્ન ને દાંતને વેર થાય છે એવા ઘણા દાખલા આપણે આપણી નઝર સામને બનેલા જોઇએ છીએ. મા બદરૂ શેઠ જેવા ઘરડા ઘુવડ સાથે માણેક બહેનના નિકાહ પડી આપવાથી આપણે ઘેર સાત વાનાની સુખડીની બે ટંકની નાત, સવાગજીયા થાલનું લાણું તથા રૂપીયાની મોટી રકમ, આપણને મળનાર છે અને તેથી કેટલાક ખુશામદીયા મતલબી મારતેમીયાં તથા જમણના ભૂખ્યાઓ તરફથી ચાર દિન વાહવાહી થશે. પણ તમામ સમજુ લોકો આપણી ઉપર ફીટકાર નાખશે અને વળી બેનના નિસાસા પડશે તે તો જુદાજ. માટે ફરીથી કહું છું કે આપણે બેનની એક પાઇ પણ લેવી નથી. હવે મારા માટે તમે ફીકર કરો છો તો તે વિશે એટલુંજ કે હાલ મારી સગાઈ કરવી નથી પરંતુ જ્યારે હું બે પૈસા કમાઇને આવીશ ત્યારે થઇ રહેશે. આપણી નીયત સાફ હશે તો પાકપરવરદીગાર આપણી વારે ચડયા વિના રહેશેજ નહિ. એ તમે ખુબ જાણો છો એટલે વધારે તે શું કહું ?" તુરાબે સાફ સાફ સમજણ પાડી.

આ પછી આ બાબત ઉપર બીજી કેટલીક વાતચીત કરવા બાદ માણેકના નિકાહ શમસુદ્દીન સાથે કરી આપવાનું મા દીકરાએ નકકી કર્યું.

આ પ્રમાણે આખરે અભરામની ધારણા ધૂળમાં મળી ગઈ કેમકે તુરાબે પોતાની બેન માણેકના નિકાહ અલીભાઇના દીકરા શમસુદ્દીન સાથેજ પડી આપ્યા. અભરામે તે કામમાં આડ ખીલીતો ઘણીએ નાખી તે એટલે સુધી કે તેણે તથા તેના બે ચાર મળતીયાઓએ મળીને આમીલ મીયાં સાહેબનેબી ઘણુંએ ઉંધું ચતું સમજાવ્યું પણ કાંઈ વળ્યું નહિ કેમકે તુરાબ ઠેઠ સુધી પોતાના વિચારનેજ વળગી રહ્યો અને વળી અલીભાઇના ઘરવાળા સઘળા કંઇક કેળવાએલા અને લાયક હોવાથી ગામના સમજુ ભાઇઓબી તેની તરફેણમાં હતાં તેથી તે કામ પરવરદિગારના ફઝલો કરમથી સાંગોપાંગ ઉતરી ગયું એટલે કે માણેકના નિકાહ તુરાબે ફકત તેણીની મરઝી મુજબ

રૂપીયા એકાવનની મહેર ઉપર જ પડી આપ્યા. જે રૂપીયા માણેકે પોતે નહિ રાખતાં પોતાનાં બાવાજીની છ માસની નાતના કરઝમાં આપી દીધા.

આ પ્રમાણે માણેકના નિકાહ ધોળે ધરમે થયા તેથી ગામના નવરાઓ, ખાધરાઓ, મતલબી, મારતેમીયાંઓ, વગેરે "પેટનો બળ્યો ગામ બાળે." એ કહેવત મુજબ તુરાબ અમતુને મરઝી મુજબ ભાંડવા લાગ્યા. જ્યારે બીજી બાજુ સમજુ કોમી બીરાદરો અને કેટલાક ગેરકોમવાળાઓ તુરાબની નાની ઉમર છતાં આટલી બધી ચાલાકી હોંશીઆરી તથા સ્વભોગ આપવાની હિંમત જોઇ વાહવાહી અને આફ્રીનના ઉદ્દગારો કાઢવા સાથે કહેવા લાગ્યા કે ભાઇ 'પુત્ર લક્ષણ પારણે' એ કહેવત મુજબ તુરાબ આટલી નાની ઉમરમાં આવો હુશીયાર ને હિંમતવાન છે તો પછી ભવિષ્યમાં તે ભારે નામ કાઢશે તેમાં કાંઈ શક નથી.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### બાર વરસની બાળકી અને બાસઠ વરસનો વર.

આ પ્રમાણે માણેકના નિકાહ બદરૂ શેઠ સાથે કરી આપવામાં અભરામ કોઈ રીતે ફાવી શકયો નહિ તેથી તેની રગેરગમાં ગુસ્સો ફેલાઇ ગયો અને તેનો સ્ટીમ પાવર એક્સો દશ ડીગ્રી ઉપર થઇ ગયો કેમકે તેના જેવા એક નાતના પટેલ શેઠ અને આગેવાનની વાત તેનાજ ધરનો આજ કાલનો એક છોકરો ન રાખે એ તેના માટે કોઇ રીતે ખમી ન શકાય તેવું જ હતું. આથી કરીને આ ભયંકર રીતે થએલા અપમાનનું વેર જેમ બને તેમ જલ્દીથી લેવું એ માટે તેણે પોતાના મન સાથે આકરા કસમ ખાધા અને તુરતજ તેણે બદરૂ શેઠ ઉપર આ બનાવનો વિગતવાર કાગળ લખી નાખ્યો અને

તેમાં તેણે આ કામ પાર ઉતારવા માટે કેટલી બધી મહેનત કીધી હતી અને તેમ છતાં તે પોતે કેવી રીતે પાછો પડયો હતો તેનું ઘણીજ સારી રીતે વર્ણન લખ્યું હતું અને તે સાથે પોતાના ભત્રીજા તુરાબથી રૂસણા લઈ વેર વાળવાના આકરા કસમ ખાધા છે તેબી લખી નાંખ્યુ હતું અને હજી તે કામની પહેલ તરીકે તુરાબની સગાઇ માટે નકકી થએલી વાતચીતવાળી કન્યા તે જીવાની દીકરી સાથે બદરૂ શેઠનું નકકી કરી નાખવાનીબી અભરામે રજ્ઞા મંગાવી હતી.

આપણે જાણીએ છીએ કે બદરૂ શેઠ મુંબઇમાં વસનાર માલેતુજાર અને લગભગ સાઠથી બાસઠ વરસની ઉમરનો એક કાઠીયાવાડી ગ્રહસ્થ છે. એટલે કે ખરી રીતે કહીએ તો બદરૂશેઠનું ગાડું કબરને કાંઠે પહોંચવા આવ્યું હતું અને તો પણ તે તુરાબની તેર ચૌદ વરસની નાની બાળક વિધવા બેન સાથે નાતરૂં કરવાને તૈયાર થઇ ગયો હતો, આ ઉપરથીજ તેના દીલમાં પોતાના હમવતની ગરીબ કાઠીયાવાડી બીરાદરો માટે કેવી લાગણી હશે તે તો સાફ સમજી શકાય તેમ છે. આમ હોવાથીજ તેના તરફથી અભરામના કાગળનો જવાબ વળતી ટપાલેજ હકારમાં આવ્યો એટલું જ નહિ પણ તે સાથે તે કાગળમાં અભરામને ફૂલપાવર ઓરડર આપ્યો હતો કે, "જો તે કામ તમારાથી થતું હોય તો ગમે તેટલા પૈસા ખરચ થાય તોબી તમે પાછી પાની કરશો નહિ."

બદરૂશેઠ તરફથી આવો ફૂલપાવર દીલેરી ભરેલો જવાબ આવવાથી અભરામને તો એટલો બધો જોશ ચઢ્યો કે ના પૂછો વાત.

બદરૂશેઠ તરફથી ઉપર મુજબનો જવાબ આવ્યા પછી બીજે દિવસે સવારમાં તૈયાર થઈ અભરામ, જીવો રહેતો હતો તે ગામ જવા નીકળ્યો. આ વક્તે અભરામની વહુએ "ચોરૂં કછોરૂં થાય પણ માવતર કમાવતર ન થાય" એ કહેવત મુજબ મોટી નઝર રાખવાની ભલામણ કરવા સાથે તુરાબની સગાઇ તોડી બદરૂ શેઠની કરી નાખવી તે કોઈ રીતે વાજબી નથી

એવી કેટલીક દલીલો કરવા માંડી પણ "તું એમાં કાંઇ સમજે નહિ" એમ કહી અભરામ જીવાના ગામ તરફ રવાના થઈ ગયો.

જીવાને ઘેર રાત્રે જમી રહેવા બાદ જીવો અભરામ તથા જીવાની વહુ ખાનગી સલાહ કરવા બેઠાં જે વખતે અભરામે પોતાની ભત્રીજી માણેકના નિકાહમાં તુરાબે વાપરેલી આપખુદીની વાત પોતા તરફથી મીઠું મરચું નાખીને કહી સંભળાવી અને તે બાદ તે બોલ્યો કે, "જીવાભાઈ હું તો એમજ ધારતો હતો કે મારા ભાઇના છોકરાં તે મારાંજ છોકરાં છે તેથી તેઓ ભાઈ બહેન (તુરાબ અને માણેક) ઠેકાણે પડી જાય અને તેઓ સુખી થાય એટલા માટેજ હું આમ દોડા દોડી કરતો હતો પણ આતો 'ભરોસાની ભેંશે પાડો જણ્યો' એ કહેવત જેવું થયું." "અભરામભાઇ, હુંબી એમજ ધારતો હતો કે છોકરો ભણેલો ગણેલો અને શીખેલો છે તેથી સારો નીવડશે પણ આતો સાવ હાથથી ગયો એ ઘણીજ દીલગીરીની વાત છે." જીવાએ અભરામની હાએ હા કરતાં જણાવ્યું.

"અરે એતો પોતાને ઘણો હુશીયાર અને ચાલાક લેખે છે પણ એની ચાલાકીની હવે ખબર પડી રહેશે કેમકે તેણે ઉછાછળા બની જઈ પોતાની બેનને તો ધોળે ધરમે આપી છે પણ તેને હવે કોઇ જગ્યાએથી કન્યા મળશે નહિ એટલે "વાંજીયાના વાછરૂની જેમ" તે રખડશે અને ત્યારેજ ખરી ખબર પડશે. ઠીક જીવાભાઈ હવે હું એક વાત પુછું?" અભરામે મુદ્દાની વાત ઉપર આવવાના ઇરાદાથી પુછ્યું.

"ભલે પુછોની ભાઇ." જીવાએ જવાબ આપ્યો.

"હું પુછું છું કે હવે તમારી દીકરીને તુરાબની વેરે તો આપવાના નથીજ ત્યારે તે બદરૂ શેઠને આપો તો કેમ? હું ધારૂં છું કે બદરૂ શેઠ જેવા લક્ષાધીપતી જમાઈ મળેછે એટલે તમે આનાકાની તો નહીંજ કરો." અભરામે આડકતરી રીતે લાલચની જાળ બીછાવતાં કહ્યું.

અભરામની વાતનો શું જવાબ આપવો તેની જીવાને કાંઈ તરતમાં સમજણ પડી નહિ તેથી તે ચુપજ બેસી રહ્યો. પણ અભરામે જ્યારે ફરી અને ફરી તાકીદ કીધી ત્યારે જીવાની વહુ બોલી ઉઠી કે, 'ભાઇ તમે જે વાત લઇ આવ્યા છો તે ઠીક છે પણ દીલગીરીની વાત છે કે બદરૂ શેઠની ઉમર ઘણી મોટી છે અને એવી મોટી ઉમરવાળાને અમારી દીકરી આપવાનો મારો બીલકુલ વિચાર નથી કારણ કે તમારા ભાઇએ આગલી ચાર ચાર દીકરીઓના મનમાન્યા પૈસા લઇને મોટી ઉમરવાળાને આપેલ છે જેથી માણસો અમને વાતવાતમાં મેણાં મારે છે કે "અરે તમે તો હુંડીઓ વટાવી વટાવીને એટલે કે પેટની દીકરીઓને વેચીને ઘર ભર્યું છે." ભાઇ આ પ્રમાણે માણસો તરફના મેણાં તો ચાલુજ છે જ્યારે દીકરીઓના લીધેલા પૈસા ખુદા જાણે ક્યાં ચાલ્યા ગયા તેની કાંઈ ખબર પણ પડી નથી. આમ હોવાથીજ આ મારી છેલ્લી દીકરીને એવા બુઢાને આપવા નહીંજ દઉં. સમજ્યા અભરામભાઇ?"

"પણ તમે આટલાં બધાં ગભરાય શા માટે જાઓ છો? અરે તમે ધારોછો એટલી બધી મોટી ઉમરના બદરૂશેઠ કાંઈ નથી. શું ચાલીસથી પચાસ વરસની ઉમર તે કાંઇ મોટી ઉમર કહેવાય કે? હવે મેણાં ખાવાથી તમે ડરો છો તો તે વિષે એટલુંજ કહીશ કે અરે એ તો દુન્યા છે કોઈ કેમ બોલે અને કોઇ કેમ; શું પાંચ આંગળીઓ સરખી હોય છે. વળી ગોળાને ઢાંકણું હોય પણ જગતને કાંઇ ઢાંકણું બંધાય છે? માટે લોકોથી નહિ ડરતાં હીંમત પકડી હાથમાં આવેલી આ તકને સોના જેવી સમજી લ્યો તો વધારે સારૂં અને નહિ તો પછી જેવી તમારી મરઝી." અભરામે સમજણ પાડતાં કહ્યું.

"અભરામભાઈ તમે ગમે તેટલું સમજાવો તો પણ હું આ મારી છેલ્લી દીકરીને એવા બુઢ્ઢાને આપવા દેનારજ નથી." જીવાની વહુ જીદ પકડતાં બોલી. "એ તો તમારી દીકરીના તમે મુખ્તાર અને માલીક છો અને તેથીજ તેમાં માથું મારવાનો યા વચમાં પડવાનો મને કાંઈ હક નથી પણ

આતો જીવાભાઇથી મારે જુની ઓળખાણ અને કંઇક સગપણ છે એટલેજ હું બદરૂશેઠ તરફથી વાત લઇ આવ્યો છઉં. હવે તમે તમારી આ દીકરીને કોઈ વીસ પચીસ વરસના જવાનને આપવાનો વિચાર રાખો છો તે વાત ઘણી સારી છે પણ તેમાં તમને તો માગ્યા પૈસા મળશે નહિ અને તેથી તમારૂં કરઝબી અદા થઇ શકશે નહિ એટલું જ નહિ પણ આ તમારી છેલ્લી પેલી કન્યાના વિવાહમાં પુરતો લ્હાવો પણ લઈ શકાશે નહિ અને જો મારી વાત કબુલ કરશો તો તમારૂં કરઝ અદા થઇ જવા સાથે આ છેલ્લી દીકરીના વિવાહમાં ભારે ધામધુમ થવા સાથે મન માન્યો લ્હાવોબી લઇ શકાશે કેમકે તમે જાણો છો કે બદરૂશેઠ ઘણા ઉદાર લ્હેરી તથા ફાંકડા છે તેથી તેની પાસેથી તમે કહો તેટલી રકમ હું અપાવીશ અને વળી તમારે માંડવે સાતેવાનાની સુખડીની બે ટંકની વરોંઠીની નાત અને સવા ગજીયા થાલનું લાણું કરવામાં આવશે અને તે ઉપરાંત તમારી બીજી જે કાંઈ માગણી હશે તે પણ હું કબુલ કરાવીશ માટે વિચાર કરીને તમારી જેવી મરઝી હોય તેવો જવાબ આપો.'' અભરામે કંઇક બેદરકારીનો ડોળ બતાવતાં કહ્યું. જીવાની વહુ અભરામને કંઇક જવાબ આપવા જતી હતી પણ જીવાએ તેને બોલતી અટકાવીને કહ્યું કે, "અભરામભાઇ આજે આ વાતની ચર્ચા માંડી વાળો અમે ઘર સલાહ કરી તમોને કાલે છેવટનો જવાબ આપીશું." આથી તે વાત બંધ કરી બીજી કેટલીક અહીં તહીંની વાતો કરી સઉ નિદ્રા દેવીને આધીન થયા.

રાતમાં જીવાએ પોતાની વહુ ઉપર કંઇક દબાણ કંઇક ફોસલામણ તથા કંઇક મોટી મોટી લાલચો આપી સમજાવી લીધી તેથી સવારમાં જ તેણે અભરામને ખાનગીમાં બોલાવી કહ્યું કે, "અભરામભાઇ, આ વાતનો પાટો કોઈ રીતે ચડે તેમ હતો નહિ પણ તમારી જેવા વાત લઇને આવે અને તે બી વળી લખપતી શેઠીયા તરફની વાત હોય છતાં તેને કબુલ ના કરૂં તેટલો બધો મૂર્ખ હું નથી એટલે જ મારી ઘરવાળીને મેં રાતમાં જેમ

તેમ કરી સમજાવી લીધી છે માટે ચાલો હમણા ને હમણા જ તમને શરબત પીવરાવી દઉં કેમકે નહિતો વળી કોઈ મારી ઘરવાળીના કાન ભંભેરશે તો રંગમાં ભંગ પડશે પણ તેમાં મારી સઘળી શરતોનો તમારે વગર આનાકાનીએ સ્વીકાર કરવો પડશે. જો તમારી મરઝી હોય તો હા અને નહિ તો છાનામાના અતરેથી રવાના થઈ જાઓ કેમકે ગામમાં વાત ફેલાઈ જાય તે સારૂં નહિ. "ભલે ભાઈભલે, તમે જે જે શરતો કરશો તે હું ખુશીથી કબુલ કરીશ કેમકે આ કામ થાય તો મને બદરૂ શેઠ તરફથી સઘળી બાબતો કબુલ કરવાનો તેમજ ફૂલપાવર ખરચ કરવાનો ઓરડર મળેલ છે એટલે ઝરા બી વાંધો આવશે નહિ." અભરામ ખુશ ખુશ થઇ જતાં બોલ્યો.

આ પ્રમાણે ખાનગીમાં સઘળી વાતચીત કરી છેવટે એવું નક્કી કરવામાં આવ્યું કે બદરૂ શેઠ આગળથી ચાર હજાર રૂપીયા રોકડા, બે હઝારનું ઘરેણું તથા લુગડાં અને તે ઉપરાંત વિવાહનો કુલ ખરચ લેવો એવી ગોઠવણ કરી તુરત જ ગામના વાલી મુલ્લા, શેઠીયાઓ, અને સગાં વાહાલાંઓ વગેરેને બોલાવી કાઠીયાવાડની રીત મુજબ જીવાએ શરબત પાઈ દીધું અને તે સાથે વિવાહની તારીખ પણ નક્કી કરી નાખી.

આ કામ થઈ રહ્યું કે તરત જ અભરામે બદરૂ શેઠ ઉપર વિગતવાર ખુશ ખબરીનો તાર કરી દીધો જે પહોંચવાના સાથે જ બદરૂ શેઠે સામો તાર કરી સઘળી તૈયારીઓ કરવા વાસ્તે અભરામને મુંબઈ બોલાવી લીધો એટલે તે તુરત જ મુંબઇ ઉપડી ગયો.

બદરૂ શેઠે અભરામને સઘળી તૈયારીઓ કરવાને બહાને મુંબઇમાં પંદરથી વીસ દીવસ સુધી રાખ્યો અને પોતાની મોટર તથા ઘોડાગાડીમાં સહેલ સપાટા કરવવા સાથે બંગલીઓ અને કલબોમાં તેડી જઈ હંમેશા તરેહવાર જાતનાં જમણો અને મેવાઓ જમાડી એવી તો મોજ કરાવી કે અભરામ તો ભાન ભૂલો થઈ ગયો તે એટલે સુધી કે પોતાના મનમાં એવું

ધારી બેઠો કે મુંબઇ નગરી તે બાગે બેહીસ્તજ છે અને તેમાં વસનારા કોમી બિરાદરો તે આસમાની મલાએક (ફીરીસ્તા) જેવાજ છે.

આખરે વિવાહની નક્કી કરેલી તારીખ નજદીક આવતી હોવાથી બદ શેઠના કેહવાથી સવાગજીયાં થાલ અને એવો બીજો કેટલોક સામાન લઇને અભરામ બદરૂ શેઠની જાનની અગાઉ જીવાને ત્યાં આવી પહોંચ્યો.

અભરામના આવવા પછી આઠમે દિવસે બદરૂ શેઠ તરફથી તાર મળયો કે, "દસ માણસો લઈ અમે આજની ટ્રેનમાં આવીએ છીએ." આ મુજબનો તાર મળવાથી અભરામ એકાદ બે માણસોને પોતાની સાથે લઈ આગગાડીનું સ્ટેશન કે જે જીવાના ગામથી દસ બાર માઇલ દૂર હતું ત્યાં સામો ઇસ્તીકબાલ વાસ્તે આવી પહોંચ્યો અને પાસ લઈ સ્ટેશનમાં દાખલ થઇ પ્લેટફાર્મના બાંકડા ઉપર ટ્રેનની રાહ જોતાં બેઠો.

થોડી જ વારમાં ધમધમ કરતી ટ્રેન આવી પહોંચી જેમાંથી બદરૂ શેઠ અને તેની જાનના સઘળા પાસીંજરોબી ટપોટપ ઉતરી પડ્યા. સઘળાઓ અભરામથી મળ્યા, ભેટયા, એકબીજાની ખેરઆફીયત પૂછી અને તે બાદ સ્ટેશનની બહાર નીકળી ગાડીઓ ભાડે કરવાની ફડાકુટમાં પડ્યા. આ વખતે અભરામ બદરૂ શેઠને ઝરા દૂર એકાંતમાં લઈ ગયો અને બોલ્યો કે, "મહેરબાન શેઠ સાહેબ ઘણી જ દીલગીરીની વાત છે જે કહેતાં મારી જીભ ઉપડતી નથી. હાય હાય હવે કેમ થશે?" આટલું બોલતામાં તો અભરામની આખમાં પાણી ભરાય આવ્યાં.

"પણ ભાઈ છે શું ઝરા ખુલાસો તો કરો પછી તેનો ઉપાય કરીએ." બદરૂ શેઠે નમનતાઇથી ખુલાસો કરવાની માગણી કીધી.

"અરે સાહેબ શું ખુલાસો કરૂં? મેં જે આપની વાત નક્કી કીધી છે તે મગ ચોખા ભળે તેમ લાગતું નથી. અફસોસ સદ અફસોસ." અભરામે અચકાતાં અચકાતાં કહ્યું.

"પણ તેનું કારણ શું તે તો ઝરા કહો." બદરૂ શેઠે અધીરાઇથી પુછ્યું.

"મહેરબાન સાહેબ, કોઇક નાપાકોએ કન્યાને તથા કન્યાની માને એવું ભરાવી દીધું છે કે આપની ઉમર ઘણીજ મોટી છે અને વળી આપના નિકાહમાં જે બૈરી આવે છે તે બેચાર વરસથી વધારે જીવતી નથી. આવી વાતો સાંભળવાથી કન્યા તથા તેની માતા રડાકુટ અને રૂદન-પાટલો લઇને બેઠેલ છે કે, 'અમારો જીવ જાય તો ભલે પણ આ કામ કોઈ રીતે થવા દેશું નહિ.' આમ હોવાથીજ જીવાએ કોઇ પણ જાતની તૈયારી કીધી નથી. હવે આપણે કેમ કરીશું?" અભરામે ખુલાસો કરવા સાથે પુછ્યું.

બદરૂશેઠ તો આ વાત સાંભળીને દીંગ જ થઇ ગયો કેમકે તે અસલ કાઠીયાવાડનો રહેવાસી અને કાઠીયાવાડનો પૂરે પૂરો અનુભવી હતો તેથી કાઠીયાવાડની ગરીબ, અજ્ઞાન અને ભોળી બૈરીઓ અને કન્યાઓ રડા કુટ કરવા સાથે આમ હઠ લઈ બેસી તુફાન મચાવે તે વાત તેના ગળે કોઈ રીતે ઉતરતી નહોતી તો પણ "ગરજને અકલ નહીં" એ કહેવત મુજબ વકત વરતીને તે બોલ્યો કે, "અભરામભાઈ જો આ કામ નહિ થાય તો મારી નહિ પણ તમારીજ લાજ જશે કેમકે આ કામમાં તમેજ ઘણો આગળ પડતો ભાગ લીધો છે એટલે તમારા હાથેજ તો પાર ઉતરશે એવી મારી ખાતરી છે પછી બે પૈસા વધારે બેસસે તેની કાંઈ હરકત નથી." આમ કહી બદરૂશેઠે અભરામના ખીસામાં એક હજાર રૂપીઆની નોટોનો થોકડો સેરવી દીધો અને તેને સઘળી તૈયારી કરવા માટે અગાડી રવાના કરી દીધા.

ગામમાં આવી અભરામે જીવાને ખાનગીમાં બોલાવી કહ્યું કે, "જીવા-ભાઈ તમે જાણો છો કે હું જાનની સામે સ્ટેશન ઉપર ગયો હતો ત્યાં મારા દીલમાં એવું થઈ આવ્યું કે બદરૂશેઠ તો મુંબઇનો માલુતુજ્જાર લખ-પતી શેઠીયો છે એટલે તે તો ખાધા જેવું ફળ (ઘરાક) છે એવું સમજી

પોલીસી વાપરી તેને જુલાબ આપ્યો કે, 'શેઠ સાહેબ કોઈ નાપાકોએ જીવાની વહુ તેમજ તેની દીકરી આગળ આપની વિરૂદ્ધ હદ ઉપરાંતની ભંભેરણી કીધી છે જેથી આ 'મગ ચોખા કોઈ રીતે ભળે એમ લાગતું નથી.' આવી વાતો કરવાથી બદરૂશેઠે ગભરાઈ જઈ મને બીજા પાંચસો રૂપીયા તમને વધારે આપવા માટે આપ્યા છે તે આ તમે લો." આમ કહી અભરામે જીવાને પાંચસો રૂપીયાની નોટો કાઢી આપી જ્યારે બાકીના રૂપીયા પાંચસોની નોટો તો પોતેજ હોઇયાં કરી ગયો અને તે સાથે બોલ્યો કે, "જીવાભાઈ આમાંથી મને કાંઇક પાઘડી આપો યા ના આપો તે તો તમારી મરઝી પણ મારી એક વાતતો તમારે કબુલ કરવીજ પડશે; બોલો કબુલ કરશો કે નહિ?"

"અભરામભાઈ તમે અમારે માટે આટલી આટલી કાળજી રાખો છો છતાં તમારી વાત કબુલ ન કરૂં તો મારી જેવો નગુણો બીજો કોઈ હોઇ શકેજ નહિ માટે જે હોય તે તરત બોલો, હું મોટી ખુશીથી કબુલ કરીશ." જીવાએ જવાબ દીધો. "જુઓ જીવાભાઈ," અભરામે બોલવા માંડયું, "તમે જાણો છો કે આપણા કાઠીયાવાડમાં એવી રસમ છે કે જાન આવે તેની બીજી રાતે સરગસ (શબગસ) થાય અને તે પછી નિકાહ પડાય પણ આ બદરૂ શેઠના કેસમાં મારો વિચાર એવો છે કે આજે જાન આવે કે તરતજ નિકાહ પડી આપીએ કેમકે નહિતો વળી કોઈ બદમાશ તમારી વહુ યા દીકરી આગળ જઈ અવળા સવળું ભરાવશે તો આપણું કામ મુશ્કીલ થઈ પડશે. હું તો તમારા ભલાને માટે કહું છું. કેમ આ વાત કબુલ કરશો કે નહિ?" "અરે અભરામભાઈ એમાં તે તમે શું મોટી વાત કહી. અરે નિકાહ તો આજ નહિતો કાલે પણ પડી આપવા તો પડશેજને. હવે આપણાથી કાંઈ ફરાશે તો નહિંજ એટલે આજ નિકાહ પડી આપવામાં કાંઈ વાંધો યા અડચણ જેવું છેજ નહિ." જીવાએ અંકે કરી આપતાં કહ્યું.

આ પ્રમાણે બેઉ જણા એક મત કરીને તુરત જ આમીલ સાહેબ કે જેને અભરામે અગાઉથી જ ખાસ આમંત્રણ કરી બોલાવી રાખ્યા હતા

તેની પાસે ગયા અને તાઅઝીમ તવાઝો સાથે સલામ કરી બેઠા તે પછી અભરામે સઘળી વાત વિગતવાર કહી સંભળાવી અને છેવટે ઉમેર્યું કે, "આજ રાતની જાન આવશે કે તુરત જ નિકાહ પડવાના છે માટે જે જમાત સરકારના લાગો હોય તે લઇ લો કે પછી કોઇ વાતની પંચાતી રહે નહિ."

"જમાત સરકારના લાગા તો વર ઉપર હોય છે છતાં તમે કન્યાવાળા શા માટે ચુકાવા આવ્યા છો ?" આમીલે અજાણ્યા થઇને સવાલ પૂછયો.

"સાહેબ હું તો વર તરફથી કામ કરનારો છઉં." અભરામે ખુલાસો કીધો.

"જ્યારે તમે વર તરફના પ્રતિનીધી બનીને આવ્યા છો ત્યારે મારે કહેવું જોઇએ કે આ કેસમાં ગામમાં વાત ફેલાઈ ગઈ છે કે બદરૂશેઠ પાસેથી મોટી રકમના પૈસા લેવામાં આવ્યા છે. હવે તમે જાણુતા હશો કે હાલમાં નામદાર સરકારે આલી તરફથી કન્યા વિક્રય કરવાની સખ્ત મનાઈ આવેલી છે એટલે આ નિકાહ કોઈ રીતે પડી શકાશે જ નહિ." આમીલ સાહેબે આહીસ્તાથી ચીંગારી લગાવી.

"સાહેબ એ ગામમાં વાતો કરનારાઓ તો નવરા બેસી નખખોદ કાઢનારા છે એટલે તેઓ તો ગમે તેમ લવારા અને બકવાટ કરશે મગર હું અને આ જીવાભાઈ ખાતરી આપીએ છીએ કે આમાં એક પાઈ પણ લેવાણી દેવાણી છે જ નહિ." આમ કહેતાં કહેતાં અભરામે રૂા. ૨૦૦ ની નોટો ચુપ ચુપ આમીલ સાહેબના હાથમાં મૂકી દીધી જેથી આમીલ સાહેબને તો ગીલગીલીયાં છૂટવા લાગ્યાં અને તે સાથે તેવણ તો પાણી પાણી થઈ ગયા જેના પરિણામે તેવણે જીવાને તથા અભરામને ગામના ચર્ચા કરનારા ભાઇઓની આંખમાં કેવી રીતે ધૂળ નાંખવી તેની ટુંકમાં સમજણ પણ આપી દીધી.

આ પ્રમાણે આમીલને ત્યાં ભાંજગડ ચાલી રહી હતી તેવામાં ખબર

કરનારે આવીને ખબર આપી કે, "જાન આવી ગઇ" તેથી અભરામ તથા જીવો આમીલની રજા લઈ ઘેર ગયા.

ઘેર આવી અભરામ અને જીવો જાનના સામૈયાની તૈયારી કરવા લાગ્યા. એક તરફ માંડવામાં દીવા બત્તી કરવાની ગોઠવણ ચાલુ થઈ, બિછાનું પથરાવા મંડાયું તો બીજી તરફ ઢોલ તાંસાવાળાબી મુંબઇનો લખપતી શેઠીયો પરણવા આવે છે માટે આપણને ઘણો મોટો તડાકો પડશે એવી આશામાં કાનના પદડાઓ ફાટી જાય એવા ઝોરથી પોતાના વાંજીત્રો વગાડવાની ધૂનમાં પડયા હતા અને તે જ પ્રમાણે ઘરના બૈરાંઓમાંબી દોડાદોડી મચી રહી હતી અને હજી ગામના સગાં વહાલાંઓ તથા બીજા જનની બીરાદરોબી એક પછી એક જીવાને ઘેર આવી રહ્યા હતા. એટલે રાતના આઠ વાગ્યામાં તો જીવાનું ઘર માણસોથી ઉભરાઈ જવા લાગ્યું હતું અને વળી 'તમાશાને તેડું નહિ.' એ કહેવત મુજબ ઢોલ તાંસાના આવાજથી જીવાના ઘરની આગળ ગામના બીજા ફાલતુ માણસોની ઠઠ પણ જામી ગઈ હતી.

આખરે સઘળી તૈયારીઓ થઈ રહેવાથી રાતના સાડા આઠ વાગે આમીલ સાહેબને બોલાવી સામૈયું કરી જાનને માંડવે લઈ આવ્યા. જ્યાં કાઠીયાવાડની રસમ મુજબ સાસુએ જમાઇરાજને પોંખવાની ક્રિયા કરી નવશાહને માંડવામાં લાવી તૈયાર રાખેલ બાજાઠ ઉપર બેસાડવામાં આવ્યા. તે બાદ જાનૈયા અને જમાતવાળા સઘળા ભાઇઓએબી માંડવામાં બેઠક લીધી એટલે સઘળા સાહેબોને શરબત પીવરાવવામાં આવ્યું અને તે સાથે સોપારી તથા ખારેકની લાણુ વેચવામાં આવી.

આ પછી નિકાહ પડવાનું કામ હાથ ધરવામાં આવ્યું જેમ કરતાં આમીલ સાહેબે બદરશેઠને તથા જીવાને આ વિવાહમાં કોઇએ એક પાઈ પણ લીધી યા દીધી નથી તેની ખાતરી કરી આપવા માટે ધારાસર કસમો ખવડાવ્યા જે બેઉ જણાએ મોટી ખુશીથી ખાઈ લીધા. કેમકે આ કેસમાં રૂપીયા લેવા દેવાનું કામ તો આમીલ સાહેબના બતાવવાથી અભરામ મારફતે

થયું હતું એટલે પેલા જીવાએ જમાત રૂબરૂ કસમ ખાઈ જણાવ્યું કે, 'મેં બદરૂશેઠ પાસેથી એક પાઈ પણ લીધી નથી.' અને તે પછી બદરૂશેઠેબી તેજ મુજબ કસમ ખાઈ આખી જમાતની આંખમાં ધુળ નાખી પોતે બીલકુલ ચોકખો છે એવી ખાતરી કરી આપી.

આ પ્રમાણે આખી જમાતની રૂબરૂ જીવાએ અને બદરૂ શેઠે કસમ ખાધા તેથી આમીલ સાહેબે બે ભાઇઓને શાહીદ વકીલ કરી બાઇની મરઝી તથા મહેર વગેરેની પૂછા કરવા મોકલ્યા. જેનો જવાબ આવવા પછી આમીલ સાહેબે નિકાહનો ખુતબો પડી અરસપરસ સસરા જમાઇની કબુલાતો લઈ 'અલહમદોલીલ્લાહ' કહી નિકાહ પડવાનું કામ ખતમ કીધું. એટલે અગાઉથી કરી રાખેલી ગોઠવણ મુજબ બદરૂ શેઠે આમીલ સાહેબને પાંચ ગીની સલામ કીધો અને તે પછી ગામના મુલ્લાઓ વગેરેને સલામ કરવાની દોડાદોડી શરૂ થઇ અને વળી બીજી તરફ ગામના વાલી મુલ્લાએ ભાંગી તુટી અરબી ઝબાનમાં 'મનઝાલહુ' નીબેતો પડવી શરૂ કરી દીધી જ્યારે ત્રીજી તરફ બદરૂ શેઠ તરફની ગામની બૈરીઓમાંથી બનેલી તરતની જાનડીયુએ ઝોર શોરથી ગીત લલકારવા માંડયું કે:—

અમે ધડરીઓ ગડ જીત્યાં રે, આનંદ ભલાં;
વીતનારાં વિતક કંઈ વિત્યારે, આનંદ ભલાં.
અમે દેશમાં ડંકો દીધો રે, આનંદ ભલાં,
અમે લંકાનો ગઢ લીધો રે, આનંદ ભલાં.

આ પ્રમાણે એક તરફ બેતોનો અવાજ, ગીતોનો ગરબરાટ, ઢોલ તાંસાનો ધમધમાટ અને બીજી તરફ શરબત, ફૂલોલ, પાન, ગુલાબ અને અતર વગેરે વેંચનારા જન્નતી બિરાદરોની દોડા દોડીથી ઘડી ભરતો જીવાના માંડવાની તરફ સૌ કોઇનું ધ્યાન ખેંચાઈ તેવો જ મામલો મચી રહ્યો હતો. આખર થોડીવાર પછી સઘળું શાંત થઇ ગયું એટલે જાનમાં આવેલા પરોણાઓને

તેમજ ગામવાળા સઘળા બિરાદરોને તૈયાર કરેલા મિષ્ટાન્ન ભોજન પીરસવામાં આવ્યું જે ઉપર હાથ મારી મોડી રાતના સૌ વિસરજન થયા.

બીજે દિવસે સવારમાં બદરૂ શેઠની ઉમરની તથા અભરામ તથા જીવાએ કરેલા કાળાં ધોળાંની આખા ગામમાં પવન વેગે ખબર પડી ગઇ. જેથી ચૌટેચકલે, ખુણેખાંચરે તેમ જ વાટેઘાટે તેજ ચર્ચા થવા લાગી. જેની જીવાની વહુ તથા જીવાની દીકરીનેબી તુરતજ ખબર પડી ગઈ જેથી તે લોકોએ ઘરમાં રડાકુટ અને કલ્પાંત મચાવી દીધું. મગર તે બધું હવે પાણી-પીને ઘર પુછવા જેવું હતું. આખરે જેમ તેમ કરીને તેઓને સમજાવી પતાવી શાંત કીધાં તે પછી તે દિવસે સાંજે "બુઢ્ઢી ઘોડી ને લાલ લગામ" એ કહેવત મુજબ ભારે ધામ ધુમ અને દબદબાથી બદરૂશેઠનું શબગશ કાઢવામાં આવ્યું.

શબગશ પછી બીજે દિવસે સવારમાં જીવાએ જાનવાળાને કાઠીયાવાડની રીત મુજબ "કોરડ" એટલે કાઠીયાવાડમાં વડાં, ખાંડ, ઘી, વગેરેનો નાસ્તો આપે છે તે આપી દીધો અને તે બાદ બપોરનું હરખજમણનું છેલ્લું ખર્ચ પણ આપી દીધું. આ પછી બદરૂશેઠનો વારો આવ્યો એટલે તેણે કરાર પ્રમાણે મુંબઇથી લાવેલ ભડીયારા મારફતે સાતવાનાની સુખડી, દાલ, ચાવલ, પલીદુ તથા ધારે ઘીની કદી ના થઈ હોય તેવી સરસ વરોડી કીધી અને તે સાથે સવાગજીયા થાલનું લાણબી કરી દીધું જેથી ખાધરા અકલના ઓથમીરો તથા બુલ્હા જેવાઓ તો દાંતમાં આંગળી ઘાલી બદરૂશેઠની હદ ઉપરાંતની તાઅરીફ કરવામાં મશગુલ થઈ ગયા જ્યારે થોડાક સમજુ અને લાગણીવાળા ભાઇઓ કન્યાની અધોગતી ઉપર મનમાં જ અફસોસ કરતા હતા કેમકે તેઓના મતના ભાઇઓ આંગળીના ટેરવા ઉપર ગણાય એટલા જ હતા એટલે નક્કારખાનામાં તુતીનો અવાજ સંભળાય એમ નહોતું.

આ પ્રમાણે ધામધુમથી વરોઠી કરવા ઉપરાંત બદરૂશેઠે બીજી બે ત્રણ વધારાની નાતો પણ કરી નાખી હતી એટલું જ નહિ પણ જીવાની ઓળ-

ખાણુવાળા મુસલમાનો, હિન્દુઓ, વગેરે ગેર કોમોવાળાઓનેબી નોતરા આપી જમાડ્યા હતા, મતલબ કે આ વિવાહમાં બદરૂશેઠે જમણોની પાછળ એટલું બધું ધ્યાન આપ્યું હતું કે ગામના અજ્ઞાનો, અકલના ઓથમીરો, તેમ જ જમણના હિમાયતીઓ વગેરે તો બદરૂશેઠની આવી ઉદારતાથી ખુશ ખુશ થઈ ગયા હતા જ્યારે બીજી બાજુ બદરૂશેઠ પણ કાઠીયાવાડી બિરાદરોની ઓછી સમજ, અજ્ઞાનતા અને ભોળપણ ઉપર મનમાં જ મગન થઇ રહ્યો હતો કેમકે તે તો સારી પેઠે જાણતો હતો કે આ ગામમાં જમણ પાછળ ગમે તેટલો ખરચ કરીશું તે પણ મુંબઇની એકાદ બે જમાતથી વધારે થશેજ નહિ. વળી વધારે જમણો કરવાથી પોતે કરેલાં કાળા કામ ઉપર પડદો પડશે એટલે કે ધરડેધડપણ કુંવારી કન્યાથી શાદી કીધી તેની ચર્ચા બંધ પડી જશે અથવા તો થોડી થશે એવું જાણીનેજ તે નેકનામે આ વખતે જરા પોતાનો હાથ છુટો મૂકયો હતો મગર તે સઘળી બાબતોની બીચારા ભોળા કાઠીયાવાડી ભાઇઓને કયાં ખબર હતી.

આ પ્રમાણે વિવાહનું કામ ઉકલી ગયું તેથી બદરૂશેઠ મુંબઈ ઉપડી જવાની તૈયારી કરવા લાગ્યા પણ તેવામાં ગામમાં ઉભી થએલી એકાદ બે કંપનીઓ તથા ગામના આગેવાનોને બદરૂશેઠ પાસે કેટલીક ચીઝોની માગણી કરવાનો વિચાર થઈ આવ્યો તેથી તેઓએ બદરૂશેઠ પાસે આવી એકાદ બે દિવસ વધુ રોકાઇ જવાની અરઝ કીધી જે મોટી ખુશીથી કબુલ કરવામાં આવી.

---

## પ્રકરણ ૧૨ મું.

## મુંબઈ વાળાની મોટી મોટી વાતો

## અથવા તો ગજના ગજ ભરવા પણ તસુ વેતરવી નહિ.

---

આજે જીવાના ગામમાં વોહરા બઝારના નાકે આવેલી અનજુમને પીરાનીવાળી બંગલીમાં દોડા દોડી થઈ રહી છે. કેટલાક મેમ્બરો અનજુમ-

નના ભાડુતી મકાનને વાવટા તોરણથી શણગારવાની ધમાલમાં પડી ગયા છે તો બીજા કેટલાકો ચા બનાવવાની, પાનના બીડાં તૈયાર કરવાની અને એવી બીજી પરોણાઓને માન આપવાની ચીજો તૈયાર કરવાની મહેનતમાં મશગુલ થઈ ગએલા જણાય છે. જ્યારે બીજા કેટલાકો ગામના તથા બાહેર ગામના ભાઇઓને ચાર વાગે બંગલીમાં પધારવાના ઇઝનો આપવાની કડા કુટમાં પડી ગએલા જણાતા હતા.

"કેમ ભાઇઓ ચાર વાગવા આવ્યા છે એટલે બધીએ ગોઠવણ તૈયાર થઈ ગઈ છે ને?" અનજુમનના જનરલ સેક્રેટરીએ આવીને કામ કરનારા ભાઇઓને પૂછ્યું.

"હા સાહેબ વાવટા અને તોરણો તો ઘણી વારથી બંધાઈ રહ્યા છે અને ચા પણ તૈયાર થઈ રહેવા આવી છે અને પાનની પટીઓ પણ તૈયાર છે એટલે હવે આપ જઇને આમીલ સાહેબને તેમ જ બદરૂશેઠને બોલાવી લાવો એટલે ગામના બીજા ભાઇઓબી તુરત જ આવી જશે." એક બે કામ કરનારાઓએ સાથે જ જવાબ આપ્યો.

"બધાને બોલાવી લાવવા તે તો ઠીક છે પણ આપણે આજે શું શું ચીજની માંગણી કરવી તે તો નકી કરો." જોઇન્ટ સેક્રેટરી કે જે કંઇક કેળવાએલો હતો તેણે દરખાસ્ત મૂકી. "આપણી અનજુમન ઉભી થવાનો હેતુ જ એ છે કે આપણા ગામમાં સુતેલા વલીશખશનો રોઝો બંધાવવો અને તેના ઓરસનો મેળો ભરી બે ત્રણ જમાતો કરવી એટલે આપણે માંગણી પણ એ જ કરવાની છે કે આપણા ગામમાં સુતેલા પીર મરદનો રોઝો બદરૂશેઠ બંધાવી આપે અથવા તો તેમાં થઈ શકે તેવી સારી મદદ કરે અને તે જ મુજબ ઓરસના જમણમાંબી સારી જેવી મદદ કરે. આ સિવાય હાલ તુરત જ બીજી કોઈ માગણી કરવાની જરૂર નથી." એક જમણના હિમાયતી તથા ફોકીયાત ચાહનારા મેમ્બરે તડાકો ઠોકો.

"મહેરબાન સાહેબો આપની વાત વાજબી છે મગર મારા અદના

મત મુજબ હાલ તુરત આપણા ગામમાં સુતેલા વલીશખશની કબર ઉપર કુબ્બો બંધાવવાની વધારે ઉતાવળ નથી કેમકે કબરપર કુબ્બો હોય યા ન હોય તો પણ તેમાં સુતેલા વલીની જે કરામત છે તે કાંઈ મટવાની નથી જ અને તે જ પ્રમાણે ઓરસના જમણો માટે આપણા તમામ કેળવાએલા ભાઈઓ અને આપણા કોમી ચોપાનીયાવાળાઓ કાંઈ સારો મત આપતા નથી અને મેળા ભરવાની વાતને તો ખૂદ નામદાર સરકારે આલીબી પસંદ કરતા નથી એટલે એ વાત હાલ તુરત માંડી વાળો અને મદરેસા કે જે વગર આપણા કોમી બાળકો એક મુદ્દત થયાં રખડી રઝળીને પોતાનો વકત બરબાદ કરે છે એટલે મારો મત તો એવો જ છે કે આપણે આ શેઠ સાહેબ પાસે મદરેસા કાયમ કરવાની માગણી કરીએ." જોઈન્ટ સેક્રેટરીએ મુદ્દાની વાત ઉપર આવતાં કહ્યું.

"એ મદરેસા બદરેસાની વાતને હાલ પડતી મુકો અને જે કામ હાથમાં લી . છે તેને જ પહેલાં મજબૂત કરો." બે ત્રણ મેમ્બરોએ સાથે જ ગર્જના કીધી. "હા હા મારો મત પણ એવો જ છે કે પહેલા રોઝો બનાવવાનું કામ આટોપી દઈએ અને તે સાથ ઓરસના મેળાની ધામધૂમ પણ એવી સરસ કરી નાખીએ કે આખા કાઠીયાવાડમાં આપણી અનજુમન મશહુર અને માઅરૂફ થઈ જાય અને તેમ થવા પછી આપણે જે કરવું હશે તે કરી શકીશું." અનજુમનના જનરલ સેક્રેટરીએબી પેલાઓના મતને ટેકો આપતાં કહ્યું.

આ તકે અમારે જણાવવું જોઈએ કે ગરીબ કાઠીયાવાડી બિરાદરોની કમનસીબીના લીધે જેમ બીજા ઘણા ખરાં ગામોની બંગલીવાળાઓ જમણના ચુસ્ત હિમાયતીઓ અને તે સાથે ઝાહેરી ખોટા ઠાઠમાઠ અને ભપકા સપકા ઉપર મરી ફીટનારા હોય છે તે જ પ્રમાણેનો આપણા આ બંગલીવાળા બિરાદરોનોબી હાલ હતો. જો કે આમાં જોઈન્ટ સેક્રેટરી કંઈક કેળવાએલ હોવાથી અવાર નવાર કેળવણીનો ફેલાવો કરવા માટે તેમ જ

એવા બીજા કેમ હિતના સારાં કામો લઈ ઉઠવા માટે તેવણ ભાઈ દરખાસ્ત મૂકતા હતા પણ બીજા સઘળા મેમ્બરોના ઝોર શોર આગળ તેઓનું કાંઈ ચાલતું નહોતું.

આ વકતે બી તેવણે ગામમાં મદરેસા કાએમ કરવાની દરખાસ્ત પેશ કીધી મગર સઘળા મેમ્બરોમાંથી કોઇએ ઝરાતરાબી તેની વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. તેથી તેવણે મનમાં વિચારી લીધું કે જો હું આ વકતે મારી વાતને પકડી બેસીશ તો બધા મેમ્બરો ઉશ્કેરાઇ જશે અને તેના પરિણામે ટીપાટમાં તુફાન જાગશે એ ઠીક નહિ. એવું સમજીને તેવણે ફેરવીને તોળ્યું કે, "ઠીક ભાઈ ઠીક, જેવી તમારી મરઝી છે તેવીજ માગણી સાથેનું એક માનપત્ર હું ઘડી મૂકું છું. જે સઘળા સાહેબો હાઝર થયા પછી આપણા જનરલ સેક્રેટરી વાંચી સંભળાવશે." આમ કહી તુરતજ તે ભાઇએ અનજુમનની માગણીઓ સાથેનું એક માનપત્ર ઘડી નાંખ્યું. આ પછી અનજુમનના જનરલ સેક્રેટરી ઝાતે જઇ આમીલ સાહેબને તેમજ બદરૂ-શેઠ વગેરેને બોલાવી લાવ્યા એટલે ગામના બીજા સઘળા ભાઇઓબી એક પછી એક બંગલીમાં આવી ગયા.

સઘળા ભાઇઓના હાઝર થવા પછી જનરલ સેક્રેટરીએ જનાબ આમીલ સાહેબની રઝા લઈ બદરૂશેઠને નીચે મુજબ માનપત્ર વાંચી સંભળાવ્યું.

મહેરબાન, કદરદાન અલીશાન શેઠજી સાહેબ શેઠ બદરૂદીન સાહેબ,

અમો નીચે સહી કરનારા અનજુમને પીરાનીના સઘળા મેમ્બરોને આપ સાહેબને આ માનપત્ર આપતાં બેહદ ખુશાલી પેદા થાય છે કેમકે આપ સાહેબ આ કાઠીયાવાડની સરઝમીનમાંથી ઉત્પન્ન થએલા આલા દર-જાના જવહરોમાંના એક છો એ એટલા ઉપરથીજ સાબિત થાય છે કે આપ સાહેબ કાઠીયાવાડની સરઝમીનમાંથી મુંબઈ ગયા અને ત્યાં જઇ ખાનગી ધંધો શરૂ કીધો જેમાં આપની હુશીયારી તથા ચાલાકીને લીધે થોડીકજ મુદતમાં માલેતુજ્જાર વેપારી થઈ પડયા છો તે છતાં આપ નામદાર અવારનવાર

ગરીબ કાઠીયાવાડી ભાઇઓને યાદ કર્યા કરો છો અને તે સાથે થઈ શકતી દરેક મદદ કર્યા કરો છો જેના પુરાવામાં એટલુંજ કહેવું બસ થશે કે આપ સાહેબે આજ સુધીમાં જેટલી શાદીઓ કીધી છે તેમાં મોટા ભાગની કન્યાઓ કાઠીયાવાડમાંથીજ પસંદ કીધી છે અને કાઠીયાવાડમાંથી કીધેલી હરેક શાદીમાં આપ નામદારે વરોઠી અને એવાં બીજાં જમણોમાં તરેહવાર ઝાતની મીઠાઇઓનો ગરીબ કાઠીયાવાડી ભાઇઓને સ્વાદ ચખાડ્યો છે અને આ વકતે તો સવાગજીયા થાલનું લાણું બી કીધું છે અને તેમ કરી આપ મહેરબાને અમો સઘળાને છક કરી નાખ્યા છે એટલાજ વાસ્તે અમે આપ નામદાર પાસે થોડીક વધુ માગણીઓ કરવાની રઝા લઇએ છીએ. પણ તે પહેલાં અમારે જણાવવું જોઇએ કે અમારી અનજુમન કાએમ થવાનો ખાસ હેતુ એજ છે કે અત્રે સુતેલા વલી શખસનો કુબ્બો શરીફ બંધાવવો અને તેના ઓરસ પર આજુબાજુના ભાઇઓને બોલાવી મેળો ભરવો અને તે સાથે બે ત્રણ નાતો કરવી.

સાહેબ, આ અનજુમન કાએમ થવાને હજી ફક્ત ચારજ વરસ થયાં છે તોપણ ઓરસ ઉપર નાતો કરવાનું કામતો રીતસર ચાલુ થઈ ગયું છે. કેમકે પહેલે વરસે અમે ફક્ત એકજ નાત કરી શકયા હતા. જ્યારે બીજે વરસે બે નાતો કીધી હતી અને ત્રીજે વરસે એટલે કે ગયા વરસે જો કે અમે બેજ નાતો કરી હતી તોપણ લગભગ એક નાત થાય એટલા પૈસા પ્રાંતમાં રહેલા હતા અને આ વરસે તો પરવરદિગાર કરશે તો અમારી ત્રણ અનજુમન નાતો કરવા સાથે પૈસાની સારી રકમ પ્રાંતમાં રાખવાને શક્તિવાન થશે.

આ ઉપરથી આપ નામદાર જોઇ શકયા હશો કે અમારી અનજુમન ઓરસપર મેળો ભરવાના અને નાતો કરવાના કામમાં તો સારી પાયરી ઉપર આવી ગઇ છે પણ કુબ્બો શરીફ બંધાવવાના કામમાં અમે હજી કાંઈ કરી શકયા નથી એટલે આ તકે આપ નામદાર પાસે ઘણાજ માન સાથે માગણી

કરીએ છીએ કે આપ નામદાર અતરે સુતેલા વલી શખશની કબર શરીફ ઉપર કુબ્બો બંધાવી આપવાની મહેરબાની કરો અથવા તે ફંડમાં એક સારી જેવી રકમ ભરવાની પહેલ કરો એટલે તે કામ બી પાર ઉતરી જાય અને હજી તે સાથે ઓરસ ઉપર ધામધૂમ કરવા માટે અમારી અનજુમને જે દર માસે લવાજમ ભરવાની તથા હુબ આપવાની ગોઠવણ કીધીછે તેમાંબી આપ નામદાર તરફથી સારી રકમનો ફાળો ઇનાયત થાય એવી અમારી ફરી અને ફરી અરઝ છે. આખરે આપ નામદારની હર હાલ ચડતી થાઓ એવી દોઆ કરવા સાથે ખતમ કરવાની રઝા લઇએ છીએ.

લી૦ આપના તાબેદાર સેવકો,
અનજુમને પીરાનીના મેમ્બરો.

આ માનપત્ર વંચાઇ રહેવા પછી જનાબ આમીલ સાહેબે બી પોતાના તરફથી થોડાક શબ્દો બદરૂશેઠની તારીફમાં કહ્યા. આ પછી કરીમ કાકા નામનો ગામનો એક જુનો તેમજ બઢોશેઠ કે જેની હાલત "ભરમ ભારી પણ ખીસા ખાલી" એ કહેવત જેવી હતી તો પણ તે મોટાઈ અને ફેકી-આત ઉપર મરી ફીટનાર હતો તેણે ઉભા થઈ ગામની મસ્જીદ કે જે સાધા-રણ રીતે સારી હાલતમાં હતી તેને તોડી નાખી નવેસરથી આલીશાન નવી મસ્જીદ બંધાવી આપવાની બદરૂશેઠ પાસે માગણી કીધી. ગામના વાલી મુલ્લાએ ઘટતા શબ્દોમાં તેને ટેકો આપવા સાથે ઉમેર્યું કે, "શેઠ-સાહેબ, અમારા ગામમાં મસ્જીદનું તથા જુમાતખાનાનું ઘણુંજ દુ:ખ છે એટલે તે બેઉ નવેસરથી બંધાવી આપી જમાતને હંમેશની એહસાનમંદ કરશો એવી આશા છે."

આ પછી અનજુમનના પેલા કંઇક કેળવાએલા જોઇન્ટ સેક્રેટરીએ બીજા એક ભાઈ પાસે જઈ કાનમાં કંઇક ગુસગુસ કીધું તેથી તે ભાઇએ ઉભા થઇને જણાવ્યું કે, "મહેરબાન શેઠજી સાહેબ, અમારા ગામમાં ઉપર જણાવેલી સઘળી હાજતો પૂરી પાડવાની ઝરૂરાત તો છેજ પણ તે સઘળા

કરતાં એક ઘણી જ ઝરૂરતની હાજતની માગણી પેશ કરવાની હું રજા લઉં છું. આપ નામદાર જાણી ચુકયા હશો કે તે હાજત તે આ ગામમાં એક આપણો કોમી મદરેસો કાએમ કરવાની છે.

મહેરબાન સાહેબ, આપણા કોમી મદરેસા વગર અતરેના આપણા બાળકો રખડી રજળીને પોતાનો કીમતી વકત બરબાદ કરે છે, બિચારા ઘણા બાળકોને તેર ચૌદ વરસ થવા આવ્યાં છે તો પણ ભાંગી તુટી નમાઝસલાત બી આવડતી નથી. જો કે કેટલાક ભાઇઓ પોતાના બચ્ચાંઓને મોટા શહેરમાં વસ્તા પોતાના સગાં વહાલાંઓને ત્યાં મૂકી આવે છે, પણ ચાર છ માસ ન થાય તેટલામાં તો તેઓ કંટાળાઇને પાછા પોતાને ઘેર આવી જાય છે, મતલબ કે અતરે મદરેસા કાએમ કરવાની ઘણીજ ઝરૂરત છે જે ઝરૂરતને પૂરી પાડી કોમી બાળકોના આશીર્વાદ મેળવો એવી મારી ઘણાજ માન સાથે અરઝ છે.” આ પછી એક બહાર ગામથી આવેલા મેહમાને પોતાના ગામની એકાદ બે હાજતો પૂરી કરી આપવાની માગણી કીધી અને તે પછી એકાદ બે ભાઇઓએ બદરૂશેઠની તાઅરીફના બણગાં ફૂંકયાં અને તે બાદ અનજુમનના જનરલ સેક્રેટરીએ પોતે વાંચેલું માનપત્ર સુંદર કારકેટમાં મૂકી આમીલ સાહેબના હાથ મુબારકમાં આપ્યું જેવણે તે ભલી દોઆના રદીયાહ સહિત બદરૂશેઠને ઇનાયત કીધું. તે બાદ આમીલ સાહેબે જમાત તરફથી એક સાલ બદરૂશેઠને ઇનાયત કીધી. આ સઘળું થઈ રહ્યા પછી મુંબઇથી બદરૂશેઠની સાથે આવેલા એક ભાઈ કે જે બદરૂશેઠના સેક્રેટરી તરીકે કામ ચલાવતા હતા તેવણે બદરૂશેઠના હુકમથી ઉભા થઈ જવાબ આપ્યો કેઃ—

“મહેરબાન જનાબ આમીલ સાહેબ, અનજુમને પીરાનીના મેમ્બરે તથા જમાતના સઘળા ભાઇઓ આપ સાહેબોએ આજે અમારા મુરબ્બી અઝીઝુલકદ્ર શેઠ બદરૂદદીન સાહેબને જે ભારે માન આપ્યું છે તેનો ઉપકાર વાળવા માટે મને કોઈ શબ્દો જડતા નથી. સાહેબો, આપે કરેલી માગણી-

ઓના બારામાં મને શેઠ સાહેબ તરફથી ફરમાઇશ થઈ છે કે વલીશખ્સના રોઝાનું, જમાતખાનાનું તથા મસ્જીદનું કોઈ સારા કારીગર પાસે પલાન ઉતરાવી શેઠ સાહેબને આપજો એટલે તેવણ સાહેબ મુંબઈ જઈ તે ત્રણે કામ ચાલુ કરવાનો ઓરડર મોકલાવશે અને મદરેસાના બારામાં કોઈ સારા મુલ્લાના તપાસ કરી અતરે મોકલાવશે અને પેલા ફલાણાભાઇએ પોતાના ગામની ઝરૂરીયાતોની માગણી કરી છે તેને જણાવવાનું કે તે પોતાના ગામના આગેવાનોની સહી સાથની એક અરઝી શેઠ સાહેબ ઉપર કરશે તો તે ઉપરબી ધ્યાન આપવામાં આવશે. સાહેબો, તમારી અનજુમનના કામથી શેઠસાહેબ ઘણા ખુશી થયા છે એટલે તેમાં દર માસે રૂા. ૨૫ નું લવાઝમ ભરવાની તેવણ સાહેબ પોતાની મરઝી દેખાડે છે જે કબુલ કરી આભારી કરશોજી, આખરે આપ સઘળાનો ફરી એકવાર ઉપકાર માની બેસી જવાની રઝા લઉં છું.'' આ પછી અનજુમનના જોઇન્ટ સેક્રેટરીએ ઉભા થઇને બદરૂશેઠે બતાવેલી આવી ભારી ઉદારતા માટે ફરી એક વાર ઉપકાર માન્યો.

અને તે પછી અનજુમન તરફથી સઘળા હાઝર રહેલાઓમાં ચા, પાન ગુલાબ અત્તર વગેરે વહેંચવામાં આવ્યું, જેને યોગ્ય ઇન્સાફ આપી સાંજના સાડાપાંચ વાગે સૌ વિસરજન થયા.

* * * * *

“અબ્દલભાઈ ગયે વરસે આપણે મુંબઈ ગયા હતા ત્યારે આ બદરૂશેઠને મળવા ગયા હતા તે વકતે તો તે નેકનામે આપણા ખબર અંતરબી પૂછયા નહોતા અને આપણને હાથ વટીક આપ્યો નહોતો અને આજે તો તે બધાની સાથે હસી ખુશીથી વાતો કરે છે અને વળી નમી નમીને સલામ કરે છે એ ઘણીજ નવાઇની વાત છે.” મેળાવડામાંથી જતાં જતાં એક જમાતી ભાઇએ બીજાને કહ્યું.

“અરે ભાઈ, અતરે તે બધાની સાથે હસી હસીને વાતો કરે છે અને

નમી નમીને સલામો કરે છે તેમાં નવાઈ જેવું કંઈ છે જ નહિ કેમકે એક કવિ તે બારામાં કહે છે કે:—

'નમન નમન મેં ફેરહે બહોત નમે નાદાન,
દગલબાઝ દુના નમે જયું ચીતા ચોર કમાન.'

એટલે કે "નમવા નમવામાં ઘણો ફરક હોય છે અને એકદમ નમીને ચાલે તે તો નાદાન કહેવાય પરંતુ દગલબાઝો તો (ચીતા) વાઘ ચોર અને કમાનની જેમ પોતાનો દાવ સાધવા માટે દબ્બલ નમે છે. આ આપણા બદરૂ શેઠના બારામાંબી તેવોજ મામલો છે કેમકે પોતે ઘરડે ઘડપણ નાની બાળક કુંવારી કન્યાથી વિવાહ કીધા છે એટલે હવે જો તે આ મુજબ નમનતાઈ ના રાખે તો લોકો તેની એટલી બધી બદગોઈ કરે કે તે લોકોમાં હાલીચાલીબી શકે નહિ. નમી નમીને સલામ કરવાનું કારણ આ જ છે હવે સમજ્યા કે નહિ." પેલા બીજાએ ખુલાસો કરતાં કહ્યું.

"અબ્દલભાઈ, તમારી વાત મને સત્તર આના ને બે પાઈ જેવી લાગે છે પણ હવે એક બીજી વાત પુછું છું. અબ્દલભાઈ, આપણે તેમ જ ઘણા કાઠીયાવાડી ભાઇઓ આ બદરૂશેઠને આજ સુધીમાં કંજુસનાં કાકા અને એક પક્કા મારવાડી જેવો મખીચુસ ધારતા હતા છતાં આજ કાલ તેણે કોથળીનું મોં એકદમ ખુલ્લું મુકી દીધેલું જણાય છે. કેમકે આપણે જોઇએ છીએ કે તેણે અતરે ત્રણ ચાર નાતો કરવા સાથે આજની મીટીંગમાં થએલી સઘળી માગણીઓબી એક તડાકે કબુલ કરી દીધી છે, એટલે હવે તે પોતાના નામ ઉપરથી બખીલાઇનો દાગ ધોઈ નાખવા માંગે છે કે શું? તેની કાંઈ ખબર પડતી નથી." પેલા જનતી ભાઇએ બદરૂશેઠના કામોથી અજાંઈ જવાથી વધુ અચરતી બતાવતાં કહ્યું.

"અરે મારાભાઈ? તમારી આટલી મોટી ઉમર થઈ તોપણ તમે તો તદ્દન ભોળા જ રહ્યા શું? તમે જાણુતા નથી કે આપણા ગામમાં આઠથી

દસ નાત કરે તોપણ ખરચ તો મુંબઇની એક નાત જેટલો જ થાય, આ ઉપરથી તમે સમજી શકયા હશો કે નાતો કરવામાં બદરૂશેઠે કાંઈ વધારે ખરચ કીધો જ નથી. હવે આપણું જમાતખાનું, મસ્જીદ અને કુબ્બો બંધાવી આપવાની તથા મદરેસા કાએમ કરવાની તેણે જે કબુલાતો આપી છે તે તો મારા મત મુજબ આપણને આંજી નાખવાની એક તરેહની પોલીસી જ છે. અરે, ઘણા ખરા મુંબઇગરાઓ તરફથી આવી 'ગજના ગજ ભરી નાખવા પણ તસુએ વેતરવી નહિ' એ કહેવત જેવી મોટી મોટી ઘણી વાતો આપણે સાંભળેલી છે પણ પાછળથી તેમાંનું કાંઈ થયેલું હોય તેવું જણાયું નથી. આ બદરૂશેઠના બારામાંબી તેવું જ થશે કે કેમ તેનો નિકાલ હાલ તુરત થઈ શકે તેમ નથી. એટલે કે "લાડી પાડીના નીવડે વખાણ" એ કહેવત મુજબ આપણે હાલ તુરત તો ચુપકીદી ઇખ્તેયાર કરી જે થાય તે જોવાનું છે."

પેલા બીજા જમતી ભાઈ કે જેને આપણે અબદલના નામથી ઓળખીએ છીએ તેણે મુંબઇગરાઓથી થએલો પોતાનો કંઇક અનુભવ જણાવતાં કહ્યું.

આ બે ભાઇઓથી થોડેક દૂર બીજા બે ત્રણ ભાઇઓ નીચે મુજબ વાતચીત કરતા કરતા જતા હતા:—

"કાં અલીભાઈ, તું તો કહેતો હતો કે બદરૂશેઠ ઘરડો ખખ છે, કંજુસ છે, આવો છે, તેવો છે અને જીવાએ એવા ઘરડા ઘુવડને પોતાની નાની બાળક દીકરી આપી તે ઘણું ખોટું કીધું છે વગેરે વાતો કરી બિચારા જીવાની બદગોઈ કરતો હતો. પણ આજે આપણે જોઇએ છીએ કે જીવાએ આવો સારો જમાઈ ગોત્યો તેથી આપણી જમાતને એક નહિ પણ અનેક લાભો થયા છે. હવે કેમ કાંઈ બોલતો નથી?" એક ઝમાનાનો ખાધેલ કે જે કન્યાવિક્રય કરવામાં જીવાની જોડમાં ઉભો રહે તેવો જ હતો તેણે તતરાવ્યું.

"અરે મારા મહેરબાન, નાતને લાભ બાબની વાત તો ઠીકજ છે પણ

બિચારી નાની બાળક બાળકીનો આખો જન્મારો બરબાદ કરી નાખ્યો તેનો તો કંઈ ખ્યાલ કરો. અરેરે, પોતાની પેટની દીકરીને વેચીને જીવાએ હાલ તુરત તો પૈસાથી પોતાનુ ઘર ભર્યું છે પણ શું તેનું પરિણામ સારૂં આવશે એમ તમે ધારો છો?" અલીભાઇએ એકદમ દીલગીર થઈ દયા ખાતાં પૂછયું.

"આપણામાં કાંઈ 'રાંડે તે ન માંડે' એવો જુલ્મી કાયદો નથી કે નાની બાળક બાળકીનો જન્મારો બરબાદ કરી નાખ્યો કહેવાય, અરે, ખુદા ના કરે અને કદાચ બદરૂશેઠની કઝા રઝા થશે તો બાઇને બદરૂશેઠની મિલ્કત-માંથી ખાસો વાર્સો મળશે અને વળી કોઈ બીજો લાયક મરદબી તુરત મળી જશે. એટલે બાઇનો જન્મારો બરબાદ કર્યો છે એમ કોઈ રીતે કહી શકાયજ નહિ. હવે જીવાએ પૈસા લઇને ઘર ભર્યું છે એ બારામાં એટલુંજ કહીશ કે આજકાલ પૈસા કોણ લેતું નથી? અરે જેવા તેવાઓની તો શું વાત કરીએ પણ જેની મૂછ ઉપર લીંબુ હોય છે તેઓ પણ હવે દીકરી-ઓના પૈસા લેવા લાગ્યા છે." એક બીજો જન્નતી ભાઇ કે જે કન્યાવિક્રય કરવાને તૈયારીમાં હતો તેણે પેલા બેની વચમાં ટાપસી પૂરી જવાબ આપ્યો. "હા ભાઇ, હા ભાઈ, તમારી વાત તદન ખરીજ છે, આજ કાલ દીન અને દુન્યાનો મદારજ પૈસા ઉપર છે. પછી પૈસા લીધા વિના ચાલેજ કેમ?" પેલા ઝમાનાના ખાધેલે લાલપીળા થઈ જઈ દલીલ કીધી. "પણ મારા મહેરબાન દીકરીઓના પૈસા લેવાની હાલમાં આપણા નામદાર સરકારે આલી તરફથી સખ્ત મનાઇ થએલી છે, છતાં આ પ્રમાણે કાવા દાવા અને છેતરપીંડી કરી પૈસા લેવામાં આવે છે તેથી નામદાર સરકારે આલીના ફરમાન શરીફનું કેટલું બધું અપમાન થાયછે તેનો તો ઝરા ખ્યાલ કરો." અલીભાઇએ અફસોસ કરતાં કહ્યું.

"અરે તમે દોઢ ડાહ્યા થઈ આવી આવી વાતો કરો છો પણ એટલોએ ખ્યાલ કરતા નથી કે આજ કાલ કળીકાળના ઝમાનામાં આપણા નામદાર સરકારે આલીના ફરમાનો તો એક તરફ રહ્યા મગર આપણા

આગલા મહાન બુઝોર્ગ સાહેબોના ફરમાન શરીફને પણ કોઇ પાળી શકતું નથી. અરે બીજા જેવા તેવાઓની તો શું વાત કરીએ પણ આપણા ઘણા ખરા આમોલો અને દાઅવત લેવા આવનારા ખૂદ કોમી સરદારો કે જેઓ આપણા હાદીઓ અને મુરશીદો કહેવાય છે છતાં તેઓ બી પૈસા જમા કરવા વાસ્તે હદ ઉપરાંતની પડાપડી કરે છે તો શું તેઓ સઘળા આપણા તમામ આગલા મહાન બુઝોર્ગ સાહેબોના ફરમાન શરીફનું અપમાન કરતાં નથી?" પેલા બેઉ જણાએ એકદમ ઝોરશોરથી સાથેજ પુછ્યું.

આ વકતે અલીભાઈ આ બેઉ જણાને કંઇક જવાબ આપવા જતો હતો પણ તેવામાં તેઓના ઘરો આવી જવાથી "જાઓ, જાઓ, તમારી વાતો પાયા વગરની અને ઢંગધડા વગરની છે માટે અમારે તે સાંભળવી નથી." એમ કહી તે બેઉ જણા પોતપોતાના ઘરમાં દાખીલ થઈ ગયા જેથી અલીભાઇ પણ કોમની હાલત ઉપર મનમાંજ હાય અફસોસ કરતો ઘર ભેગો થઈ ગયો.

આ પ્રમાણે સૌ કોઇ પોતપોતાની મરઝી મુજબ વાતોના તડાકા મારતાં પોતપોતાના ઘેર ગયા. બીજે દિવસે બદરૂશેઠ મુંબઈ ઉપડવાની તૈયારી કરવા લાગ્યા. કાઠીઆવાડના ધારા મુજબ ગામના સઘળા ભાઇઓએ આવી પોતપોતાની શક્તિ મુજબ બદરૂશેઠને મીઠાઇનું ભાતુ બંધાવી ગયા અને કેટલાક લાગણીવાળા ભાઇઓતો ઠેઠ સ્ટેશન સુધી બદરૂશેઠને વિદાય કરવા ગયા. ટ્રેન આવવા પછી "આવજો, બોલ્યું ચાલ્યું માફ કરજો, મારા લાયક કામકાજ લખતા રહજો, આમ કરજો, તેમ કરજો" વગેરે મીઠી મીઠી વાતો કરી બદરૂશેઠ ટ્રેનમાં બેસી મુંબઇ તરફ ઉપડી ગયા અને જીવો, અભરામ તથા ગામવાળા બીજા ભાઇઓ ઘર તરફ પાછા વળ્યા અને તે બાદ બીજે દિવસે અભરામ પણ જીવાની રજા લઇ પોતાને ઘેર આવતો રહ્યો. મતલબ કે બદરૂશેઠના વિવાહ ઉકલી જવાથી તેમાં ભાગ લેનારા સૌ કોઈ પોતપોતાના કામે લાગી ગયા.

# પ્રકરણ ૧૩ મું.

## તુરાબની સફર.

"મા, મને હજી શીખવાનું તો ઘણુંએ મન છે પણ આપણી હાલત જોતાં મને હવે ધંધે લાગ્યા સિવાય છુટકો નથી એટલે સ્કુલ છોડીને હું મુંબઇ યા એવા બીજા કોઇ દેશાવરમાં જવાનો વિચાર રાખું છું એટલે તમો કહો તે દિવસે અતરેથી રવાનો થાઉં."

માણેકના નિકાહ થઇ જવા પછી થોડા દિવસ બાદ તુરાબે પોતાની માતાને કહ્યું.

"બેટા, કમાવા માટે બહારગામ જવાની તારી વાત સારી છે, પણ તું મારી આંખ આગળથી દૂર જાય એ મને બીલકુલ ગમતું નથી માટે અતરેજ કાંઇ ધંધો કરે તો ઘણું જ સારૂં." તુરાબની માતાએ તુરાબને આંખ આગળથી દૂર નહિ કરવાના હેતુથી કહ્યું.

"મા, અતરેથી દૂર ના જવાની તમારી વાત ખરી છે પણ તમે જાણો છો કે આપણી પાસે કાંઇ પૈસા ટકા નથી, વળી આપણે જમણના-રિવાજના ભોગે આપણા ઘર ખોરડાબી ખોઇ બેઠા છીએ અને અતરે કોઇ સારી નોકરી મળી શકે તેમ નથી એટલે બહાર ગામ ગયા વિના છુટકોજ નથી." તુરાબે પોતાની મુંઝવણ જણાવતાં કહ્યું.

"ભાઈ, તું જાણે છે કે આપણા વેવાઇ અલીભાઈ તેમજ તારા બનેવી શમસુદ્દીન ઘણા ભલા અને લાયક છે એટલે આપણે તેઓની પાસે માગણી કરીશું તો તેઓ આપણને થોડા ઘણા પૈસા ઉછીના આપશે અથવા તને પોતાને ત્યાં નોકરીમાં રાખી લેશે એટલે ઉપરની બેમાંથી એક ગોઠવણ આપણે કરીએ તો કેમ?" અમતુ ઉપાય બતાવતાં બોલી.

આપણા વેવાઇ અલીભાઈ તથા મારા બનેવી શમસુદ્દીન ભલા અને લાયક છે, પણ મા, તમે જાણો છો કે બેન દીકરીને ત્યાં નોકર રહેવું યા તો

તેઓની મદદ ઉપર જીવવું એ આપણામાં ઘણુંજ ખરાબ ગણાય છે એટલે તે લોકો આગળથી મદદ મેળવવી યા તેઓને ત્યાં નોકરી કરવી એ હું બીલકુલ પસંદ કરતોજ નથી." તુરાબે રીતસર દલીલ કરતાં કહ્યું.

"ભાઈ તમારી દલીલ ખરી છે પણ તું મને અતરે એકલી મૂકીને પરદેશ ચાલ્યો જાય તો પછી મારૂં અહીંયા કોણ છે તેનો તો કંઇક ખ્યાલ કર અને તે પછી પરદેશ જવાની ઝીદ પકડ." અમતુ દયામણે ચહેરે બોલી. "મા, મારા જવાથી તમને થોડાક દિવસ ભારે તો લાગશેજ તો પણ બીજી બાજુ ખુશી થવા જોગ બીના છે કે માણેક બેનના નિકાહ આપણે આપણા ગામમાંજ કીધા છે એટલુંજ નહિ પણ તમે જાણોછો કે તેણીના સસરા તથા મરદ વગેરે ભલા માણસ છે એટલે તેઓ બેનને અવારનવાર આપણે ઘેર મોકલ્યા કરશે અને તમને તેને ઘેર બોલાવ્યા કરશે એટલે મારી જુદાઇ તમોને વધારે જણાશે નહિ." તુરાબે પોતાની માતાને ગમે તેમ કરી સમજાવી લેવાના ઇરાદાથી કહ્યું.

આ પ્રમાણે મા દિકરાના દરમ્યાન બહાર ગામ જવાના બારામાં બીજી ઘણી વાતચીત થઈ જેમાં તુરાબે બહારગામ કમાવા જવાની ઝીદ ચાલુ રાખી હતી. જ્યારે તેની માતા તેને પોતાથી વિખુટો કરવા માટે હરવકત નાજ કહ્યા કરતી હતી તો પણ આખરે જેમ તેમ કરી તુરાબ પોતાની માતાને સમજાવી બહારગામ જવાની રજા મેળવવામાં ફતેહમંદ થયો તેથી તેણે સફરની તૈયારી કરવા માંડી.

પોતાની માતાની મંજુરી મેળવ્યા પછી બીજેજ દિવસે સવારમાં તુરાબ પોતાની બેન માણેકના ઘેર ગયો અને ત્યાં જઈ પોતાની બેન તથા બનેવીને એકાંતમાં બોલાવી તેઓને પોતાનો પરદેશ જવાનો વિચાર જણાવ્યો જે સાંભળીને તે ભલાં ધણી ધણીઆણીએબી હાલ તુરત તુરાબને પરદેશ જવાની ના પાડી એટલુંજ નહિ પણ તુરાબના બનેવી શમસુદ્દીને તો તુરાબ તથા તેની માતાને થઈ શકતી દરેક મદદ આપવાની ઘણીજ ખેંચ કીધી.

તુરાબે તે બાબતનો ઘણાજ માન સાથે અસ્વીકાર કીધો અને પોતાની માતાની ખબર રાખવાની તે બેઉ જણાને પુરતી ભલામણ કરી ત્યાંથી તે રઝા લઈ બાજુના ઓરડામાં કે જ્યાં માણેકના સસરા અલીભાઈ બેઠા હતા ત્યાં ગયો અને "અસ્સલામુન અલયકુમ" કહી અલીભાઇની આગળ પણ પોતાનો કિસ્સો બયાન કીધો જે સાંભળી અલીભાઇએ પણ તુરાબની નાની ઉમર તેમજ હજી તે અભ્યાસ કરે છે એવાં કારણો બતાવી પરદેશ જવાની ના કહી અને તે સાથે પોતા તરફથી દરેક મદદ આપવાની લાયકીભરી માગણી કરી જેનો બી તુરાબે ઘણાજ માન સાથે અસ્વીકાર કીધો અને તે સાથે જણાવ્યું કે, "કાકાજી સાહેબ, આપ ઘણા ભલા અને અને લાયક છો એટલે અમારા જેવા ગરીબ સગાને મદદ આપવાને તૈયાર થયા છો; પણ આપની મદદ ઉપર કેટલા દિવસ, બહુ બહુ તો બે ત્રણ વરસ, તે પછીબી મારે ધંધે તો લાગવુંજ પડશેને એટલે આજથીજ બહારગામ જવાનું થાય એ મારા હકમાં સારૂંજ છે. હવે અભ્યાસના બારામાં આપ ખાતરી રાખશો કે હું ફુરસદના ટાઇમમાં મારો અભ્યાસ ચાલુજ રાખીશ."

અલીભાઇના દીલમાં તુરાબ વિશે શરૂઆતથીજ ઘણો સારો મત હતો તેમાં વળી આજની ઉપર મુજબની વાતો સાંભળવાથી અલીભાઈ ઉપર ઘણી સારી અસર થઈ તેથી તેણે મનમાંજ વિચાર્યું કે ખુદા કરશે તો આ છોકરો કાઠીયાવાડની હાલની ઉધરતી અવલાદમાં સારૂં નામ કાઢશે, પણ તે વાત હાલ તુરત મનમાંજ રાખીને તે બોલ્યા કે, "ભલે ભાઇ ભલે, તમારી હમણાજ પરદેશ જવાની મરઝી છે તો હું તેમાં અટકાવ નાખી તમારી કુદરતી અભીલાષાને રોકવાનું પસંદ કરતો નથી એટલે તમારી માતાજી બેન વગેરેની રઝા લઈ સારો વાર જોઈ ખુશીથી સફર કરી તમારૂં નસીબ અજમાવો. ખુદા હાઝીર છે."

"પણ કાકાજી સાહેબ, આપ જાણો છો કે અમારૂં ઘર પેલા હિરાચંદ વાણીયાને ત્યાં ગીરો છે માટે તેનો ફેંસલો કરવા સિવાય જો હું બહારગામ

જાઉં તો પાછળથી તે મારી ગરીબ માતાને હયરાન કરે તે ઠીક નહિ માટે આપ મારી સાથે આવો તો આપણે તેનો ફેંસલો કરી નાખીએ." તુરાબે મુદ્દા પર આવતાં કહ્યું. "ભાઈ તુરાબ, આપણી પાસે હાલ પૈસાનો જોગ તો નથી, પછી ઘરનો ફેંસલો કેવી રીતે કરીશું?" અલીભાઇએ તુરાબને ચકાસવાના ઇરાદાથી કહ્યું.

"કાકાજી સાહેબ, મારો વિચાર એવો છે કે આપણે હિરાચંદને ઘર વેચાતું આપી દઇએ. આ સિવાય બીજો કોઈ ઉપાય મારા હાથમાં નથી." તુરાબે દીલગીર થઈ કહ્યું.

"ભાઈ તુરાબ, હાલમાં આપણે વાણીયાને ઘર વેચાતું આપવાની વાત કરીશું તો તે સીધો ચાલી ઘરની વાજબી કીમત આપશે નહિ અને વળી આપણા હાથમાંથી ઘર જશે તો પાછું તેવું થઈ શકશે નહિ, માટે મારો વિચાર એવો છે કે વાણીયાના જેટલા પૈસા ઘર ઉપર નીકળે તેટલા હું તમોને કરઝન હસના ઉધાર આપું અને પછી તે તમારા હાથમાં આવે ત્યારે મને પાછા આપી દેશો તો તે ઠીક થઈ પડશે." જવાબમાં તુરાબે પોતાની હાલત જોતાં અલીભાઈ આગળથી ઉધાર લેવાની ચોકખી નાજ પાડી જેથી અલીભાઇએ એવો તોડ કાઢ્યો કે, "ભાઈ તુરાબ, તમારૂં હીરાચંદનું સઘળું કરજ હું ચુકવી આપીશ અને તેના બદલામાં તમારૂં ઘર મારે ત્યાં હું વગર વ્યાજે ગીરવે રાખીશ એટલે બસ, હવે તો તમારે કાંઈ વાંધો લેવાની ઝરૂર નથી."

મગર આ વાતબી તુરાબે કોઈ રીતે કબુલ રાખી નહી કેમકે તે જાણતો હતો કે સગા આગળથી વગર વ્યાજે રૂપીયા લઈ પોતાનું ઘર બચાવવું એ કોઈ રીતે સારૂં નથી. આમ દરેક વાતમાં તુરાબ પોતાનીજ હઠ પકડી બેઠો તેથી અલીભાઈ જરા ગુસ્સે થઈ ગયા અને ગુસ્સામાંજ તેણે દમ માર્યો કે, "હવે રાખો, રાખો શું દુનીયામાં સગા સગાઓનું કામ નહિ કરત હોય? અરે તમે આમ હઠ પકડી મારી આટલી વાત કબુલ

નહિ કરો તો ગામના લોકો અમને પીખીને ખાઈ જશે કે, 'બીચારા ગરીબ માણસને ફોસલાવી દીકરી તો સાવ અમથી પડાવી લીધી તે તો ઠીક, પણ આવા અડીના વખતે બીચારાઓને ઝરા તરા મદદબી કીધી નહિ,' તે વગેરે બાબતોનો તો કંઇક ખ્યાલ કરો પછી તમારી હઠ પકડી બેસો."

આ પ્રમાણે અલીભાઈ તરફથી કેટલીક ખેંચતાણ અને રીકઝીક થવાથી લાચાર થઈ તુરાબે તેની માગણી કબુલ કીધી. તુરાબ તથા અલીભાઈ બેઉ જણા સાથે જઈ હીરાચંદનો હીસાબ ચુકતે કરી ઘર છોડાવી આવ્યા અને તે પછી તુરાબે અલીભાઇનેજ પોતાના ઘરનું ગીરોખત લખી આપ્યું અને હસી ખુશીની બીજી કેટલીક વાતો કરી તે પોતાને ઘેર આવ્યો અને સઘળી વાત પોતાની માતાને કહી સંભળાવી જે સાંભળીને તે ગરીબ માતા ઘણી ખુશી થઈ અને અલીભાઈ જેવાં સારાં સગાં મળ્યાં તે માટે પરવર દિગારના શુકરાના કીધા અને તે સાથે તે ભલા સગાઓના હકમાં ભલી દોઆઓ કીધી.

અલગરઝ બીજે દિવસે આપણો ગરીબ ટળવળતો તુરાબ પોતાની સાથે કપડાંની એક નાની સરખી પોટલી લઈ પરદેશ જવા માટે પગરસ્તે રવાના થયો.

તુરાબના ગામથી રેલ્વે સ્ટેશન લગભગ ૧૦ થી ૧૧ ગાઉ દૂર હતું તો પણ ત્યાં પહોંચાડવા માટે ગાડીઘોડું ભાડે કરવું તો એક તરફ રહ્યું, મગર તે બાપડાએ પોતાની સાથે એકાદો મૂલી મજુરબી લીધો નહોતો કેમકે તેની સાથે આજકાલના આપણા સાધારણ મુસાફરોની જેમ સફરના સામાન તરીકે ટૂંક (પેટી) બીસ્તરો અને છત્રી વગેરે હોય છે તેવુંબી કાંઇ હતું નહિ. જે કાંઈ હતું તે ફક્ત પેલી નાની સરખી કપડાંની પોટલીજ હતી.

બિચારો તુરાબ એક ગરીબ માબાપનો નિરાધાર દીકરો હતો એટલે તે ખૂબ જાણતો હતો કે ખૂદ પોતેજ નોકરી કરવા જાય છે ત્યાં સાથે નોકર કયાંથી હોય અને જ્યાં પોતાના પેટનાજ વાંધા હોય ત્યાં પેટીઓ કયાંથી?

ગમે તેમ તોપણુ ગરીબાઇમાં ઉછરેલો ટળવળતો તુરાબ અમીરી અંતઃકરણુ તેમજ દરીઆઈ દીલ ધરાવતો હતો એટલે તેનું મન નીચ લાલચોથી નિરાળું હતું અને તેના વિચારો ઘણા ઉમદા અને ઉંચા હતા પણુ હાલ તુરત તેની કદર કરનાર કોઈ નહોતું.

તુરાબ પોતાના ઘેરથી સવારના આઠ નવ વાગે નીકળ્યો હતો તે આહિસ્તે આહિસ્તે ચાલતાં ચાલતાં તેજ દિવસના સાંજના ચાર વાગે એક ગામ આગળ આવી પહોંચ્યો. આ ગામથી રેલ્વે સ્ટેશન હજી ચાર પાંચ ગાઉ દૂર હતું એટલે તુરાબે આજ ગામમાં રાત રહી બીજે દિવસે સવારે રેલ્વેવાળા ગામે જવાનું નક્કી કર્યું, કારણુ કે તે બિચારાને ચાલવાનો મહાવરો નહિ હોવાથી તે થાકી પાકી લોથ થઈ ગયો હતો. આમ હોવાથી તે ગામને ઝાંપે આવેલી નદીમાં પોતાનું હાથ મોંહ ધોઈ ગામમાં દાખીલ થયો. દરવાજામાં દાખીલ થતાં તેણે થોડેક દૂર બબ્બે ચાર ચારનાં ટોળામાં જનતી ભાઇઓને જતા જોયા એટલે તુરાબે તેઓમાંના એકને પૂછ્યું:—

"ભાઈ, આ સઘળા ભાઇઓ કઈ તરફ જાય છે?"

પણુ જવાબજ મળ્યો નહિ તેથી તુરાબે મનમાં જ વિચાર્યું કે શું આપણી કોમમાં બી આવા તીસ્મારખાં માણુસો પડેલા છે?

નશીબ સંજોગે તુરાબ વોહરાવાળા લત્તામાંજ આવી પહોંચ્યો હતો. ક્યાં રાત ગાળવી તેના વિચારમાં તે ચાલ્યો જતો હતો અને તેથી ધર્મશાળા કે ઉતારાની જગ્યા વિશે કોઇને પૂછવાનો તેણે ઇરાદો કીધો, પણુ બધા જનતીઓજ નજરે પડે એટલે તેઓમાંથી કોઇને પૂછે તો પેલા તીસ્મારખાંની જેમ જવાબ મળે કે નહિ તેની તેને શંકા થઇ તો પણુ નિરાશ નહિ થતાં ત્યાં ઉભેલા એક જનતી ભાઇને પૂછવાનો તેણે વિચાર કીધો પણુ એટલામાં એક બુઝર્ગ માણુસ ત્યાં આવી ચઢયા, તેણે તુરાબને ગભરાએલો તેમજ એક પરદેશી મુસાફર ધારીને નરમાશથી પૂછ્યું:—

"કેમ ભાઇ શું વિચાર કરો છો ? કયે ગામથી આવ્યા છો અને કયાં જવું છે ?"

"આ શેઠને ઉતારાની જગ્યા માટે પૂછતો હતો, ત્યાં આપે બોલાવ્યો; કાકાજી સાહેબ, પેલા પાસેના ગામથી આવું છું અને અમદાવાદ યા મુંબઇ જવું છે." તુરાબે ખુલાસો કીધો. "ભલે ભાઇ ભલે, ચાલો મારી સાથે જમવા, આજે એક ભાઇને ત્યાં તેની માતાનું ચાલીસમું છે. તેણે આખી નાતનું જમણુ કર્યું છે એટલે આ સૌ ભાઇઓ તેને ત્યાં જમવા જાય છે અને હું પણ ત્યાંજ જાઉં છું અને તમે બી અમારી સાથે ચાલો." પેલા બુઝર્ગ લાગણીથી બોલ્યા. તુરાબ તેની સાથે ચાલ્યો, રસ્તામાં તુરાબને વિચાર થવાથી તેણે પેલા બુઝર્ગને પૂછ્યું, "કાકાજી સાહેબ, આ જમણુ કરનાર ભાઈ પૈસા-વાળા હશે નહિ વારૂ ? ભલા કેટલોક ખરચ થશે ?"

"ભાઈ પૈસાવાલા તો ઠીકજ છે. ખુદા સૌનો પડદો રાખે, બાકી વાતમાં કાંઇ માલ નથી અને ખરચતો લગભગ ૧૦૦ થી ૧૨૫ નું થશે કેમકે તમે જાણો છો કે આજકાલ મોઘાંરત ઘણી છે." પેલા બુઝર્ગે ખુલાસો કીધો.

'ખુદા સૌને પડદો રાખે' એ શબ્દ સાંભળી તુરાબનો ચેહરો ફીકકો પડી ગયો કેમકે તેણે મનમાંજ અનુમાન કીધું કે નાત કરનાર બિચારો ગરીબ માણસજ હશે પણ લોક લાજને અનુસરીને જમાત કરવી પડી હશે આથી તુરાબને આ વિશે કંઇક વધુ પૂછવાનું મન થયું પણ એટલામાં તો તેઓ જમાત પાસે આવી પહોંચ્યા એટલે તેઓની વાતચીત બંધ પડી અને તે બુઝર્ગ સાહેબે આપણા અજાણ્યા તુરાબને પોતાના થાલમાં બેસાડી જમાડયો અને સઘળી વાતચીત પૂછીને ટળવળતો તુરાબ કેવી રીતે ત્યાં આવ્યો હતો તે વિશેની સઘળી માહીતી મેળવી લીધી.

તુરાબની હકીકતથી તે બુઝોર્ગ સાહેબને ઘણું લાગી આવ્યું તેથી તે તેને પોતાને ઘેર લઈ ગયા અને એક રાત મહેમાન રાખી સવારે નાસ્તો કરાવી હેત મોહબ્બતથી તેણે તુરાબને વિદાય કીધો. કેમકે બીજી કોઈ ઝાતની

સારી મદદ કરી શકે તેવી તે બુઝોર્ગની હાલત નહોતી. તુરાબની વાતચીત, હોશીઆરી, નમનતાઇ, સાલસાઇ વગેરે તેને ઘણી પસંદ પડી હતી પણ તે શું કરી શકે?

"ભાઈ, કોઇ વક્ત આ તરફ નીકળવાનું થાય તો મને ભૂલી જતા નહિ હો, અને મારાથી તમારી કાંઇ સરભરા થઇ નથી તેથી મનમાં ઓછું લગાડતા નહિ." બુઝોર્ગ તુરાબને વિદાય કરતા બોલ્યા.

"અરે, મારા મુરબ્બી સાહેબ, આપે તો મારા પર ઘણું એહસાન કીધું છે કેમકે આપે મને આ પ્રમાણે આશરો આપ્યો ન હોત તો મને કોઈ જગા ઉપર રખડી રઝલીને રાત ગાળવી પડત. આપે મારા જેવા ગરીબ અને નીરાધાર ઉપર બતાવેલી મહેરબાનીનો બદલો પાકપરવરદિગાર આપશે એવી મારી દીલી દોઆ છે. ઠીક મહેરબાન સાહેબ, હવે હું રઝા લઉં છું." તુરાબે નરમાશથી રઝા માંગતાં કહ્યું.

"ઠીક ભાઇ ઠીક, પધારો પણ ભાઈ, તમને કોઇ સારી નોકરી યા સારો ધંધો રોઝગાર મળી જાય તો મને ઝરા લખી જણાવશો તો હું બહુ ખુશી થઇશ. પરવરદિગાર તમારો નિગેહબાન થાઓ." તે બુઝોર્ગે લાગણીથી કહ્યું.

આ પ્રમાણેની વાતચિત કરી તુરાબ પોતાના રસ્તે પડયો અને મનમાંજ વિચાર કરવા લાગ્યો કે ગઇ કાલે ઉતારા માટે પુછેલ પેલા તીસ્મારખાં અને તેની ટણુકટોલી અને આ બુઝોર્ગ વચ્ચે કેટલો બધો ફરક? અરે કયાં પેલા નામઝાદાઓની તોછડાઇ અને કયાં આ નેકનામ સાહેબની અમીરાઈ! તુરાબ ગઇ કાલની જેમ આજેબી પગરસ્તેજ રેલ્વે સ્ટેશન ઉપર જવા માટે રવાનો થયો. તે ધીમે ધીમે બપોરના એક વાગે રેલ્વે સ્ટેશન ઉપર આવી પહોંચ્યો જ્યાં સ્ટેશનમાં જઇ એક માણસને પૂછયું:—

"ભાઈ અહીંયાથી અમદાવાદની ગાડી કયારે ઉપડશે?"

"આવતી કાલે સવારના પાંચ વાગે ઉપડશે," રેલ્વે ખાતાના નોકરે જવાબ આપ્યો.

આ જવાબથી તુરાબ સમજી ગયો કે હજી અરધો દિવસ અને આખી રાત તેને અહીંતહીં ગુઝારવી પડશે એટલે તે ઘણો દીલગીર થયો પણ શું કરે? બીજો કોઈ ઉપાય હતોજ નહિ એટલે તે વકત પસાર કરવાના હેતુથી સ્ટેશનમાં અહીંતહીં આંટા મારવા લાગ્યો. એવામાં સ્ટેશન માસ્તરનું તેની ઉપર ધ્યાન પડયું તેથી તેણે દમ માર્યો કે, "કેમ, છોકરા, શું છે? શામાટે અહીંયા આવ્યો છે?"

"મહેરબાન સાહેબ, અમદાવાદ જવું છે અને તેથી અતરેની ગાડીમાં બેસવા વિચાર છે." તુરાબે શાંતપણે જવાબ આપ્યો.

"ગાડીને તો હજી ઘણી વાર છે એટલે કે આવતી કાલે સવારના પાંચ વાગે ઉપડશે એટલે તે વકતે આવજો." સ્ટેશન માસ્તરે નોકરીના ગર્વમાં ગર્જના કીધી.

"સાહેબ, અહીંયા ઉતારાની જગ્યા યા ધર્મશાળા છે કે સ્ટેશનમાંજ રાત ગુઝારવી પડશે." તુરાબે નમનતાઇથી સવાલ કીધો.

"ગાડીના ટાઇમ સિવાય સ્ટેશનમાં કોઇથી ઉતરી શકાય નહિ એવો રેલ્વે કાયદો છે અને અતરે કોઈ ધર્મશાળા પણ નથી એટલે અહીંયા કોઇ જગ્યાએ ઉતરી શકાશે નહિ માટે ગામમાં ચાલ્યો જા." સ્ટેશન માસ્તરે રોઆબમાંજ કહ્યું.

"સાહેબ, હું ગરીબ અજાણ્યો એકલો તેમજ એકદમ થાકી ગએલો છઉં એટલે રાતનીરાત અતરે કોઈ જગાએ પડી રહેવા દેશો તો મોટો ઉપકાર થશે." તુરાબ થાકી ગએલો હોવાથી આજેઝીથી બોલ્યો. "નહિ નહિ, અતરે કોઇને ઉતરવા દેવાનો કાએદો નથી માટે વધારે ટકટક નહિ કરતાં એકદમ ચાલ્યો જા અને નહિ તો ધક્કા મારી કાઢી મુકીશું." સ્ટેશન માસ્તરે પોતાની ઝાત ઉપર જતાં કહ્યું.

વહાલા વાંચકો જાણતા હશે કે કાઠીયાવાડના અને એવા બીજા મુલ્કના નાનાં નાનાં સ્ટેશનો કે જ્યાં આખા દિવસમાં ફક્ત એકજવાર ટ્રેનનો આવ જાવ થાય છે ત્યાં ગાડીના ટાઇમ પછી કાંઈ વધુ હલુઆર હોતી નથી એટલે તેવા સ્ટેશનોમાં અથવા તો તેની આજુબાજુમાં ગરીબ અને અજાણ્યા મુસાફરોને ઉતરવા દેવામાં આવે તો રેલ્વે વાળાને કંઈ અડચણ યા નુકસાન જેવું હોતું નથી. પણ આવી જગાના રેલ્વે નોકરો એટલા બધા તુમાખી, તુંડ, નિર્દય હૃદયના અને ઉછાછળા હોય છે કે જાણે તેઓ આખી દુન્યાના ધણી હોય એવોજ વરતાવ કરી બતાવે છે. આ ગામનો સ્ટેશન માસ્તર બી એવીજ તુમાખી ટોળીનો હતો એટલે તુરાબની ગમે તેવી આજેઝી છતાં તેનું હૃદય પીગળ્યુંજ નહિ એટલે બિચારા તુરાબે ગામ તરફનો રસ્તો લીધો.

ગામમાં આવી તેણે એક જણાને પુછ્યું કે, "ભાઈ, અહીંયા કયાંએ મુસાફરોને ઉતરવાની જગા છે"?

"તમે તો વહોરા જેવા લાગો છો." તે ગામવાળાએ પુછ્યું,

"હા ભાઈ, તેમજ છે." તુરાબે જવાબ દીધો.

"ત્યારે તમારા માટે તો ખાસ ઉતરવાની જગા છે. આમથી આ બાજુ ચાલ્યા જાઓ, નઝદીકમાંજ છે." તે શખ્સ રસ્તો બતાવતાં બોલ્યો. તુરાબ તે મુસાફરખાનામાં ગયો. આ મુસાફરખાનું તે "રાહતેમુમેનીન" નામે ઓળખાતું એક મકાન હતું જેની સંભાળ તથા બંદોબસ્ત રાખનારાઓ તો છ જણાની બનેલી એક કમીટી હતી પણ તેમાંના બીજાઓ બેદરકાર, અજ્ઞાન અને આવા કામકાજ કરવાની રૂઢીથી અજાણ્યા હોવાથી સઘળું કામકાજ એકજ જણાના હાથમાં આવી પડ્યું હતું અને તે પણ ઓછાછળો, મોટાઇપર મરી ફીટનાર અને "હમ કહે સો સચા ઓર સબ જુઠા" એ ધોરણ મુજબ પોતાનું મન ધાર્યુંજ કરતો હતો. એટલે આ "રાહતે મુમેનીન"માં જેવો જોઇએ તેવો બંદોબસ્ત નહતો. જો કે આવનારા મુસાફરોની ખીદમત કરવા માટે અતરે એક મુસલમાન નોકર રાખવામાં આવ્યો હતો અને તે

તેનાં બૈરી છોકરાં સહિત ત્યાંજ રહેતો હતો તોપણ જેના "ગુરૂ આંધળા તેના ચેલા બીંત" એ કહેવત મુજબ આ મુસલમાન નોકર 'રાહતેમુમેનીન'નાં કારોબારીઓની બેદરકારી અને ગફલતીનો પૂરેપૂરો લાભ લેતો હતો. એટલે કે આવનારા જે મુસાફિરો પાસેથી બક્ષીસ હદીયાહ યા દખણાની સારી રકમ મળતી હતી તેનું કામ તો તે ઝરા ધ્યાનથી કરી આપતો હતો જ્યારે બીજા ગરીબ તેમજ કડકા બિલ્લુ મુસાફરોના કામકાજ તરફ તે ઝરાએ ધ્યાન આપતો નહિ. તેજ પ્રમાણે તેનાં બૈરી છોકરાંઓ બી આવનારા મુસાફિરોના કામકાઝ કરી આપવા બદલ ડબ્બલ યા ત્રણ ચાર ગણા પૈસા લેવાનેબી ચુકતા નહિ. આ મુસલમાન નોકરને તો આ 'રાહતેમુ-મેનીન'માં ઘીઇ કેળાંજ હતાં.

આપણો તુરાબ જ્યારે આ "રાહતેમુમેનીન"માં આવ્યો ત્યારે તેનો ઉપલો મુસલમાન નોકર ત્યાં હાજર નહોતો તો પણ તુરાબ તો થાકેલો પાકેલો હોવાથી બાજુના ઓરડામાં કે જ્યાં ચટાઈ બીછાવેલી હતી ત્યાં પોતાનું પોટલું મૂકી બેસી ગયો. જે પછી થોડીક વાર બાદ પેલો મુસલમાન નોકર આવી પહોંચ્યો અને તેણે તુરાબને જોઈ "ક્યાં રહો છો? ક્યાં જવાના છો?" વગેરે બાબતો પૂછી લીધી અને તે બાદ જણાવ્યું કે, "ભાઈ આજે ગામમાં એક ભાઇને ત્યાં વરસીની જમાત છે તેનું તમને ઇઝન છે."

"આ વરસીની જમાત" એ શબ્દો સાંભળતાં તુરાબથી એક નિસાસો નખાઇ ગયો અને તેવી આંખોમાંથી આંસુઓ સરી પડતાં તે માંડ માંડ અટકાવી શકયો તો પણ તેનું મન વિચારોના વમળમાં એવું તો ગુંચવાઇ ગયું કે ઘડીભર તો તે ભાન ભૂલા જેવો થઇ ગયો. આખરે પોતે પર ગામમાં અને પર વતનમાં છે એવો ખ્યાલ અવાતાં તે ચોંકી જઇ સ્વસ્થ થઇ ગયો. અને પછી મનમાંજ વિચાર કરવા લાગ્યો કે, 'અરેરે કમનસીબીના લીધે મારી કોમમાં જમણનો ક્રૂર રિવાજ કેવો જડ ઘાલી બેઠો છે! હાય હાય એ ઝાલિમ જમણના પ્રતાપે મારા કેવા બુરા હાલ

થયા છે! અને હજી બી જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં જમણુ જમણું અને જમણુંનાજ અવાજો સાંભળું છું. જે સાંભળી મારૂં જીગર ચીરાઈ જાય છે એનું કારણ શું?'

'જવાબ ખુલ્લોજ છે કે એ ઝાલીમ જમણુના નહેસ રિવાજના ભોગે હું ઘરબાર વગરનો થયો છું. અરેરે એ ઝાલીમ જમણુના લીધેજ હું મારી મમતાળુ અને માયાળુ માતાથી વિખુટો પડ્યો છઉં! અરેરે એ ઝાલીમ જમણુના પ્રતાપે મારે મારો અભ્યાસ અધુરો મુકવો પડ્યો છે, અરે ખુદા આ જમણુના રિવાજો કે જેના પરિણામે મારી જેવા લાચાર ગરીબ અને સાધારણ સ્થિતીવાળા હઝારો ભાઇઓ તબાહ અને પાયમાલ થઈ જતા હોવાજ જોઇએ. શું તેનો અટકાવ અને વાજબી બંદોબસ્ત કરનાર કોઈ વીરલો પુરૂષ મારી કોમમાં નહિજ હોય?' આવા વિચારોને લીધે વળી પાછું તેનું મગજ તપી ગયું અને તે ફરી પાછો ભાન ભુલા જેવો થઇ ગયો, તે એટલે સુધી કે તેની સામે ઉભેલો પેલો મુસલમાન નોકર અને પોતે ક્યાં છે તે સઘળું બી એકાદ પળતો તે ભૂલીજ ગયો.

પેલો મુસલમાન નોકર તો આ સઘળું જોઇજ રહ્યો કે આ શું? આ મુસાફિરને તે આટલું બધું શું દુઃખ હશે? એમ તે તુરાબમાં થએલા ફેરફાર ઉપરથી મનમાં વિચારવા લાગ્યો અને બોલ્યો, "કેમ ભાઈ, તમારે માટે ચા બનાવું?" આ સવાલથી તુરાબ ચોંકી ગયો અને પોતાની દીલગીરી આ માણસ ન જાણી જાય એવા ઇરાદાથી તે જાણ્યું અજાણ્યું કરી બોલ્યો, "ના મારે ચા પીવાની ઇચ્છા નથી."

"કાંઇ જોઇએ તો મંગાવી લેજો, હું અહીંયાજ છઉં." "બહુ સારૂ ભાઇ." તુરાબે કહ્યું.

આ પછી પેલો મુસલમાન નોકર કોઇક જગાએ પલાએનમ કરી ગયો અને તુરાબ પોતાની સાથની એક ચોપડી કાઢી 'રાહતેમુમેનીન'ની એક બારીમાં બેસી વાંચવામાં ગુંથાયો. થોડીક વારમાં બે જવાનોયા જમણુ

કરનાર તરફથી ગામના સઘળાં ભાઇઓને જમવા બોલાવવાં માટે આવ્યા. તેઓ આ 'રાહતેમુમેનીન'ની પાસે આવેલી એક દુકાનવાળા ભાઇને જમવાનું તેડું કરી પાછા જમાતખાના તરફ જવા લાગ્યા તેવામાં તેઓને રસ્તે જતાં એક ભાંઇએ કહ્યું કે, "ભાઇઓ 'રાહતેમુમેન'માં એક મેહમાન આવેલા છે તેને તેડું કીધું કે ?" "'રાહતેમુમેનીન"માં આજે આવેલો કોઇ મોટી ઉમરવાળો અથવા પૈસાવાળો આશામી નથી પણ તે તો એક પંદર સોળ વરસની ઉમરનો ગરીબ છોકરો છે એટલે તે તો પોતે આવશે. તેને કાંઇ બોલાવવા જવાની યા માન આપી મોટો ભાઇ કરવાની જરૂર નથી." જમવા આવવાનું તેડું કરનારા પેલા બે જવાનીયાઓએ નફટાઇથી જવાબ આપ્યો. અને પછી તેઓ જમાતખાના તરફ ચાલ્યા ગયા.

પણ અફસોસ મઝકુર જમણનું તેડું કરવા આવનારાના ઉપલા બોલો તુરાબે કાનોકાન સાંભળ્યા તેથી તે બાપડાને ઘણુંજ ભારે લાગ્યું. ભારે લાગે તેમાં કાંઇ નવાઈ જેવું નથી. આપણે જાણીએ છીએ કે તુરાબ નાની ઉમરનો તેમજ ગરીબ હાલતનો આદમી હતો, પણ તે અમીરી અંતઃકરણ ધરાવતો હતો. તે કાંઇ હાલના આપણા કેટલાક ઉછાંછળા અને ભૂખડી બારસ જવાનીયાઓ કે જેઓ "જ્યાં આવલકા દાના વાં બંદેકા જાના" એ કહેવત મુજબ વર્તી માન અપમાનનો કાંઇ પણ ખ્યાલ નહિ કરતાં હરજગાએ ઘુસી જઈ હાથ મારી પોતાનાં ઓજર્યા ભરી આવે છે અને પછી ફખરખાય છે કે, "અરે આપણે મુસાફિરને તે માનપાન યા તેડાની વાટ શા માટે જોઇએ. આપણે તો ગોઠણીયાવાળી હર જગાએ ઘુસી જઈ હાથ મારવો જોઇએ. અરે આજના ઝમાનામાં જો તેમ ના કરીએ તો ભૂખ્યા મરી જઇએ તો બી કોઈ ભાવ પુછશે નહિ વગેરે." આવી હલકી ખાસીયતો અને હલકા વિચારો તુરાબમાં હતા જ નહિ એટલે આ વકતે તે થાકેલો પાકેલો અને ભૂખ્યો અને વળી પરદેશી હતો એટલે બીજાઓ કરતાં જમવામાં તેનો વધારે હક હતો તોપણ તેણે ઉપલા તેડું કરવા આવનારા ભાઇ-

ઓના બોલો સાંભળી મન સાથે નક્કી કરી લીધું કે, "એકથી હઝાર વાત થાય પણ આજના જમણમાં વગર તેડાયેં જમવા જવું જ નહી. અરે તેવા જમણમાં જઈ હાથ મારી આવવો તેના કરતાં ભૂખે સૂઈ રહેવું યા તો પોતાની સાથનો સુકો પાકો ખોરાક ખાઇને નિભાવી લેવું એ હઝાર દરજ્જે બહેતર છે." આવો વિચાર કરી પોતાનું મન બહેલાવવા માટે વળી પાછો પોતાની પાસની, એક ઉરદુ ચોપડી કે જે ઇસ્લામના મહાન ખેરખાહ મોલ્વી હાલીની બનાવેલી અબ્યાતોની હતી તે વાંચવા લાગ્યો. જેમાં આવેલા શકવયે હિન્દના એક પછી એક બંધ વાંચતાં વાંચતાં તે આઠમા બંધ સુધી આવી પહોંચ્યો જે તેને કંઇકિ વધારે પસંદ પડવાથી તે ઝોરથી વાંચવા લાગ્યો કેઃ—

ખાકે નેઅમત દીલ હમારા શાદમાં હોતા નથા;
સાથ દસ્તરખાન પર ગર મેહમાં હોતા નથા.
કરતેથે મેહમાં હમારે માહસર પર ઇકિતફા;
તંગ દિલ મેહમાંનસે કોઈ મેઝબાં હોતા નથા.
હમકો ચોહચીથી ખલીલુલ્લાહસેં ખાં ગુશતરી;
ઊંસરત ઓરતંગી મેંભી તય અપનાખાં હોતા નથા.
રખ્તેથે બચ્ચોંકો ભૂકા અપને મેહમાં કે લીયે;
ખર્ચ સે ધર કે સિવા ખાના જહાં હોતા નથા.
થા મુસાફિર કે લીયે એક એક ધરમાં સરા;
હમકો કુછ ગુર્બત મેં ફીકિ આબો નાં હોતા નથા.
મેહમાનો કો થે અપને ધરકી બરકત જાનતે;
ઠેરના મેહમાનકા બર્સોં ગિરાં હોતા નથા.
જાનતે થે હમ કે હૈ ઉસ પર ખુદાના મહેરબાં;
જો કે હમસાયે પે અપના મહેરબાં હોતા નથા.
હમ હરેક આફ્તમેં હમસાયોંકી રેહતેથે સિપિર;
દુશમનો સેં અપને ઊન્કો ખાૈફ જાં હોતા નથા.

ચુપકે ચુપકે હાજતે કરતેથે સબ ઉનકી રવા;
ફકો ફાંકા ઉનકા ખીલકત પર આયાં હોતા નથા.
પેટ ભરલે અપના ઔર હમસાયા ફાકેસે રહે;
ઈન્તેફાકે આગેથે અય હિન્દુસ્તાં હોતા નથા.

તુરાબ ઉપલી કવિતા વાંચવામાં ગુંથાયો હતો તેવામાં ગામના જમતી ભાઈયો મીષ્ટાન ભોજન ઉપર હાથ મારી જમાતખાનામાંથી બહાર નીકળી રહ્યા હતા. જેઓમાંના કોઈ તો પોતાના બચ્ચાંઓને મૂકવા પોતપોતાના ઘર તરફ જઈ રહ્યા હતા જ્યારે બીજા કેટલાકો ગામ બહારની સહેલ કરવા તો કોઇ વળી નદી કિનારે આળોટવા તો કોઇ કબરસ્તાન તરફ લટાર મારવા જઈ રહ્યા હતા. જેઓમાંના થોડાક તો આ 'રાહતેમુમેનીન' પાસેથી બી પસાર થઈ ગયા હતા તો પણ તેઓમાંના કોઇએ 'રાહતેમુમેનીન'માં કોણ છે અને તે શું કરે છે, તેની ઝરા તપાસ કરવાની બી દરકાર કીધી નહોતી. 'રાહતેમુમેનીન'થી ઝરા થોડેક દૂર આવેલ એક મકાન કે જેની પછવાડેની બારી 'રાહતેમુમેનીન'માં પડતી હતી તે મકાનમાં ગામના વાલી મુલ્લા સાહેબ રહેતા હતા. આ મુલ્લા સાહેબ મરહુમ સર આ. પી. ના દરસમાં ચાર પાંચ વરસ રહેલા હોવાથી તેને અરબી ભાષાનું સાધારણ જ્ઞાન હતું એટલું જ નહિ પણ તે સાથે તેવણ આપણી કોમની આંતરીક હાલતથી પૂરતા વાકેફગાર હતા અને વળી ઓછામાં પુરૂં તેવણ સાહેબે સર આ. પી. ના દરસમાંથી નીકળવા બાદ થોડાક વરસ કોમી તાઅલીમખાતામાં નોકરી પણ કરી હતી મગર તેમાં કોમ તરફથી હદ ઉપરાંતની બેકદરી થવાના લીધે લાચાર થઈ તેવણે તે નોકરી મૂકી દીધી હતી અને આ પોતાના ગામમાં નાના પાયા ઉપર દુકાન માંડી પોતાનું ગુજરાન ચલાવતા હતા અને તે સાથે દીની ઉમુરોબી સંભાળતા હતા. તેઓ ગરીબો, યતીમો, લાચારો બિગેરે તરફ પુરતી હમદર્દી ધરાવનારા હતા. આ મુલ્લા સાહેબ બી આ વકત જુમાતખાતામાંથી પરભારા પોતાના ઘરમાં આવી પાછલા

બાગની બારીમાં ઉભા રહી હવા ખાઈ રહ્યા હતા તેવામાં તુરાબના નીચલા બોલો તેવણને કાને પડ્યા કેઃ—

પેટ ભરલે અપના ઓર હમસાયા ફાકેસે રહે;
ઇન્તેફાક આગેથે અબ હિન્દુસ્તાં હોતા નથા.

તુરાબના મર્મ ભેદક ઉપલા બોલો સાંભળવાથી આ મુલ્લા સાહેબ જરા ચમકી ઉઠયા અને મનમાંજ ધારી લીધું કે 'શાહતેમુમેનીન'માં ઉતરેલ મુસાફિર ઘણો હોશીયાર અને ચાલાક લાગે છે અને વળી કદાચ તે આજના જમણથી મહેરૂમ રહેલ હોવો જોઇએ એવો ખ્યાલ કરી તરતજ તેવણે પોતાના છોકરા મારફત તુરાબને પોતાના ઘેર બોલાવ્યો. જહાં અરસપરસમાં સલામુન અલયકુમ થયા પછી તે બેઉના દરમીયાન નીચે મુજબ વાતચીત થઇ.

વાલી મુલ્લા—ભાઈ તમે ક્યાંથી આવો છો? અને ક્યાં જવાના છો?

તુરાબ—સાહેબ, હું ફલાણા ગામથી આવું છું અને ધંધા માટે મુંબઇ યા અમદાવાદ જવાનો છઉં.

વાલી મુલ્લા—શું તમને ઉરદુ અરબી આવડે છે?

તુરાબ—જી ના, હું અમારા ગામના એક કાઝી પાસે ફકત કલામલ્લાહ અને સાધારણ ઉરદુ શીખ્યો છઉં.

વાલી મુલ્લા—ત્યારે હમણાં તો તમે આલા દરજાની ઉરદુ અશઆરો લલકારી રહ્યા હતા તે કેવી રીતે?

તુરાબ—સાહેબ એતો મોલ્વી હાલીની ઉરદુ અબ્યાતોની એક કિતાબ મારી પાસે છે. તે હું ઝરા મન બેહલાવવા વાસ્તે વાંચતો હતો.

વાલી મુલ્લા—ભાઇ મોલ્વી હાલીની અબ્યાતો તો ઘણી અઘરી અને જેવા તેવાને સમજ ન પડે તેવી છે છતાં તમે તે વાંચી ટેસ્ટ ઊડાવો છો તે જોઇ હું ઘણો અજબ થાઉં છું. ભાઇ હવે જરા તમે મને બતાવશો કે તે કવિતા વાંચવાનું તમને કોણે બતાવ્યું?

તુરાબ—સાહેબ અમોને અમારી ઇંગ્રેજી સ્કુલના માસ્તરે કહ્યું હતું કે જો તમારે ઇસ્લામની ચડતી પડતીનો પૂરેપૂરો ચિતાર જોવો હોય તો મોલ્વી હાલીની ઉરદુ કાવ્યો કે જે ઉરદુ ઉપરાંત ગુજરાતીમાં પણ પ્રગટ થએલાં છે તે મંગાવી વાંચજો. આ ઉપરથી મેં દીવાને હાલી, મોશદ્દસ હાલી, વિગેરે મોલ્વી હાલીના ઉરદુ તેમજ ગુજરાતી કાવ્યોનાં પુસ્તકો મંગાવ્યાં છે જે અવાર નવાર હું વાંચવાનો લાભ લઉં છું.

વાલી મુલ્લા—ભાઈ તમે હમણાં જે અશઆર પડતા હતા તે ઝરા ફરીથી પડી સંભળાવો.

તુરાબને અજાણ્યા આદમી પાસે પડવું જરા ભારે લાગતું હતું મગર વાલી મુલ્લાની ઘણી ખેંચ થવાથી તેણે આખરે તે કવિતા પડી સંભળાવી. જે સાંભળી વાલી મુલ્લા બોલી ઉઠયા કે, "ઓહો આતો ઘણી સરસ અશઆર છે પણ આ અશઆર તો બધી અમનેજ લાગુ પડે છે કેમકે તમે અમારા મહેમાન છો અને અમારાથી તમારી કાંઇ પણ મહેમાની થઇ શકી નથી એટલેજ તમે અશઆર પડતા હતા નહિ વારૂં ?"

તુરાબ—નહિ સાહેબ, હું આપનો મેહમાન નથી પણ એક ગરીબ મુસાફિર છઉં એટલે કોઇને બુરૂં લગાડવાની યા કોઇના વિરૂદ્ધ ફર્યાદ કરવાની મારી મકસદ છેજ નહિ. હું તો ફક્ત એ કિતાબ ગમ્મત ખાતર શરૂઆતથી વાંચતાં વાંચતાં આઠમા બંદ સુધી પહોંચી ગયો હતો.

વાલી મુલ્લા—ભાઇ, તમે એક ગરીબ પરદેશી મુસાફિર છો તે વાત ખરી છે પણ તેથી તમે અમારા મહેમાન છો એ વાત કોઇ રીતે રદ થઇ શકતી નથી. ઠીક તમો ભાઇ આજની જમાતમાં જમવા આવ્યા હતા કે નહિ ?

તુરાબ—જી નહિ.

વાલી મુલ્લા—કેમ જમવા નહોતા આવ્યા. શું તમોને 'રાહતેમુમેન'ના નોકરે ઇઝન નહોતું આપ્યું ? અને તેડું કરનારાઓ તમને બોલાવવા નહોતા આવ્યા ?

તુરાબ—મને ઇઝન તો આપેલું હતું પણ બોલાવવા કોઇ આવ્યું નહોતું પરંતુ આપ ખાતરીથી માનજો કે તે માટે મને કાંઇ વધારે ખરાબ લાગ્યું નથી પણ વધારે ખરાબ તો એટલાજ માટે લાગે છે કે આ જ જમણના રિવાજના ભોગે હું પાયમાલ અને તબાહ થઇ ગયો છું જેથી જ્યારે જ્યારે જમણની વાત સાંભળું છું ત્યારે ત્યારે મને મારૂં આગલું દુઃખ સાંભરી આવે છે અને તેથી મારૂં દીલ ભરાઇ આવે છે. આજ કારણના લીધે હું આજે જમવા આવ્યો નહોતો, આમ કરી તુરાબે જમણના રિવાજના ભોગે પોતા ઉપર વિતેલી રામ કહાણી ટુંકમાં કહી સંભળાવી. જે સાંભળી આ મુલ્લા સાહેબખી ઘણાજ દીલગીર થયા અને બોલી ઉઠ્યા કે, ભાઇ જમણના રિવાજના લીધે આપણી કોમમાં હાલમાં ઘણું અંદેર થઈ રહ્યું છે મગર આપણી કમનસીબીના લીધે આપણી કોમનો મોટો ભાગ જમણોનો એટલો બધો હિમાયતી છે કે તેની વિરૂદ્ધ એક શબ્દ પણ બોલવાથી તેઓ હદ ઉપરાંત ઉશ્કેરાઇ જઈ ગોધ્યાટ કરી મૂકે છે એટલે મેં તો એવો ઠરાવ કર્યો છે કે જમણના વિરૂધ બોલવું નહિ પણ તેને બદલે તાલીમની હિમાયત કરવી અને જમણ કરનારાઓ પાસેથી અવાર નવાર તાલીમમાં ખરચવાની માગણી કરવી.

આ ધોરણે કામ લેવાથી ખુદા કરશે તો ભવિષ્યમાં ફાયદો થશે એવી મારી ખાતરી છે. ભાઈ આજ લગભગ બે વરસ થયાં આ ગામની અમાલત મારા હાથમાં આવી છે જે દરમીયાન હું ઉપરના ધોરણ મુજબ કામ લઈ રહ્યો છઉં જેથી વધારે તો નહિ પણ સેંકડે એક બે ટકા જેટલો લાભ થયો છે. એ એટલા ઉપરથી જ જોઇ શકાય છે કે કેટલાક સમજુ ભાઇઓ જમણ કરવા સાથે થોડીઘણી રકમ તાઅલીમ ખાતામાં બી આપે છે. એજ ધોરણ મુજબ આજની નાત કરનારેબી રૂ. ૧૫થી૨૦ તાઅલીમ ખાતામાં આપ્યા છે.” આ પછી બીજી કેટલીક વાતચીત કરી વાલી મુલ્લાએ જમાતખાનામાંથી પીરસું મંગાવી તુરાબને જમાડ્યો અને તે પછી ત્યાંથી રૂખસત કીધો.

"મહેરબાન સાહેબ, આપ નામદાર ગામના આમીલ સાહેબ છો અને તે છતાં મારી જેવા ગરીબ નિરાધાર અને એક પરદેશી નાના છોકરા ઉપર આ પ્રમાણે એહસાન કીધું તેનો ઉપકાર કેવી રીતે વાળવો તે મને સુજતું નથી." તુરાબે જતાં કહ્યું.

"બાઇ નાના મોટા દરેકની ખબર રાખવી એ તો અમારી ખાસ ફરજ છે એટલે એમાં ઉપકાર માનવા જેવું કાંઇ છેજ નહિ. હવે તમે પોતે પોતાને એક નાના અને ગરીબ છોકરા કહો છો પણ ભાઈ 'પુત્ર લક્ષણ પારણે' એ કહેવત મુજબ તમે તમારી લાયકી તથા મોટાઇ પુરવાર કરી આપી છે એટલે તમે નાના નહિ પણ મોટાજ છો." વાલી મુલ્લાએ પોતાની લાયકી બતાવતાં કહ્યું.

આ પછી તુરાબ ત્યાંથી રવાના થઇ 'રાહતેમુમેનીન'માં આવી રાતની રાત સુઈ રહ્યો અને ફજરે વહેલો ઉઠી નમાજ સલાત વગેરેથી પરવારી સ્ટેશનમાં જઇ અમદાવાદની ટીકિટ લઇ ગાડીમાં બેસી ગયો.

થોડીજ વારમાં સીટી કરી આગગાડી રવાના થઇ ગઈ અને એક પછી એક સ્ટેશનો પસાર કરતી તે સડ સડાટ પોતાનો રસ્તો કાપવા લાગી અને આપણો તુરાબઅલી વકત પસાર કરવાના હેતુથી પોતાની સાથેનું એકાદ પુસ્તક કાઢી વાંચવા બેઠો. મગર પેલા બે ગામોમાં જમાતના જમણોમાં બનેલા બનાવો ઉપર તથા ભવિષ્યમાં પોતાનું શું થશે વગેરે બાબતોના વિચારોમાં તેનું મગજ એવું તો ગુંચવાઇ ગયું હતું કે વાંચવાનું કાંઇ ગમ્યું જ નહિ તેથી ચોપડી બાજુ ઉપર મૂકી વિચારમાં ને વિચારમાં ટળવળાટ કરતો તે બે ત્રણ કલાક સુધી બેસી રહ્યો. તેની ગાડી એક જંકશનમાં આવી ઉભી રહી. આ જંકશનમાં બીજી બે ત્રણ ગાડીઓ જોડાતી હોવાથી તુરાબની ગાડી અતરે લગભગ એક કલાક સુધી ખોટી થનાર હતી એટલે તુરાબ ગાડીમાંથી નીચે ઉતરી સ્ટેશનમાં આવેલી હોટલમાં જઇ જરા નાસ્તો કરી આવ્યો અને તે પછી ગાડીમાં દાખીલ થઇ પોતાની જગા

ઉપર બેસી સ્ટેશનમાં ચાલતી ધમાલ જોવા લાગ્યો, તેવામાં તેણે દસબાર જમાતી ભાઇઓને સ્ટેશનમાં દાખીલ થતા જોયા. જેઓમાંના ચાર પાંચ ભાઇઓએ તો તુરાબના ડબામાં દાખીલ થઈ તુરાબની આગળજ બેઠક લીધી.

આ ભાઇઓ ક્યાંથી આવે છે અને ક્યાં જવાના છે વગેરે બાબતો પુછવાનું તુરાબને મન થયું પણ રખેને તેઓ ઉછાછળા અને તોછડા સ્વભાવના હોય અને તેથી જવાબ નહિ આપતાં સામું પોતાનું અપમાન કરે એવી બીકથી તુરાબે ચુપકીદી જ ઇખ્તેયાર કીધી પણ તેવામાં ગાડી રસ્તે પડી એટલે તે આવેલા ભાઇઓમાંના એક જણાએ વાત કરવાની શરૂઆત કીધી કે, "કાસમજીભાઇ કામ તો ઘણું સારૂં બનાવ્યું, જમણોબી સારાં કીધાં અને માણસોબી ઘણા મોટા જથામાં આવ્યાં હતાં એટલે આ દેશતેડું તો દીપી નીકળ્યું." "આમદભાઇ, હું નહોતો કેહતો કે મુંબઇમાં વસે છે અને વળી હાલમાં તો ઉંધું નાખે તોબી સીધું પડે એવી ચડતી દીશા છે એટલે કરશે તો સારૂં જ અને થયું બી તેમજને ?" કાસમજીએ પોતાનો કક્કો ખરો પડ્યો એટલે ખુશાલીમાં ફુલાઇ જઇને કહ્યું.

"ભાઈ આપણા ઘરડાંઓ વાતો કરે છે કે ૩૦ થી ૩૫ વરસની વાત ઉપર ધોરાજીમાં ગલાભાઇ ખાનભાઇવાળાએ મોટું દેશતેડું કીધું હતું અને તે પછી બીજાં બે ત્રણ દેશતેડાં થયાની વાતો આપણે સાંભળીએ છીએ અને તે પછી લાંબી મુદતે આપણા એલ. અબદાભાઇવાલા આ શરફ ખાટી જવાને નસીબદાર થયા છે." ત્રીજા ભાઇ કે જેનું નામ તૈયબઅલી હતું તેણે તડાકો કર્યો.

"હા હા તૈયબઅલીભાઇ તમારૂં કહેવું સત્તર આના ને બે પૈ જેવું છે કેમકે આજના ઝમાનાના લોકો એટલા બધા ખરાબ અને સખ્ત દીલના બની ગયા છે કે સાધારણ દાડોપાણી કરવામાંબી દમ લઇ જાય છે તો પછી "દેશ તેડું" તો કરેજ શાના ?" ચોથા ચાંદજીભાઇએ ચીંગારી મૂકતાં કહ્યું.

"પણ ભાઈ માણુસો કહે છે કે આ એલ. અબદાભાઇની કુંપનીવાળા

તો મુંબઈના સોનેરી ટોળીવાળા લેખાય છે. એટલે કે તેણે કાળાં ધોળાં કરી પૈસો મેળવ્યો છે અને હજી મેળવે છે. જો તે સાચું હોય તો તેવા ધંધા કરી "દેશ તેડું" કરે તેના કરતાં તો ના કરે તે વધારે સારૂં કહેવાય." પાંચમા પીરભાઇએ કંઇક પરહેઝગારીનો ડોળ દેખાડતાં કહ્યું.

"અરે ભાઈ આવી ફોકટની વાતો કરી તે એલ. અબદાભાઇની કંપની-વાળાની બદગોઇ કરવા તૈયાર થઈ ગયા છો પણ તે સાથે એટલો તો ખ્યાલ કરો કે આજના ઝમાનામાં કાળાં ધોળાં તે કોણ નહિ કરતું હોય? હું તો હિંમતથી કહું છું કે સૌ કોઈ કાળાં ધોળાં કરે છે પણ તેમ કરવા સાથે જેઓ પોતાનો હાથ છુટો રાખે છે તેના સઘળા એબો ઢંકાઈ જાય છે કેમકે 'દામ કરે કામ લોંડી કરે સલામ' અને 'ઝર ચાહે સો કર', એ કહેવતો ખરી જ છે." તૈયબઅલીએ તડ ને ફડ જવાબ દીધો.

આપણા તુરાબને આ લોકોની વાતચીતમાં કાંઈ બરાબર સમજણ પડી નહિ એટલે તે વચમાં જ બોલી ઉઠ્યો કે, "મેહરબાન સાહેબો, મને આપની વાતોમાં કાંઈ બરાબર સમજણ પડતી નથી એટલે જો તેમાં કાંઇ અડચણ ના હોય તો મને ઝરા તે સમજાવવાની મહેરબાની કરશો તો ઉપકાર થશેજી." "ભાઈ કાઠીયાવાડમાં આવેલા પેલા ફલાણા ગામના વતની અને મુંબઈ નગરીમાં એલ. અબદાભાઇની કંપનીના નામે ધંધો કરનાર ભાઇના બાવાજીના કારજ ઉપર તેવણે "દેશતેડું" કીધું હતું એટલે અમે સઘળાઓ બી તેમાં ભાગ લેવા ગયા હતા. તેની જ આ વાતો અમે કરીએ છીએ." મઝકુર ભાઇઓમાંના એકે ટુંકમાંજ ખુલાસો કીધો.

"મહેરબાન ભાઇ એ "દેશતેડું" એટલે શું તે ઝરા ખુલાસાથી સમ-જાવશો?" તુરાબે પૂછ્યું.

"કેમ ભાઈ, તમે તો કાઠીયાવાડના રહેવાશી લાગો છો અને છતાં 'દેશ-તેડા'માં કેમ કંઇ સમજતા નથી? શું આપણા કાઠીયાવાડી ભાઇઓમાં મરણ પછવાડે દાડો પાણી કરવાની રસમ ચાલે છે તેની તમને ખબર નથી?" ..લા ભાઇએ સામો સવાલ કીધો.

"મહેરબાન ભાઈ, હું કાઠીયાવાડનો રહેવાશી છઉં એટલે દાડા પાણીની રસમ વિષે તો હું પુરતો માહીતગાર છઉં મગર 'દેશતેડા'નો શબ્દ તો મેં આજે જ સાંભળ્યો એટલે તે વિષે હું કાંઈ જાણુતો નથી." તુરાબે ટુંકામાં જણાવ્યું.

"અરે મારા ભાઈ, દેશ તેડામાં અને દાડા પાણીમાં કાંઈ ઝાઝો ફરક નથી બલ્કે ખરૂં પુછાવો તો 'દેશ તેડું' તે મોટામાં મોટો દાડો છે કેમકે દાડા-પાણીમાં ફક્ત સગાં વહાલાઓ અને ઓળખાણ પીછાણવાળાઓને મેલાઓ (કાગળો) લખી બોલાવવામાં આવે છે. જ્યારે દેશ તેડામાં તો ગામે ગામના સઘળા જમાતી ભાઇઓને નોતરવામાં આવે છે અને ઉંચામાં ઉંચા તરેહવાર જાતનાં જમણો જમાડવામાં આવે છે તે 'દેશ તેડું' કહેવાય છે." પેલા ભાઇએ સમજણ પાડતાં કહ્યું.

"વાહ સાહેબ, આ દેશ તેડામાં કુલ્લે કેટલાં માણસો આવ્યાં હતાં ? અને કેટલા ટંક જમણ આપવામાં આવ્યું હતું ? અને તેમાં કુલ કેટલું ખરચ થયું હશે ?" તુરાબે વધુ જાણવાના ઇરાદાથી પૂછ્યું.

"ભાઈ, દેશતેડામાં પધારવા માટેના કાગળો તો આખા કાઠીયાવાડનાં તમામ ગામો અને શહેરોમાં લખવામાં આવ્યા હતા પરંતુ આજ કાલ ઝમા-નાની હવા એટલી બધી બગડી ગઇ છે કે આપણા કોમી બીરાદરોમાંના ઘણાખરાઓ દાડાપાણીમાં અને એવાં બીજાં કોમી ખેરખાહીના કામોમાં ભાગ લેવાની નફરત બતાવે છે તોપણ ખુદાના હઝારો શુકરાના કે આ દેશ-તેડામાં ચારસોથી ચારસો પચાસ ભાઇઓએ હાજરી આપી હતી અને સઘ-ળાંઓને સાત ટંક એટલે કે ત્રણ દિવસ સુધી ભાતભાતની મીઠાઇનું જમણ આપવામાં આવ્યું હતું અને તે ઉપરાંત મરનારની એક પૈસાપાત્ર દીકરી તરફથી સઘળા મેહમાનોને અને નાતને જમણ આપવામાં આવ્યું હતું તે તો જુદું જ અને તે જ પ્રમાણે મઝકુર એલ. અબદાભાઈની કંપની તરફથી ગામની જમાતને પણ મેહમાનોની સાથે નોતરવામાં આવી હતી એટલું જ કાંઈ બસ નથી પણ દેશતેડાના છેલ્લા દિવસે તો મઝ-

ફુર કંપનીવાળાએ આમના હિંદુ મુસલમાનોને પણ સીધાં આપી ખાણું આપ્યું હતું. મતલબ કે આ દેશતેડાની હિંદુ, મુસલમાનો વગેરે ગેરકોમવાળાઓથી બહુ તારીફ કરે છે તો પછી આપણાવાળા તેનાં વખાણ કરે તેમાં નવાઇ શું? અને આવા મહાન કારજમાં ઘણું કરીને નવ દસ હઝાર રૂપીયાનો ખરચ થયો હશેજ એવું અમારૂં માનવું છે." પેલાએ બડાઇ હાંકતાં કહ્યું. "દાડાપાણીના બહાને દેશતેડું કરી ફક્ત બે ત્રણ દિવસની વાહવાહી મેળવવા ખાતીર લગભગ નવથી દસ હજાર રૂપીયાનો ધુમાડો કરી નાખ્યો એ વાત જાણવાથી તુરાબના જીગરમાં એક આંચકો લાગ્યો અને તેથી તેનો આખો ચહેરો દીલગીરીમાં ગર્ક થઇ ગયો તો પણ તેણે પોતાની દીલગીરીને જેમ તેમ કરી દબાવી રાખી પેલાઓને પુછ્યું કે, "મહેરબાન સાહેબો, મઝકુર એલ. અબદાભાઇવાળાએ દાડાપાણીના બહાને દેશતેડું કરી નવથી દસ હઝાર રૂપીયાનો જમણો પાછળ ખરચ કરી નાખ્યો છે ત્યારે મારી ખાતરી છે કે તેવણ શેઠોએ કોમી તાઅલીમ ખાતામાં તેમજ એવાં બીજાં કોમી ખેરખાહીના ખાતામાં હઝારો નહિ પણ લાખો રૂપીયા આપ્યા હશે જ. નહિ વારૂ?"

"અરે ભાઇ, તમે આ શું લવારો કરો છો? અરે દાડાપાણી અને દેશતેડા સાથે કોમી તાઅલીમખાતાને તે શું લાગેવળગે કે તેવા કારજોના ઢાંકણાં ઉપર લાખો રૂપીયા ખરચે?" મઝકુર ભાઇઓમાંના એક ભાઇ કે જે જમણોનો ચુસ્ત હિમાયતી અને ખાધરા તરીકે મશહુર હતો તેણે તડફડાટ કરવા સાથે પૂછ્યું. આ વકતે આપણો ટળવળતો તુરાબ પોતા તરફથી કંઇક બોલવા જતો હતો પણ તેવામાં પેલા જનતી ભાઇઓને ઉતરવાનું સ્ટેશન આવી પહોંચ્યું એટલે તેઓ પોતપોતાના ગાંસડા પોટલાં લઇ સલામુન અલૈકુમ કહી આગગાડીના ડબામાંથી ઉતરી પોતાના ગામ તરફ રવાના થઇ ગયા અને તુરાબની ગાડીએ આગળ ચાલવા માંડયું. આ વકતે વળી તુરાબ અકીલો પડ્યો એટલે તેના દિલમાં તરેહવાર જાતના વિચારો આવવા

લાગ્યા કે, "અરેરે જે. કોમમાં આ પ્રમાણે ઉડાઉ ખર્ચ કરનાર શેઠીયાઓ અને તેની તારીફ કરી ઉત્તેજન આપનારા ખાઘરાઓ વસ્તા હોય તે કોમમાં જમણના ઝાલિમ રિવાજે જડ ઘાલી બેસે તેમાં કાંઈ નવાઈ નથી." આવા અનેક વિચારોમાં તેનું મન ભમવા લાગ્યું અને આખરે રાતના નવે દશ વાગ્યાનો અમલ થઇ જવાથી તે નિદ્રાદેવીને આધીન થયો. મગર અફસોસ તેમાં બી તે બાપડાની આંખ ઝરાતરા લાગતી ના લાગતી તેવામાં તો તે બિચારો ઝબક દઇને જાગી ઉઠતો હતો કેમકે તેને બાપડાને ઉંઘમાં પણ જમણના અને નાતનાજ દેખાવો નઝરે પડતા હતા. આવીજ હાલતમાં પાંચ સાત કલાક પસાર થઈ ગયા તેવામાં અમદાવાદનું સ્ટેશન આવી પહોંચ્યું એટલે તુરાબ પોતાના સાથનું કપડાનું નાનું પોટલું લઈ ગાડીમાંથી ઉતરી સ્ટેશનની બહાર આવી એક જગ્યાએ ઉભો રહ્યો અને ક્યાં જવું તેનો વિચાર કરવા લાગ્યો.

——:०:——

## પ્રકરણ ૧૪ સું.

### તુરાબ અમદાવાદમાં.

તુરાબ અમદાવાદનો બીલકુલ અજાણ્યો હોવાથી ક્યાં જવું તેનો વિચાર કરે છે તેવામાં તેના ગામની નિશાળના માસ્તર પ્રભાશંકરનો મોહનલાલ નામનો દીકરો કે જે નાનપણમાં તુરાબની સાથે ગુજરાતી શીખતો હતો તે ત્યાં અચાનક આવી પહોંચ્યો અને તુરાબની સાથે હાથ મીલાવી બોલ્યો કે, "ઓહો તુરાબભાઇ, તમો અહીંયાં કયાંથી? કેમ છો? તો ખુશીમાંને?"

"હા મોહનલાલભાઇ આજ ચાર પાંચ વરસની લાંબી મુદત પછી તમારી મુલાકાત થઈ તેથી મને ઘણી ખુશી થઈ છે. વારૂ તમે કેમ છો? અને પરમ પૂજ્ય મારા ગુરૂજી તે આપના પિતાજી સાહેબ ક્યાં છે? અને તેવણ સાહેબ કેમ છે?" તુરાબે સામા ખબર અંતર પૂછતાં જણાવ્યું.

"ઈશ્વર કૃપાથી તેમજ તમારી જેવા અનેક માયાળુ મિત્રોની મહેરબાની અને મીઠી નજરના લીધે હું તેમજ મારૂં કુટુંબ ખુશી મજામાં છીએ અને મારા પરમપૂજ્ય પિતાજી તો કાઠીયાવાડમાં આવેલા પેલા કોડીનાર ગામની ગુજરાતી સ્કુલના હેડમાસ્તરના માનવંતા ઓહદા ઉપર છે. તેવણુ સાહેબની કુશળતાનો કાગળ ગઈ કાલેજ આવ્યો છે." મોહનલાલે મીઠાશથી કહ્યું.

"વારૂ મોહનલાલભાઈ, તમારા પરમ પૂજ્ય પિતાજી સાહેબ કોડીનારમાં છે ત્યારે તમે શું અતરે કોઈ નોકરી ચાકરી ઉપર છો?" તુરાબે પૂછ્યું.

"જી ના, હું અતરે કોઈ નોકરી ઉપર નથી પણ હું તો હાલ બે વરસ થયાં અતરેની પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કરૂં છું અને તેમાં જો હું આ વરસે પાસ થઇશ તો મને સીનીયરની ડીગ્રી મળશે અને સીનીયર થનારને કેવો સારો ચાન્સ મળે છે તે તમો ભાઈ જાણુતા હશોજ." મોહનલાલે ટુંકમાંજ જવાબ આપી પતાવ્યું. "આપણે જ્યારે ગુજરાતીચોથી ચોપડી ભણુતા હતા ત્યારે આપણુને પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ વિષે કેટલીક હકીકત કહેવામાં આવી હતી અને તે બાદ મેં 'ગુજરાત શાળાપત્ર' અને 'બુદ્ધિ પ્રકાશ'ની જુની ફાઇલોમાં બી તે વિષે કેટલીક હકીકત વાંચી છે." તુરાબે પણ પેલાને અનુમોદન આપતાં કહ્યું. "તુરાબભાઈ, તમે આમ ક્યાં સુધી જવાના છો? મોહનલાલે તુરાબની હાલત તથા તેનો વિચાર જાણુવાના ઇરાદાથી પૂછ્યું."

"મોહનલાલભાઈ, મારો વિચાર તો હજી ઇંગ્રેજી અભ્યાસમાં આગળ વધવાનો હતો પણ સઘળા સંજોગો એવા બની ગયા છે કે લાચાર થઈને તે મૂકી દેવો પડ્યો છે અને હવે કોઈ અતરે સારી નોકરી મળે તો તેમાં ગોઠવાઈ જવાનો મારો વિચાર છે અને નહિ તો પછી મુંબઈ જવું પડશે." તુરાબે પોતાનો વિચાર ટુંકમાંજ જણાવ્યો. "તુરાબભાઈ અતરે તમારી ગ્નાતીવાળા ઘણા પૈસાપાત્ર બલ્કે માલેતુજાર વેપારીઓ વસે છે તેથી મારી ખાતરી

છે કે તમો ભાઇને કોઈ સારી નોકરી અતરે મળી જશેજ અને તેમ છતાં તમે કદાચ તેમાં નિષ્ફળ નીવડશો તો હું પોતે મારાથી થઈ શકતી દરેક મદદ મોટી ખુશીથી કરીશ, હાલ તુરત તમો ભાઈ કયાં ઉતરશો?" મોહનલાલે સારી આશા આપવા સાથે પૂછયું. "અતરે કોઈ મારા સગાં સંબંધીઓ યા ઓળખાણુ પીછાણુ વાળાઓ છે નહિ એટલે હાલ તુરત તો અમારા હઝીરામાંજ ઉતરવાનો મારો વિચાર છે." તુરાબે ટુંકમાં જણાવ્યું.

"ઠીક ભાઈ ઠીક, મેં પણુ સાંભળ્યું છે કે તમારા લોકો માટે હઝીરામાં ઉતરવાની ઘણી સારી સગવડતા છે તો પણુ જો તમો ભાઇને કાંઈ અડચણુ ના આવતી હોય તો મહેરબાની કરી અમારી કોલેજમાં પધારશો તો હું ઘણોજ ખુશી થઇશ. તુરાબ ભાઈ, હું જો કે કોલેજના બોરડીંગમાં બોરડર છઉં તો પણુ અમારી કોલેજના પ્રીન્સીપલ એટલા બધા ભલા અને લાયક છે કે જો બોરડરોના સગાં વહાલાં તેમજ ઓળખાણુ પીછાણુ વાળાઓ મહેમાન થઈ આવે છે તો તે માટે પુરતી સગવડતા કરી આપવાની તેવણુ સાહેબ મહેરબાની કરે છે માટે મારી તો એવીજ માગણી છે કે તમો ભાઇ અમારી કોલેજમાંજ પધારો." મોહનલાલે લાયકી ભરી માગણી કરતાં જણાવ્યું.

"મોહનલાલભાઈ, તમારી આવી ભલી લાગણી માટે હું અંતઃકરણ પુર્વક ઉપકાર માનું છું અને તે સાથે માગી લઉં છું કે ઉતરવાનું તો હઝીરામાંજ ઠીક પડશે કેમકે અમારી કોમ માટે આવી મોટી ધર્મશાળા હોય અને તે છતાં તમોને તસ્દી આપવી તે કોઈ રીતે વાજબી કહેવાય નહિ. વળી હઝીરામાં ઉતારો કરવાથી મોટામાં મોટો લાભ તો તે થવાનો છે કે અમારા આગલા મહાન પીરોની કબરોએ પગે લાગવાનું પૂન્ય હાસીલ થશે માટે ઉતારો તો હઝીરામાંજ કરીશ." તુરાબે રીતસરની દલીલ કરતાં કહ્યું.

"ભલે ભાઇ ભલે, તમારી તેવીજ મરઝી છે તો હું વચ્ચે પડવા માગતો નથી પણુ મહેરબાન ભાઈ આવતી કાલે સવારના હું તમો ભાઇને તેડવા માટે હઝીરામાં આવીશ અને ત્યાંથી આપણે બેઉ અતરેની જોવા

લાયક જગ્યાઓ જોવા તેમજ ફરવા જઇશું કેમકે હાલ ચાર પાંચ દિવસ સુધી અમારી કોલેજમાં રજા છે." મોહનલાલે જતાં જતાં કહ્યું.

"ના ભાઇ ના, આવતી કાલે તમારે તસ્દી લેવાની ઝરૂરત નથી, ખુદાનો હુકમ તો હુંજ તમારી કોલેજમાં આવીશ." તુરાબે વિવેક બતાવતાં કહ્યું. આ મુજબ બંને મિત્રોના દરમીયાન હેત મોહબ્બતની બીજી કેટલીક વાતચીત થઈ અને પછી તેઓ છુટા પડ્યા એટલે મોહનલાલે કોલેજ તરફનો અને આપણા તુરાબે હઝીરા તરફનો (કુતુબી મઝાર) રસ્તો લીધો અને થોડીજ વારમાં તે હઝીરામાં આવી પહોંચ્યો. આ વકતે કુતુબી મઝારની બાહેર આવેલી આપણા એક જમતીભાઇની હોટેલ આગળ કેટલાક ભાઇઓ ઉભા ઉભા વાતોના ગપાટા મારી રહ્યા હતા ત્યાં આવી તુરાબે અસ્સલામો અલયકુમ કહી મુસાફર ખાનાનો મેનેજર કોણ છે અને ક્યાં રહે છે તેની પૂછ પરછ કરી મગર અફસોસ મેનેજર સાહેબતો તુરાબને દૂરથી જોતાંજ પોબારા માપી ગયા હતા કેમકે કોઈ ચિકાશદાર તથા ચરબીદાર મહેમાનો આવે તો તેની સરભરા કરવી પણ કોઈ ગરીબ મુફલીસ યા સાધારણ સ્થિતી વાળા ભાઇઓ આવે તો તેને બીલકુલ કોઠું આપવું નહિ એ તેની આદતમાંજ લખાએલું હતું. આમ હોવાથી બિચારા તુરાબની હદ ઉપરાંતની નમનતાઈ તથા કાકલુદી ભરી લાગણીઓ થઈ તો પણ તે નેકનામ મેનેજર સાહેબનો પતો મળ્યોજ નહિ, અને તેજ પ્રમાણે તે બિચારો ઉતરવા માટે એક હલકામાં હલકી જગાબી મેળવી શક્યોજ નહિ. કાઝયુ હાજાત મોકદદસ સૈયદના વમૌલાના કુતુબુદ્દીન સાહેબ તેમજ આપ નામદારના જેવારમાં સુતેલા બીજા આપણા મહાન બુઝોર્ગ સાહેબોના મઝીરો કે જે હકીકતમાં જોતાં રહમતના દરબારોજ કહેવાય છે એટલે ત્યાં બાંધેલાં મુસાફિરખાનામાં અમીર, ફકીર, તવંગર, ગરીબ, સુખી, દુઃખી એમ દરેકને ઉતરવાનો અને જગા મેળવવાનો એક સરખો હક છે છતાં તેવી પવિત્ર જગામાંબી પોતાનો ક્યાંએ થાક લાગ્યો નહિ તેથી બિચારા આપણા ટળવળતા તુરાબને એટલું

બધું ભારે લાગ્યું કે તેની આંખમાંથી દડદડ આંસુઓ સરી પડયાં. આખરે હવે કયાં જવું અને શું કરવું તેનો વિચાર તે કરતો. તે બિચારો એક તરફ જઇ છાનો માનો ગાંડાની જેમ ઉભો રહી મનમાંજ બડબડવા લાગ્યો કે, 'અરેરે આપણી કોમમાં તો હવે હર જગાએ સો મણુ તેલે અંધારૂંજ થઈ રહ્યું છે. કેમકે મારી જેવા ગરીબ અને નિરાધારનો કોઇ જગાએ ધડો થતોજ નથી, જ્યારે ગમે તેવા એબીયલ પણુ પૈસાવાળા ઝાહેરી ભપકો સપકો રાખનારા ભાઇઓ ઉપર સૌ કોઇ જેમ ઝીપલાય છે. આ બાબતોનો પૂરેપૂરો અનુભવ તો મને મારા પોતાના ગામમાં તેમજ આ મુસાફરી દરમીયાન બી ઠેકાણે ઠેકાણે થયો છે છતાં તે ઉપરથી કાંઈ પણુ નસીહત નહિ ઇખ્તેયાર કરતાં અતરે ઉતારો લેવાનો વિચાર કીધો તે મોટામાં મોટી ભૂલજ કીધી છે પણુ ખેર હજી બી મોહનલાલની કોલેજમાં જઇશું તો તે ભલો મિત્ર આપણા ઉતારાની જગા કરી આપવા વિના રહેશેજ નહિ.' આવો વિચાર કરીને તે બાપડો ગામ તરફ જવાને તૈયાર થયો પણુ તેવામાં તેનાજ ગામના એક હસનભાઇ નામના ભાઇ કે જે પોતાના કુટુંબ સહિત લગભગ એક માસ થયા ઝીયારત કરવા પોતાના ઘેરથી નીકળ્યા હતા તે સામેથી આવતા જણાયા. જેણે તુરાબની પાસે આવી હાથ મીલાવી "ક્યારે આવ્યા અને કયાં જાઓ છો?" વગેરે બાબતના સમાચાર પૂછવા માંડ્યા.

"ઓહો હસનભાઇ, આવો આવો. તમે અહીંયા કયાંથી? ભાઈ તમને જોઈ હું ઘણોજ ખુશી થયો છઉં. જુઓને હું તો હમણાની ગાડીમાંજ આવ્યો છઉં અને અતરે ઉતરવા માટે મારા જેવા ગરીબનો કોઇ જગાએ ધડો થતો નથી તેથી ગામમાં જાઉં છું. કેમકે ગામમાં આવેલી પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજમાં આપણા ગામમાં પેલા અમારા માઝી મહેતાજી પ્રભાશંકરનો દીકરો મોહનલાલ ભણે છે. મઝકુર મોહનલાલથી મારે નાનપણની મિત્રાચારી છે એટલે તે કંઇક ઉતારાની સગવડતા કરી આપશે એવી આશાએ ત્યાં જાઉં છું." તુરાબે પોતાની મુંજવણુ જણાવતાં કહ્યું.

"તુરાબભાઇ મોહનલાલ તો એક હિંદુ છે અને હિંદુને ત્યાં ઉતરવામાં આપણુને તેમજ તેને બીલકુલ સગવડતા પડશેજ નહિ માટે મારી સાથે મારી કોટડીમાં ચાલો. ત્યાં હું તમારી સગવડતા કરી આપીશ કેમકે પર-વરદિગારના ફઝલો કરમથી હું બે કોટડી મેળવવાને ભાગ્યશાળી થયો છઉં. એક કોટડીમાં તો મારા બાલબચ્ચાં રહેશે અને એક કોટડીમાં આપણે મરદો નિભાવ કરી લેશું. ભાઈ સફરમાં તો થોડી ઘણી અગવડતા ભોગવી લેવી જોઇએ." પેલાએ ઉદાર દીલે કહ્યું.

આથી તુરાબે ઘટતા શબ્દોમાં તે ભાઇનો ઉપકાર માન્યો અને તે પછી તેની સાથે ગયો. એટલે તે ભાઇએ પોતાની એક કોટડીમાં તુરાબને જગ્યા કરી આપી.

"ભાઈ હસનભાઈ થોડાક દિવસની વાત ઉપર મેં આપણા રાજ-કોટવાળા ચોપાન્યામાં કુતુબી સરામાં અંધાધુંધી ચાલે છે એવી ફરીયાદ વાંચી હતી જે ખરી હોય તેમ હું માનતો નહતો મગર આજના અમારા ઝાતી અનુભવ ઉપરથી તો ખાતરી થાય છે કે જે ફરીયાદ વાંચવામાં આવી હતી તે બીલકુલ ખરીજ હોવી જોઇએ એટલુંજ નહિ પણ હું તો આગળ વધીને કહીશ કે જે ફરીયાદ બહાર આવી હતી તે કરતાં બી ઘણું વધારે અંધારૂં અતરે જણાય છે." તુરાબે છુટકારાનો દમ ખેંચતાં કહ્યું.

"અરે તુરાબભાઈ અતરેજ અંધારૂં ચાલે છે એમજ નથી, પણ મને હમણાજ જે તાજો અનુભવ મળ્યો છે તે ઉપરથી તો સાફ જણાય છે કે હિન્દમાં જ્યાં જ્યાં આપણા અવલીયા અલ્લાહોના મઝાર શરીફો છે ત્યાં સઘળે ઠેકાણે વધતા યા ઓછા પ્રમાણમાં અંધાધુંધી ચાલે છે. અરેરે મુંબઈ તેમજ બીજા દેશાવરોના શ્રીમંતોએ સેંકડો બલ્કે હજારે રૂપીયા ખરચી હર જગ્યાએ કોમી બિરાદરોના ઉતારો માટે આલીશાન મકાનો બંધાવ્યાં છે મગર દેખરેખ રાખનારાઓની ખામીના લીધે કોમને

જેવો જોઇએ તેવો લાભ મળી શકતો નથી એ ઘણીજ દીલગીરીની વાત છે." હસનભાઇએ અતિશય દીલગીર થઇ જણાવ્યું.

આ પછી તુરાબ તથા આ હસનભાઈ વચ્ચે સુખદુ:ખની બીજી કેટલીક વાતચીતો થઈ અને તે પછી તુરાબ હસનભાઇની રઝા લઇ મસ્જીદનાં અંગોળીયામાં જઈ નાહી, ધોઇ કપડાં બદલાવી સઘળા અવલીયા અલ્લાહોની ઝીયારત કરવા માટે તે નીકળી પડયો, જ્યાં તે એકે એક અવલીયાની કબરને બેહદ તાઝીમત કરીમ સાથે બોસા દેતો હતો અને તે સાથે તેઓના હકમાં અલ્હમ્મદ, કુલહોવલ્લાહ અને યાસીન વગેરે સુરતો પડવા સાથે તે દરેક મહાન સાહેબોના મહાન કામોને યાદ કરી તે પોતાના મનમાં મઝકુર સાહેબોના હકમાં હઝારો ભલી દોઆઓ ગુઝારતો હતો, અને તે સાથે તે સાહેબોની તાઅરીફમાં સૈયદી વમૌલાઇ સાદેકઅલી સાહેબના નીચેના બોલો વારંવાર લલકારતે હતો કે:-

છે અવલીયાવો અહમદાબાદીનું બસ કમાલ;
કરબલના બેકસોના બરાબર છે ખસ્ત હાલલા.
સચ્ચેમાવો જાએફરી સેહનતમા એહતેમાલ;
જે એથી થઇ સકું છે તે બીજાથી છે મહાલ.
હમશાનથા વોકુરી દુજરની જે શાનમા;
ચાખ્યા સરવચે મોત અજબ ઇમ્તેહાનમા.

આ પ્રમાણે તુરાબે સરસપુરના અને તેની સામે આવેલા બીબીપૂરના કબરસ્તાનમાં સૂતેલા સઘળા અવલીયાઓની ઝીયારત કરી લીધી અને તે બાદ કોટડીમાં આવી બપોરના જમણથી તથા નમાઝ સલાતથી ફારીગ થઈ વળી પાછા બપોરના ટાઇમમાં અમદાવાદમાં જુદી જુદી જગ્યા ઉપર સૂતેલા આપણા અવલીયાઓની ઝીયારત કરવા માટે તે નીકળી પડ્યો એટલે કે તુરાબનો આ પેલો દિવસ તો ઝીયારત કરવામાં પસાર થઈ ગયો.

બીજે દિવસે સવારમાં ચા નાસ્તાથી પરવારી તુરાબ પોતાના હિન્દુ

મિત્ર મોહનલાલ પાસે જવા માટે તૈયારી કરવા લાગ્યો, મગર તેવામાં ખુદ મોહનલાલ પોતે પૂછતો પૂછતો તુરાબ પાસે હઝીરામાં આવી પહોંચ્યો અને બોલ્યો, "કાં તુરાબભાઈ, નાસ્તો બાસ્તો કરીને નવરા થઈ ગયા છો ને?" "જી હા, હું તૈયાર થઈ તમારી તરફ આવવાની તૈયારીમાં હતો ત્યાં તો તમો ભાઈ અતરે આવી પહોંચ્યા એ ઠીકજ થયું કેમકે હું અમદાવાદનો તદ્દન અજાણ્યો છઉં." તુરાબે કહ્યું.

આ પછી મોહનલાલે ઘોડાગાડી ભાડે કરી બંને મિત્રો તેમાં બેસી અમદાવાદની જોવા લાયક જગ્યાઓ જોવા માટે નીકળી પડ્યા. આ બંને મિત્રો લગભગ સરખી ઉમરના અને કંઇક સરખીજ પ્રકૃતી (તબીયત) ના હોવાથી તેઓએ અમદાવાદની મશ્હુર અને જોવા લાયક એકે એક જગ્યાની મુલાકાત લીધી અને તે દરેક ઠેકાણેથી આપણા તુરાબે તો બારીકમાં બારીક વિગતો મેળવી પોતાની નાનકડી નોંધ બુકમાં ઉતારી લીધી.

આ પ્રમાણે ફરતા ફરતા અને નોંધ લેતા લેતા તેઓ બંને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફીસમાં આવી પહોંચ્યા જ્યાં મી૦ મોહનલાલે આપણા તુરાબને સોસાઇટીના હોલમાં ટાંગેલી મોટા માણસોની છબીઓ વિગેરે બતાવી અને તે પછી સોસાઇટીના સેક્રેટરીથી ઓળખાણ કરાવી એટલે તુરાબે સોસાઇટીના મઝકુર સેક્રેટરી સાહેબને જુદા જુદા સવાલો પૂછી સોસાઇટીના મેમ્બરોની, સોસાઇટીની ઉપજની, સોસાઇટી હસ્તકના ચાલુ ફંડોની તથા સેસાઇટી શું શું કામો કરે છે તેની માહીતી મેળવી લીધી અને તે બાદ પૂછ્યું કે, "સાહેબ અમારી કોમનો કોઈ ગૃહસ્થ સોસાઇટીનો મેમ્બર છે યા નહિ? અને તેજ મુજબ અમારી કોમના કોઈ શ્રીમંત તરફથી અમારી કોમના વિધાર્થીઓને સ્કોલરશીપ આપવાની કોઈ વ્યવસ્થા સોસાઇટી હસ્તક ચાલે છે યા નહિ?"

"ભાઈ ઘણીજ દીલગીરીથી તમારા સવાલોના જવાબો મારે નકારમાં આપવા પડે છે. અરે ભાઈ, તમારા જ્ઞાતીબંધુઓ સોસાઇટીના મેમ્બરો થવું

તે તો એક તરફ રહ્યું પણ ઘણુા જ અફસોસ સાથે મારે કહેવું પડે છે કે તમારા કોમી બિરાદરોમાંના કોઈ એક પણ અમારી સોસાઇટી શું છે અને તે શું શું કામો કરે છે તે જાણવાની પણ દરકાર કરતા નથી અને તેજ પ્રમાણે તમારી કોમના તમામ શ્રીમંતો સ્કોલરશીપ શું છે તે બી જાણતા હોય તેવું જણાતું નથી તો પછી તે પોતાની કોમના બાળકોને સ્કોલરશીપ આપવાનું તો સમજેજ ક્યાંથી? તુરાબભાઈ, તમારી વોહરા કોમ કે જે એક વેપારી અને સાહસીક કોમ ગણાય છે છતાં તે આવા જાગૃતીના જમાનામાં કેળવણી તરફ આટલો બધો અભાવ અને બેદરકારી કેમ બતાવે છે તે અમારાથી સમજી શકાતું નથી." સેક્રેટરીએ અફસોસ કરતાં કહ્યું.

"મહેરબાન સેક્રેટરી સાહેબ એક ઝમાન એવો હતો કે અમારી કોમ શીખવા શીખવવામાં ખૂબ મશ્ગુલ હતી. તે એટલે સુધી કે તે વકતના અમારા આચાર્યો (ધર્મગુરૂઓ) પોતાના હાથ નીચેના વિદ્યાર્થીઓ જલ્દીથી શીખીને તૈયાર થઈ આગળ વધી જાય એવા હેતુથી મોટી મોટી માનતાઓ માનતા હતા અને તે જ પ્રમાણે તે વકતના અમારી કોમના શીખનારાઓ બી પોતાના કામમાં એટલા બધા ગુંથાઈ રહેતા કે તેઓ પોતાના લેસનો યાદ કરવા માટે ભૂખ દુઃખની મુસીબતો ભોગવવા સાથે રાતોના ઉજાગરાઓ કરવાને બી ચુકતા નહિ; અને આવી સખ્ત કોશીષના પ્રતાપે જ આગલા ઝમાનામાં અમારી નાનકડી કોમમાં અમારી ધાર્મીક અરબી ભાષાના મહાન આલમાઓ (વિદ્વાનો) ઠેકાણે ઠેકાણે નજરે પડતા જ્યારે આજકાલ આવા જાગૃતીના ઝમાનામાં જ અમારી કોમ એકદમ પાછળ રહેવા લાગી છે." તુરાબે ગળગળે સાદે કહ્યું.

"ભાઈ તુરાબ, તમારી ઉમર જોકે નાની છે તો પણ તમારી વાતચીત ઉપરથી સમજાય છે કે તમે તમારી કોમને લગતો કંઇક ઉંડો અભ્યાસ કર્યો છે એટલા જ માટે હું પુછવાની તક લઉં છું કે હિંદની ભાઇબંધ બીજી કોમોની સાથે વસવા છતાં અને બીજી કોમની જાગૃતી અને ચળવળ જોવા

છતાં તમારી કામ ઉપર તેની કાંઈ અસર થતી હોય તેવું જણાતું નથી તેનું કારણુ તમારા નઝદીક શું છે તે ઝરા જણાવશો ?"

સેક્રેટરીએ તુરાબનો અનુભવ કેટલો ઉંડો છે તે જાણવાના હેતુથી પૂછ્યું.

"મહેરબાન સેક્રેટરી સાહેબ, મારા અલ્પ જ્ઞાનના લીધે આપના આ સવાલનો જવાબ હું ખુલાસાવાર આપી શકું તેમ નથી તોપણુ હું જે જાણું છું તે ઉપરથી કહી શકું છું કે 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ કહેવત મુજબ જ્યારે કોઈ પણુ કોમ યા દેશની પડતી આવે છે ત્યારે તેના શ્રીમંતો, આગેવાનો અને રેહબરો (આચાર્યો) વગેરે આપ મતલબી તથા ટુંકી નઝરના થઈ જાય છે. જગતની દરેક કોમોના ઇતિહાસ ઉપરથી આપણે આ બાબત સાફ સાફ સમજી શકીએ છીએ. અમારી કોમનો બી આજ કાલ ઉપર જણાવ્યા જેવો જ મામલો થઈ રહ્યો છે જેથી અમારા રહબરો (આચાર્યો)નો મોટો ભાગ લાલચુ અને દુન્યા ઉપર પડાપડી કરનારો થઈ ગયો છે અને તે જ પ્રમાણે અમારા શ્રીમંતો તથા આગેવાનોમાંના ઘણુાખરાઓ ઉડાઉપણુામાં અને ખોટી મોટાઈ ઉપર ધમ પછાડા કરવામાં ચકચુર થઈ ગયા છે. આવાં કારણોને લીધે અમારી કોમ હિન્દની બાઇબંધ બીજી કોમો કરતાં પાછળ રહી જાય તેમાં નવાઈ શું ? તોપણુ ખુશી થવાની વાત છે કે નામદાર બ્રીટીશ સરકારની ઉદાર રાજ્ય નીતીના લીધે તેમ જ બીજી કોમોની હીલચાલને લીધે અમારી કોમમાં પણુ હવે કંઇક ચેતન આવવા લાગ્યું છે. એ એટલા ઉપરથી જ સાબીત થાય છે કે હાલમાં અમારી કોમમાં ત્રણુ ચાર ચોપાનીયાઓ ચાલી રહ્યાં છે અને વળી બીજા કેટલાક લેખકો બી હસ્તીમાં આવી ગયા છે, જેઓ અમારી કોમને લગતા જુદા જુદા સવાલો હાથ ધરી કોમને જાગૃત કરવાની મહાન કોશીશો કરી રહ્યા છે, જેથી થોડાક સમય બાદ અમારી કોમ જાગૃત થઈ જશે જ એવું ઘણુા સાહેબોનું ધારવું છે." તુરાબે કંઇક આશાવંત ઉગારે જણાવ્યું.

આ પ્રમાણે કેટલીક વાતચીત કરવા પછી તુરાબ તથા મોહનલાલ

સોસાયટીના સેક્રેટરી સાહેબની રજા લઈ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજમાં આવી પહોંચ્યા. જ્યાં આવવા પછી મોહનલાલે આપણા તુરાબને કોલેજના કલાસ રૂમો, કસરતશાળા, ડ્રોઇંગશાળા તથા બોરડરોને રહેવાની જગ્યા વગેરે સઘળું બતાવ્યું અને તે સાથે કોલેજના કેટલાક બોરડરો તથા ખૂદ પ્રીન્સીપલ સાહેબની પણ મુલાકાત કરાવી, જેથી તુરાબે તેઓ આગળથી પણ ઝરૂરી માહીતી મેળવી પોતાની નોંધપોથીમાં ઉતારી લીધી. અને તે પછી મોહનલાલના ફળફળાદી એટલે સુકા તથા લીલા મેવાના નાસ્તાને ઇન્સાફ આપી ત્યાંથી રજા લઈ તે પોતાના ઉતારે એટલે હઝીરા તરફ જવા માટે રવાના થયો. રસ્તે ચાલતાં તેણે આજના આખા દિવસમાં અમદાવાદમાં જે જે જોયું હતું તે સઘળું તેની આંખ સામે જ દેખાવા લાગ્યું અને તેમાંએ ખાસ કરીને અમદાવાદમાં બાઇબંધ બીજી કોમો તરફથી ઉભી થએલી આલીશાન સ્કુલો, હાયસ્કુલો, કોલેજો, બોરડીંગો વગેરે સાર્વજનીક લાભના ખાતાઓ જોઈ તે પોતાના મનમાં જ ટળવળાટ કરવા લાગ્યો કે, "અરેરે આ તે જ અમદાવાદ છે કે એક ઝમાનમાં તેના મુસલમાન બાદશાહો તરફથી હદ ઉપરાંતની સતાવણી ચાલુ હોવા છતાં બી તે ઝમાનામાં અમારી કોમના મહાન બુઝોર્ગ સાહેબોથી તેમ જ અમારી કોમના મોટા મોટા ઓલમાઓથી અમદાવાદ ગાજી ઉઠતું હતું અને આજે તે જ અમદાવાદ છે કે નામદાર બ્રીટીશ સરકારની ઉદાર અને અદલ ઈન્સાફી રાજનીતી હોવા છતાં, અને વળી તેમાં વસ્તી બીજી કોમોની જાગૃતી તથા ચળવળ નઝરેનઝર જોવા છતાં, એજ અમદાવાદમાં ન તો કોઈ અમારી વોહરા કોમ તરફથી સારી સ્કુલ છે અને ન તો કોઈ આલા દરજાનો મદરેસો છે. જે કાંઈ છે તે બધું સાતડે સાત જેવુંજ છે."

આજ પ્રમાણે મનમાં વિચાર કરતો અને ટળવળાટ કરતો તે હઝીરામાં આવી પહોંચ્યો જ્યાં તેના ચહેરા ઉપરની દીલગીરી જોઈ તેના સોબતી હસનભાઇએ તેનું કારણ પૂછ્યું જે ઉપરથી તુરાબે પોતાના મિત્ર મોહનલાલ સાથે અમદાવાદના જે જે ખાતાંઓ જોયાં હતાં તેની ટુંક વિગત હસન-

ભાઇને કહી સંભળાવી અને તે બાદ ઉમેર્યું કે, "ભાઈ હસનભાઈ, હું અને મોહનલાલ આ બધા ખાતાં જોતાં જોતાં આપણા એકાદ બે મદરેસામાં બી જઈ પહોંચ્યા હતા મગર ત્યાં તો "સો મણ તેલે અંધારૂં" એ કહેવત જેવુંજ હતું જેથી તે જોવા પછી હું ઠરીજ રહ્યો છઉં અને મારી દીલગીરીનું કારણ પણ તેજ છે. ભાઈ હસનભાઈ અમદાવાદ જેવા મોટાં શહેરમાં કે જ્યાં બીજી દરેક કોમવાળાઓ આગળ વધવાની યાહોમ કોશીશ કરી રહ્યાં છે અને આપણી કોમમાં તો આ મુજબ અંધારૂં ચાલે એ શું ઓછી દીલગીરીની વાત છે.'

"તુરાબભાઈ મારા મત મુજબ તમો ભાઈ તો સમજુ કંઇક કેળવાએલા અને વળી વાંચનના શોકીન છો એટલે આપણી કોમ હાલમાં જે એકદમ પડતીના ચકરાવામાંથી પસાર થઇ રહી છે એ તમો ભાઇના જાણવામાં હશેજ કેમકે ગઈ કાલેજ તમો ભાઇએ મને અતરેના આ કોમી મુસાફરખાનામાં અંધારૂ ચાલવાની ફરીયાદ કોમી ચોપાનીયામાં વાંચેલ હોવાનું જણાવ્યું હતું તો પછી આજે તમો ભાઇને આપણા અમદાવાદી ભાઇઓની બેદરકારી અને તેને પરિણામે ભાઇબંધ બીજી કોમો સાથે સરખાવતા આપણી થઈ પડેલી પછાત હાલત ઉપર આટલો બધો અફસોસ અને આટલી બધી દીલગીરી થાય છે. શું તમો ભાઈ જાણતા નથી કે મુંબઈ અને સુરત જેવા મોટાં શહેરોમાં કે જ્યાં આપણાવાળા હઝારો લખપતીઓ બલ્કે કંઇક કરોડપતીઓબી વસે છે છતાં ત્યાં બી બીજી બાબતોનું તો જાણે સમજ્યા પણ આપણી ઉધરતી અવલાદની તાઅલીમ માટે જે મદરેસાઓ ચાલી રહ્યા છે તે જમાતખાના યા મસ્જીદો ઉપરજ બેસાડવામાં આવે છે અને વળી તેમાં તાઅલીમબી એવી અપાય છે કે ના પૂછો વાત. શું તમો ભાઇએ આ સઘળી બાબતો આપણા કોમી ચોપાનીયામાં તેમજ ઝાહેરી અખબારોમાં વાંચેલ નથી કે આજે અમદાવાદની હાલત જોઇને આટલા બધા હતાશ થઈ ગયા છો." હસનભાઇએ પોતાનો કંઇક અનુભવ જણાવતાં કહ્યું.

"ભાઈ હસનભાઈ, આપણા કોમી ચોપાનીયાઓમાં તેમજ ઝાહેરી અખ-બારોમાં આપણા મદ્રેસાઓ અને એવા બીજા કોઇ હિતના ખાતાઓમાં જે અંધાધુંધી ચાલે છે તે વિષે મેં ઘણુંએ વાંચેલું છે પરંતુ આટલી હદ સુધી અંધારૂં ચાલતું હશે તેનો મને બીલકુલ ખ્યાલ નહોતો આવ્યો." તુરાબે ટુંકમાંજ કહ્યું. "ભાઈ કોઇ પણ ખાતાની આપણે ઝાતે જઈ મુલાકાત લઈ આવીએ ત્યારે જે ખ્યાલ આવે છે તેવો ખ્યાલ વાંચવાથી કોઇ દિવસ આવતો નથી એટલાજ માટે ડાહ્યા માણસોનું કહેવું છે કે અનુભવ એ મોટી ચીજ છે તે તદન ખરૂંજ છે. તુરાબભાઈ તમોને બીજો ખુદાતા-અલા જોગ કરી આપે તો આપણા સઘળા મદ્રેસાઓ તેમજ એવાં બીજા કોમહિતના ખાતાંઓની મુલાકાત લઈ ઝાતી અનુભવ મેળવજો અને તમે ભાઇને તેવો જોગ મળો એવી મારી દીલીદોઆ છે." હસનભાઇએ લાગણીથી કહ્યું.

આ મુજબ કોમ સંબંધીની બીજી કેટલીક વાતચીત કરી બેઉ સાહેબો સઘળા અવલીયાઓની ઝીયારત કરવા ગયા અને ત્યાંથી ફારીગ થઈ બેઉ સાહેબો પોતાની કોટડીમાં આવી નિદ્રાદેવીને આધીન થઈ ગયા.

બીજે દિવસે સવારમાં વહેલા ઉઠી નમાઝ સલાત તથા ઝીયારતના કામથી પરવારી પોતાના સોબતી હસનભાઇની સાથે ચા, નાસ્તો લઈ આપણો તુરાબ ગામમાં નોકરી શોધવા માટે નીકળી પડ્યો જેમ કરતાં તેણે ઘણા આગેવાનો તથા શ્રીમંત ગણાતા વોહરા બિરાદરોની મુલાકાત લીધી હતી, જે સઘળું અતરે જો વિગતવાર લખવા બેસીએ તો બહુ જ લંબાણ થઇ જાય માટે તેમ નહિ કરતાં ફકત એકાદ સાહેબની મુલાકાત દરમીયાન થએલી વાતચીત ઉપરજ કંઇક અજવાળું પાડી અમે સંતોષ પકડશું.

હઝીરામાંથી ગામમાં આવી તુરાબે પેલીજ મુલાકાત અમદાવાદમાં તેમજ આખા ગુજરાતમાં જાણીતા અને માનીતા થએલા ખાનબહાદુર શેખ હસનઅલીની લીધી. આ ખાનબહાદુર શેખ હસનઅલી સાહેબ લાખો

રૂપીયાના દવલતના માલિક હોવાથી લક્ષાધિપતી કહેવાતા હતા અને તે સાથે નામદાર બ્રીટીશ સરકાર તરફથી ઓનરેરી માજીસ્ટ્રેટનો માનવંતો લકબ મળવા સાથે મ્યુનીસ્પાલ કાઉંસીલર થવાને બી ભાગ્યશાળી થયા હતા અને હજી નામદાર ગવર્નર સાહેબની ધારાસભામાં મેમ્બર બની ઓનરેબલ બનવાની ઉમેદવારવારીમાં હતા.

આ પ્રમાણે તેવણ સાહેબની લાયકી ઠાઠમાઠ અને દબદબાના અનુસાર તેવણ સાહેબને ઘેર પંદર વીસ નોકરોનો ધામો અવારનવાર રહેતો હતો અને હજી તેજ પ્રમાણે તેવણ સાહેબને ઘેર ગાડી ઘોડાઓ, વાડી, વઝીફાઓ, બાગબગીચાઓ, વગેરે હોવા સાથે પુત્રોપુત્રાદિની પણ જેવી જોઇએ તેવી પાકપરવરદિગાર તરફથી નવાઝીશ થએલી હતી. વળી કોમી ખીદમતગાર અથવા તો ખાદીમે કોમના લકબથી પોતાને ઓળખાવી તેવણ સાહેબ કોમી હમદર્દીનું બી ભારે ગુમાન ધરાવતા હતા.

અજાણ્યા ટળવળતા તુરાબના કાને બી આ નેકનામ ખાન બહાદુર સાહેબની જાહોજલાલી તથા પ્રખ્યાતીની વાતો પહોંચી ગઈ હતી તેથી તેણે બી પહેલ વહેલી આ ખાનબહાદુર સાહેબની મુલાકાત લેવાનો વિચાર કીધો, જેથી પુછતાં પૂછતાં મઝકુર સાહેબના દરવાજા આગળ તે આવી પહોંચ્યો જ્યાં બેઠેલા નોકરને અંદર જઈ ખાનબહાદુર શેખ સાહેબને ખબર આપવાની તેમજ અંદર દાખીલ થવાની રઝા લઈ આવવાની તુરાબે માગણી કીધી. જે સાંભળી નોકર ઝરા ગરમ થઈ બોલી ઉઠયો કે, "બાઈ તમારા પહેરવેશ ઉપરથી તમે કોઈ ગરીબ મુફલીસ ભિખારી કાઠીયાવાડી છો એવું જણાય છે અને એવાઓ એટલે કે તમારી જેવા સાજાતાજા રૂષ્ટપુષ્ટ પણ ભીખારડાઓ ભીખ માંગવાને બહાને અતરે આવી અમારા ખાનબહાદુર સાહેબને ઘણા હેરાન કરે છે માટે તેવા ભીખારડાઓને અંદર દાખીલ થવાનો બીલકુલ હુકમ નથી એટલે તમારા કહેવા મુજબ હું અંદર જઈ રઝા લાવી શકતો નથી."

"ભાઈ હું જોકે એક ગરીબ કમનસીબ કાઠીયાવાડી છઉં તોપણ હું ખાતરીથી કહું છું કે હું કાંઇ ભીખ માગવા આવ્યો નથી અને તેવું નીચ કામ હું કદી કરતો નથી અને ખુદાતાઅલા કરશે તો ભવિષ્યમાં કરીશ બી નહિ એટલે મારે તો ખાનબહાદુર શેખ સાહેબ સાથે બીજુંજ કામ છે માટે મહેરબાની કરી અંદર જઇ રજા લઈ આવશો તો મોટો ઉપકાર થશે." તુરાબે આંખમાં આંસુ લાવી કહ્યું.

આથી નોકરને કંઇક દયા આવી એટલે તે અંદર જઇ રજા લઇ આવ્યો અને તેના પરિણામે તુરાબ અંદર દાખિલ થયો અને તાઅઝીમત વાઝોથી સલામ કરી જે જગ્યાએ હુકમ થયો ત્યાં તે છાનોમાનો અદબથી બેઠો.

આ વકતે ખાનબહાદુર શેખ સાહેબ પોતાની બેઠકની બાજુનાં હોલમાં ચા, નાસ્તો કરી રહ્યા હતા તોપણ પાક ઇસ્લામી મઝહબના કાનુન મુજબ તેવણ સાહેબે બિચારા તુરાબને ખોટે સાચે નાસ્તો કરવા માટે બોલાવ્યો બી નહિ તેથી તે પોતાના મનમાંજ સમજી ગયો કે જ્યાં આવી આલાદરજાની હમદર્દી છે ત્યાં આપણો કંઈ શુકરવાર વળશે કે નહિ તે એક સવાલ છે તોપણ વકત વરતી જાણ્યું અજાણ્યું કરી તે છાનોમાનો બેસી રહ્યો.

નાસ્તાથી ફારેગ થઈ ખાન બહાદુર શેખ સાહેબ ખાસ પોતાની બેઠક ઉપર બિરાજ્યા અને તુરાબને આવવાનું કારણ પૂછયું એટલે તુરાબે કહ્યું કે, "સાહેબ હું એક ગરીબ કમનસીબ કાઠીયાવાડી મુમીન છઉં અને નોકરી શોધવાની ઉમેદમાં આપ નામદારની સેવામાં હાજર થયો છઉં. સાહેબ હું ગુજરાતી સાત ચોપડી સુધી ભણ્યો છઉં અને સાધારણ ઈંગ્રેઝીબી જાણું છું એટલે આપ નામદાર કોઈ મહેતાગીરીની અથવા તો એવી બીજી કોઇ સારી જગ્યા ઉપર મુજ હકીરની ગોઠવણ કરવાની મહેરબાની કરશો અને તે સાથે મારા ઈંગ્રેઝી અભ્યાસમાં હજી કંઇક વધારો થાય એવી સગવડતા કરી આપશો તો આપ નામદારનેબી ઘણું ભારે શરફ મળશે અને મુજ ગરીબનું પણ કામ થશે."

"છોકરા," ખાનબહાદુરે બોલવા માંડયું, "તારી વાતચીત ઉપરથી સમજાય છે કે તને મહેતાની નોકરી જોઇએ છે પણ આપણાં બિરાદરોથી મહેતાની નોકરી થાય એ વાત હું કોઈ રીતે માની શકતો નથી કેમકે તે તો ખાસ હિન્દુઓનોજ પેશો (ધંધો) છે. હજી આ પ્રમાણે તું ભુખનાં વલખાં મારવા સાથે સારી નોકરીની તલાસ કરી રહ્યો છે અને તે સાથે વળી અભ્યાસમાં આગળ વધવાની ઘણી આરજુ છે તે જાણીને હું ઘણોજ અજબ તેમજ દીલગીર થયો છઉં કેમકે ખરી રીતે જોતાં હું કાંઈ આલાદરજાની તેમજ સાધારણ તાઅલીમનો હિમાયતી નથી. જો કે નામદાર બ્રીટીશ સરકારના અમલદારોને રાઝી રાખવા માટે તથા ભાઇબંધ બીજી કોમોમાં હું એકદમ જુના વિચારનો અને વળી અળખામણો ના કહેવાઉં એવા હેતુથી મારે ઝાહેરી દેખાવામાં ગુજરાતી ઇંગ્રેજીની તેમજ આલાદરજાની તાઅલીમની હિમાયત કરવી પડે છે પરંતુ દર હકીકતમાં મારા વિચારો તેથી તદ્દન ઉલટાજ છે કારણ કે 'ગુજરાતી ઇંગ્રેજી શીખવાથી આપણા કોમી જવાનીયાઓ બગડી જશે, વંઠી જશે, ફરી જશે.' એવી જે કેટલાક દૂર અંદેશ અને સમજુ સાહેબો બૂમો પાડી રહ્યા છે તેઓના વિચારને હું તદ્દન મળતોજ છઉં એટલે મારી તરફથી તને તાઅલીમની બાબતમાં તો કાંઈ પણ મદદ મળી શકશે નહિ તોપણ અમારે ત્યાં મોટી આશા બાંધી આવનારને ના ઉમેદ કરી પાછો કાઢવો એવો અમારો કાયદો નથી એટલે અમારા ભઠીયારાના હાથ નીચે એક માણસની ઝરૂરત છે. જો ત્યાં ગોઠવાઇ જવાનો તારો વિચાર હોય તો માસિક રૂપીઆ પાંચ સાતના પગારમાં તને રાખી લઇશું. ભઠીયારાના હાથ નીચે રહેવું એટલે કામબી કંઇ વધારે સખત નથી એટલે તારી મરજી હોય તો આજેજ ગોઠવઈ જા." ખાન બહાદુરે મોટી ખેરખાહી ઝાહીર કરતાં કહ્યું.

આપણો તુરાબ તો આ ઉપલાં વચનો સાંભળી ઠરીજ રહ્યો. તે બિચારાને ત્યાંથી નીકળવુંબી ભારે થઈ પડયું. આખરે જેમ તેમ કરી દીલને

સખત કરી "હું પછી વિચારીને જવાબ દઇશ." એમ કહી તે ત્યાંથી રવાના થઈ ગયો.

આજ પ્રમાણે તે બિચારાએ અમદાવાદના ઘણા શેઠીયાઓ અને આગેવાન ગણાતા ઘણા શ્રીમંત વોહરા વેપારીઓની મુલાકાત લીધી મગર કોઇ જગ્યાએથી આશાજનક જવાબો મળ્યા નહિ. જે કાંઈ જવાબો મળ્યા તે એવા જ હતા કે, "અમારે હાલ માણસની જરૂર નથી."

જ્યારે બીજા કેટલાક નેકનામોએ તુરાબને પોતાને ત્યાં પકાવવા માટે, બજાર લઇ આવવા માટે, નાના બચ્ચાંની સંભાળ લેવા માટે યા તો દુકાનમાં ઝાડી ઝુંડી સાફ કરવાના કામ માટે રાખવાની કંઇકે ઇચ્છા બતાવી હતી જેની તેણે ઉપકાર સહિત ના જ કહી દીધી હતી.

આ પ્રમાણે અમદાવાદમાં કોઇ જગ્યાએથી સારી આશા આપે એવો જવાબ મળ્યો નહિ.

એટલે હવે તુરાબે પોતાના મન સાથે મુંબઈ જવાનું જ નક્કી કરી લીધું જેથી તે પોતાના હિન્દુ મિત્ર મોહનલાલ આગળ છેલ્લી રૂખ્સત લેવા માટે કોલેજમાં ગયો. જ્યાં તુરાબની નોકરી માટેની નાઉમેદીની વાતો સાંભળી મોહનલાલ ઘણો દીલગીર થયો અને આશ્વાસન આપતાં તે બોલ્યો કે, "તુરાબભાઈ તમને અમદાવાદ જેવા મોટા શહેરમાં બી તમારી કોમમાંથી કોઈ જગ્યાએથી આશરો ના મળ્યો તે ઘણી નાસીપાસીની વાત છે તોપણ "ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો." એ કહેવત મુજબ ધીરજ ધરી આપણે આપણી કોશીશો ચાલુ રાખવીજ જોઇએ. ભાઈ તમોને અમદાવાદમાંજ રહેવાનો વિચાર હોયતો હું અમારી કોલેજમાં તમોને દાખીલ કરાવી શકીશ. ભાઈ તમો જાણતા હશો કે આ કોલેજમાં દરેક વિદ્યાર્થીને નામદાર બ્રીટીશ સરકાર તરફથી દર માસે રૂપીયા આઠ સ્કોલરશીપના મળે છે જે ઘણું કરીને ખાધાખોરાકી તરીકે બોરડીંગમાં ભરવા પડે છે એટલે ખાધાખોરાકી મકાનનું ભાડું વગેરે કાંઈ ખરચ વિદ્યાર્થીઓ ઉપર

પડતું નથી. હવે તમોને કદાચ દર માસે પાંચ સાત રૂપીયા તમારી માતાજીને મોકલવા માટે જોઇશે તો તે માટે અમારા પ્રીન્સીપલ સાહેબ કે જે ઘણા ભલા અને લાગણીવાળા હોવા સાથે મુસલમાનો કે જેઓ કેળવણીમાં ઘણાં પછાત છે તેને ઉત્તેજન આપી આગળ વધારવા માટે ઘણી કાળજી રાખનારા છે તેથી તેવણ સાહેબ ગુજરાત વર્નાકયુલર સોસાઇટી આગળથી અથવા તો એવા બીજા કોઇ ઉદાર શ્રીમંત આગળથી તમોને દરમાસે ત્રણ ચાર રૂપીયાની બીજી જુદી સ્કોલરશીપ અપાવશે એવી મારી ખાતરીજ છે. તેજ પ્રમાણે તમો ભાઇ જો ફુરસતના ટાઇમમાં કોઇને ઉરદુ શીખવશો તો તેમાંથી બી તમોને દર માસે બે ત્રણ રૂપીયાની ખુશીથી પેદાશ થશે એટલે તમારી માતાજીને ખરચી મોકલવાનો જરાએ વાંધો આવશે નહિ. જો તમો ભાઇ આ પ્રમાણે ત્રણ વરસ સુધી આ કોલેજમાં અભ્યાસ કરશો તો મારી ખાતરી છે કે તમો ભાઇ તમારી કોમમાં સીનીયર થવાનું સૌથી પહેલું માન ખાટી જશો, અને તે સાથે નામદાર સરકાર તરફથી ઘણી સારી નોકરી પણ મેળવી શકશો માટે તમારી મરઝી હોય તો મને કહો તો હું મહેરબાન પ્રીન્સીપલ સાહેબ પાસે જઇ સઘળી ગોઠવણ કરી આવું."

"મોહનલાલભાઇ તમારી આવી ભલી લાગણી માટે હું દીલોજાનથી ઉપકાર માનું છું અને તે સાથે જણાવવાની રઝા લઉં છું કે કોલેજમાં દાખીલ થઇ તમારી સાથે રહેવું અને અભ્યાસમાં આગળ વધવું એ મને ઘણુંજ ગમે છે પણ ભાઈ આ કોલેજમાં દાખીલ થવાથી તો આખરે મહેતાજી બની નાના બાળક સાથે માથું ફોડી મગજમારી કરવાની નોકરીમાં જોડાવું પડે એમ છે જે મને બીલકુલ પસંદ નથી, કેમકે મારો વિચાર તો વેપારી લાઇનમાં દાખીલ થવાનો છે માટે મહેરબાની કરી મને મુંબઇ જવા દો અને મારી ખાતરી છે કે મુંબઇમાં પરવરદિગાર કરશે તો મને કોઈ સારી નોકરી મળી જશે અને કદાચ નહિ મળે તો હું ફેરીયાના યા એવા બીજા કોઇ ધંધામાં જોડાઇ જઇશ અને તે સાથે જો બની શકશે

તો અંગ્રેજી અભ્યાસમાં આગળ વધવાની કોશીશ બી ચાલુ રાખીશ." તુરાબે પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું.

"ભાઇ તમારી મરજી મુંબઇ જવાની છે તો પછી હું વચમાં પડી તે અટકાવવા માંગતો નથી. ભલે પધારો. ઇશ્વર સૌ સારાં વાનાં કરશે." મોહનલાલે કહ્યું.

આ પછી બીજી કેટલીક વાતચીત કરી પોતાના મિત્ર મોહનલાલની રજા લઈ તુરાબ હઝીરામાં આવી પહોંચ્યો જ્યાં રાતની રાત પસાર કરી સવારમાં પોતાના સોબતી હસનભાઇની રજા લઇ તે મુંબઇ જવા માટે સ્ટેશન ઉપર આવી પહોંચ્યો. ટીકીટ લઇ ગાડીમાં બેસી રાતના આઠ નવ વાગ્યામાં તો તે મુંબાઇ નગરીમાં દાખીલ થઈ ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

## તુરાબ મુંબઈમાં.

મુંબઈમાં ઉતરી બીજે દિવસે સવારથીજ તુરાબ કોઇ નોકરી યા ધંધાની શોધ માટે નીકળી પડ્યો પણ તેમાં તે કોઇ જગ્યાએ ફતેમંદ થયો નહિ. આજ પ્રમાણે તે બિચારાએ બે ત્રણ દિવસ સુધી મુંબઇના માલેતુજ્જાર શેઠીયાઓ તથા બડેખાંઓને ત્યાં ધક્કા ખાધા મગર પરિણામ કાંઇજ આવ્યું નહિ એટલે તે ત્રીજે દિવસે રસ્તામાં જતા જતા પોતાના મનમાંજ અફસોસ અને બડબડાટ કરતો હતો કે, 'અરેરે મારી કોમમાંથી હમદર્દી અને દીલસોઝી તદન નીકળીજ ગએલી જણાય છે અને નહિ તો વળી મુંબઇ જેવા મોટાં શહેરમાંબી આપણો ક્યાંએ થાક ન લાગે તેવું કદી બને ખરૂં?' આમ અફસોસ કરતો કરતો તે જતો હતો તેવામાં તેના પોતાનાજ ગામના એક જનતીબાઈ કે જે મુંબઇમાં કેટલાક વરસ થયા ફેરી ફરવાનો ધંધો કરતો હતો તેનાથી રસ્તામાં અચાનક મુલાકાત થઇ. આપસમાં "સલામ અલયકુમ" થવા પછી તેઓ બંનેમાં નીચે મુજબ વાતચીત થઇ.

ફેરી કરનાર ભાઈ કહે--ઓહો તુરાબભાઈ તમે કયારે આવ્યા ?

તુરાબ—ભાઇ બે ત્રણ દિવસ થયા.

ફેરી ફરનાર—કેમ આપણા ગામમાં સૌ ભાઇઓ ખુશી મજામાં છે ને ?

તુરાબ—હા પરવર દીગારનાં ફઝલો કરમથી સૌ ખુશીમાં છે.

ફેરી કરનાર—ઠીક તુરાબભાઈ આમ કયાં સુધી જવાનો વિચાર છે ?

તુરાબ—ભાઈ મારો વિચાર તો અહીં સુધીનોજ છે. જો અતરે કોઈ નોકરી યા ધંધો મળે તો તેમાં ગોઠવાઈ જવા માટે હું અતરે આવ્યો છઉં અને મારી ખાતરી છે કે તેમાં તમો ભાઇ મને પોતાથી થઈ શકતી દરેક મદદ કરશોજ.

ફેરી કરનાર—ભાઈ તમોને હું મારી સાથે મારા ધંધામાં ખુશીથી સાથે કરી શકું એમ છઉં પણ ભાઇ મારો ધંધો તો ફેરીનો છે. જો કે તેમાં હું રોઝ રૂપીયો, દોઢ રૂપીયો કમાઉં છું પણ તે ધંધો ધણો સખત છે. આખો દિવસ ગલીએ ગલીએ ફરવું અને ચાલીઓના દાદરાઓનું ચડ ઉતર કરવું તે તમારા જેવા નાજુક પ્રકૃતીના આદમીથી ન બની શકે તેવુંજ છે અને વળી મારા મત મુજબ તમો ભાઈ ગુજરાતી ઇંગ્રેજી વગેરે બી ઠીક જાણો છો એટલે કોઇ સારી જગ્યાએ નામું લખવાની યા એવી બીજી કોઇ નોકરી પર રહી જશો તો ઠીક થઇ પડશે. માટે મારી સલાહતો એવી છે કે તેવી કોઇ નોકરીની તપાશ કરો.

તુરાબ—મહેરબાન ભાઇ આજ ત્રણ ત્રણ દિવસ સુધી તેવી તપાસ કરી કરીને એટલે કે આપણા માલેતુજ્જાર શેઠીયાઓને ત્યાં ધક્કા ખાઇ ખાઇને હું તદન થાકી ગયો છઉં માટે હવે તો તમો ભાઈ કોઈ રસ્તો બતાવો તો સારૂં.

ફેરી કરનાર—શું બધા માલે તુજ્જાર શેઠીયાઓને ત્યાં તમો ભાઇ જઇ આવ્યા ?

તુરાબ—હા. મારી તપાસમાં મને જે જે શ્રીમંત આગેવાનોનાં નામો મળ્યાં હતાં તે દરેકને ત્યાં હું જઇ આવ્યો છઉં.

ફેરી કરનાર—શું ત્યારે આપણા પેલા મહાન મોહસેનુલ કોમ શેઠ સાહેબને ત્યાં બી તમે જઇ આવ્યા?

તુરાબ—જી નહિ. મને તેના નામ ઠામની ખબર મળી નહોતી એટલે હું ત્યાં જઈ શકયો નથી.

ફેરી કરનાર—અરે ભાઈ ત્યાં ગયા વગર તમારો પાટો બીજી કોઈ જગ્યાએ ચડશે નહિ કારણ કે આ મુંબઇ નગરીમાં "આંધળાને એક આંખ" એ કહેવત મુજબ ફકત તે મઝકુર શેઠ સાહેબજ એક છે કે જ્યાંથી દુઃખીયા, લાચારો, ગરીબો, યતીમો, વગેરેને આશરો મળે છે અને રડતાં-ઓના આંસુઓ પણ તે શેઠ સાહેબજ લુછે છે, માટે આજેજ ત્યાં જાઓ. નક્કી માનજો કે તમારૂં કામ થઇજ જશે. બાકી એ સિવાય મુંબઇમાં વસ્તા માલેતુજ્જાર શેઠીયાઓ અને બીજાઓ તો પોતાની મગરૂરીમાં એટલા બધા મસ્ત છે કે તેઓ કોમના દુખીયા, લાચારો, નિરાધારો વગેરેનો હાથ પકડે એ "ન ભુતો ન ભવિષ્ય છે" માટે મારી સલાહ તો એજ છે કે તમે તે આપણા મઝકુર શેઠ સાહેબ પાસે જાઓ.

તુરાબ—મહેરબાન બાઇ તે આપણા મહાન મોહસીનુલકોમ શેઠ સાહેબની દુકાન તેમજ રહેવાનું ઠેકાણું કયાં છે તે ઝરા બતાવવાની મહેરબાની કરો એટલે હું ત્યાં જવાને તૈયાર છઉં.

ફેરી કરનાર—તેવણ શેઠ સાહેબની દુકાન તો ગામમાં ત્રણ ચાર ઠેકાણે છે પણ રહેવાનું તો વાલકેશ્વરના પોતાના બંગલામાં છે એટલે તમો ભાઇ ખાસ તેવણના બંગલે જઇ મઝકુર શેઠ સાહેબની મુલાકાત લેશો તો તમારૂં કામ જલ્દીથી પતી જશે. ભાઈ મારૂં આજનું કામ પડતું મૂકી તે પોતે મોટી ખુશીથી તમારી સાથે આવતે પણ તેના કરતાં તમે પોતે એકલા

જશો તો વધારે સારૂં છે કારણ કે વગ વસીલો સાથે લઇ આવનારને મઝકુર શેઠ સાહેબ વધારે પસંદ કરતા નથી.

આ પ્રમાણે વાતચીત થવા પછી મઝકુર ફેરી ફરનાર ભાઇ તુરાબથી જુદો પડ્યો એટલે આપણો તુરાબેબી વાલકેશ્વરનો રસ્તો લીધો અને તે લગભગ એકથી દોઢ કલાકના અરસામાં મઝકુર શેઠ સાહેબના મકાન આગળ આવી પહોંચ્યો.

સારે નસીબે મઝકુર શેઠ સાહેબ આ વકતે મકાનમાંજ હતા એટલે ભૈયા મારફતે રઝા મંગાવી તુરાબ અંદર દાખીલ થયો.

આ વખતે શેઠ સાહેબ પોતાના મકાનના નીચેના એક હોલમાં પોતાના એક વિદ્વાન શેખ સાહેબ સાથે બેસી કામ સંબંધી કંઇક મશ્વેરત કરી રહ્યા હતા.

આપણો તુરાબ તો આ બેઉ સાહેબોમાંથી એકને બી ઓળખતો નહોતો એટલે આમાં શેઠ સાહેબ કોણ છે અને બીજા સાહેબ તે કોણ છે વગેરે કાંઇ તે ઓળખી શકયો નહિ તેથી બેઉ સાહેબોને તાઅઝીમ તકરીમ સાથે સલામ કરી જ્યાં હુકમ થયો ત્યાં છાનો માનો અદબથી બેસી ગયો.

"કેમ ભાઇ કયાંથી આવો છો અને કયાં જવાના છો?" તુરાબના બેસી જવા પછી તુરતજ શેઠ સાહેબે પૂછ્યું, "જી મહેરબાન કાઠીયાવાડના પેલા ફલાણા ગામથી આવું છું. આપ સાહેબની મહેરબાનીથી અતરે કોઇ નોકરી યા ધંધો મળે તો તેમાં ગોઠવાઇ જવાનો વિચાર રાખું છું." તુરાબે નમનતાઇથી જવાબ આપ્યો.

"ભાઇ દેશમાં તમે શું ધંધો કરતા હતા." શેઠ સાહેબે બીજો સવાલ પૂછ્યો. "જી મહેરબાન, દેશમાં તો હું આજ સુધી અભ્યાસ કરતો હતો અને મારા બાવાજી વણવાનું કામ કરતા હતા પણ તે હાલ થોડાક માસ થયા અલ્લાહતાઅલાની રહેમતમાં પહોંચી ગયા છે એટલેજ મારે અધુરો અભ્યાસ મૂકી ઘરથી બહાર નીકળવું પડયું છે." તુરાબે કંઇક દીલગીરીથી

જણાવ્યું. "ભાઇ તમારે માથેથી આટલી નાની ઉમરમાં બાવાજીનો શીતળ છાંયો ઉઠી ગયો એ જાણી અમે ઘણા દીલગીર થયા છીએ પણ ખુદાતઆલાની મરઝી આગળ આપણું કંઇ ચાલતું નથી એટલે આપણે તો સબરજ ઇખ્તેયાર કરવી જોઇએ." શેઠ સાહેબે લાગણીથી કહ્યું.

"જી મહેરબાન, આપ સાહેબનું કહેવું ખરૂંજ છે." તુરાબે ટુંકમાંજ કહ્યું. "ભાઇ અમે બી એક કાઠીયાવાડના જુના વતની છીએ. આપણા કાઠીયાવાડી ભાઇઓમાં જે મરણ પરણના કારજો ઉપર કઢંગા રિવાજો અને લખલૂટ ખરચમાં ઉતારનારી જે બીદઅતો ચાલુ છે એ વિષે કંઇક માહીતી ધરાવીએ છીએ અને તેના આધારેજ તમોને પૂછીએ છીએ કે કાઠીયાવાડમાં તો ગરીબ, તવંગર, નાના, મોટા, એમ દરેકના મરણ પાછળ ઝીયારત, દશમાં વગેરેની નાતો કરવા સાથે બહાર ગામના સગાં વહાલાંઓને કાગળો લખી હિન્દુઓની જેમ દાડો પાણી કરવાની રસમ છે એટલે તમારેબી તમારા બાવાજીની પાછળ એ સઘળી રસમો અદા કરવી પડી હતી કે નહિ?" પોતાના હમવતન કાઠીયાવાડ તરફની કંઇક વધુ તેમજ તાઝી ખબર મેળવવાના હેતુથી શેઠ સાહેબે પૂછયું.

"જી સાહેબ. મારેબી એ સઘળી રસમો અદા કરવીજ પડી કેમકે જ્યાં સઘળાંઓ તે રસમો અદા કરવીજ જોઇએ એવા વિચાર ધરાવનારા હોય ત્યાં તે અદા કરવા વિના કેમ ચાલે?" તુરાબે દીલગીરીથી કહ્યું.

"પણ ભાઇ તમારા બાવાજી તો વણવાનો ધંધો કરતા હતા અને અમારા મત મુજબ વણવાના ધંધામાં તો આજ કાલ માંડ માંડ પેટીયું નીકળે છે તો પછી તમે તે મોટા ખરચ કેવી રીતે ઉપાડયો?" શેઠ સાહેબે વધુ ઉંડા ઉતરતા કહ્યું.

મગર તુરાબે આ વાત નહિ પુછવાની ઘણાજ માન સાથે ફરી અને ફરી અરઝ કીધી પરંતુ શેઠ સાહેબે તથા તેવણની સાથે બેઠેલા શેખ

સાહેબે ઘણીજ ખેંચ અને તે સાથે વળી કંઇક નરમાસથી તે વાત કહેવાની માગણીઓ ચાલુજ રાખી એટલે લાચાર થઈ તુરાબે પોતા ઉપર વીતેલો હાદીસો કંઇક ટુંકમાંજ કહી સંભળાવ્યો. જે સાંભળવા પછી ઘડી ભરતો શેઠ સાહેબ, શેખ સાહેબ તથા તુરાબ એમ ત્રણે જણા દીલગીરીના દરીયામાં ગરક થઈ ગયા હોય તેવું જણાયું એટલે થોડીવાર સુધી તો તેઓમાંનું કોઇ એક શબ્દ પણ બોલી શકયું નહિ.

"કેમ જનાબે આલી શેખ સાહેબ આપણા ગરીબ અને અજ્ઞાન કાઠીયાવાડી ભાઇઓની કેવી અબદશા અને જમણના ભોગે તેઓ કેવા તબાહ થઇ ગયા છે તેનો કંઇક વધુ ખ્યાલ આપ જનાબને આવ્યો કે નહિ?" શેઠ સાહેબે ચુપકીદી તોડતાં પૂછયું.

"જી હા, પણ મહેરબાન સાહેબ આપણા કાઠીયાવાડી ભાઇઓજ જમણના ભોગે તબાહ થઈ રહ્યા છે એટલું જ કાંઈ બસ નથી પણ હું તો આપને હંમેશા કહેતો આવ્યો છઉં કે આપણી આખી કોમ જમણના ભોગે તબાહ થઈ રહી છે કેમકે મુંબઈ, સુરત, અમદાવાદ જેવા મોટા શહેરોમાં બી આપણામાં ઘણું કરીને હંમેશા નાતો અને જમણો થયા કરે છે એ આપણે જાણીએ છીએ." શેખ સાહેબે કંઇક દલીલ કરતાં જણાવ્યું.

"મહેરબાન સાહેબો મને ઝરા બે શબ્દો વચમાં જ બોલવા દેવામાં આવશે તો મોટો ઉપકાર થશે." એમ કહી તુરાબે વચમાંજ બોલવા માંડયું.

"મહેરબાન સાહેબો અમારી સફર દરમીયાન મને કાઠીયાવાડ સાથે અમદાવાદ તેમજ મુંબઇનો પણ કંઇક અનુભવ થયો છે કેમકે મારા ઘરથી નીકળવા પછી રસ્તામાં કાઠીયાવાડનાં જે જે ગામોમાં હું ઉતર્યો હતો તે દરેક ઠેકાણે જમાતનાં જમણો હતાં અને તેજ પ્રમાણે અમદાવાદમાં હું જો કે ત્રણ ચાર દિવસ જ રહ્યો હતો તોપણ ત્યાં બી એકાદ જમાત જમવાનો મને ચાનસ મળ્યો હતો અને તેજ પ્રમાણે અતરે બી ગઈ કાલે હું જમાત

જમવાને ભાગ્યશાળી થયો છઉં અને તે દરેક ઠેકાણેથી મેં જે ખાનગી માહીતી મેળવી છે તે ઉપરથી કહી શકું છું કે કાઠીયાવાડ કરતાં મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે મોટાં શહેરોમાં નાત જમાતનાં જમણો વધુ પ્રમાણમાંજ થતાં હશે. પરંતુ કાઠીયાવાડના અને આ બીજા શહેરોનાં જમણોમાં ખાસ મોટો ફરક એ છે કે ઉપલા શહેરોમાં તો ઘણું કરીને માલેતુજ્જાર શેઠીયાઓ અને તેજ પ્રમાણે સારી રીતે આસુદા ભાઇઓજ નાત જમાતનાં જમણો કરે છે જ્યારે ગરીબ કાઠીયાવાડમાં તો "અંધેકી હાર ચલી જે દાતાર" એ કહેવત મુજબ નાના, મોટા, ગરીબ, તવંગર, વગેરે સૌ કોઈ એક સરખી રીતે જમણના ભોગે તબાહ થઈ રહ્યા છે જેનો અટકાવ થવોજ જોઇએ એવો મારો અદના મત છે."

"ભાઈ તમારી આટલી બધી નાની ઉમર હોવા છતાં બી તમો ભાઈ આ પ્રમાણે ખાનગી નોંધો રાખો છો અને વળી તે સાથે આ પ્રમાણે પોતાનો અભિપ્રાય પણ ઝાહેર કરી શકો છો તે જાણી હું તેમજ આ મારા સાથે શેખ સાહેબ ઘણાજ ખુશી થયા છીએ અને તેથી ઉમેદ રાખીએ છીએ કે ભવિષ્યમાં તમો ભાઈ આપણી કોમને તેમાંએ ખાસ કરીને ગરીબ અને અજ્ઞાન કાઠીયાવાડી ભાઇઓને ઘણો ફાયદો પહોંચાડી શકશો." શેઠ સાહેબે ખુશી થઇને કહ્યું.

"શેઠ સાહેબ, આપનું કહેવું તદ્દન ખરૂંજ છે કેમકે 'પુત્ર લક્ષણ પારણે' એ કહેવત મુજબ આ ભાઇએ પોતાના બાવાજીના કારજમાં પોતાના કાકા સાથે હુજ્જત કરવા સાથે જે ટક્કર લીધી છે તે સૌ કોઇનું ધ્યાન ખેંચે તેવી જ છે. જો કે તે વખતે આસપાસનું સઘળું વાતાવરણ તેની વિરૂદ્ધમાં હતું તેથી તેનું કાંઇ ચાલ્યું નહિ પણ પાછળથી કારજમાં થએલ કરઝ વસુલ કરવા માટે તેના કાકાએ કન્યા વિક્રય કરવાનો જે તાગડો રચ્યો હતો તેમાં આ ભાઇએ હદ ઉપરાંતની હીમ્મત કરી તે કન્યા વિક્રય કરનાર પોતાના કાકાને જે ભારે ધડો મળે તેવી જે નસીહત આપી છે તે

તો મોટા મોટા પુખ્ત ઉમરના અનુભવીઓથી બી બની શકે તેવું નથી જ, એટલે આ ભાઈ ભવિષ્યમાં સારૂં નામ કાઢશે જ એવી મને સોળે સોળ આના ખાતરી છે." શેખ સાહેબે બી શેઠ મોહસીનુલકોમ સાથે મળતા થઇને કહ્યું.

"કારજમાં થએલા કરઝ અદા કરવા માટે આ ભાઇએ પોતાના કાકાને એવી તે શું ભારે નસીહત આપી છે? અને તે વાતની આપને તે કેવી રીતે ખબર પડી? શું આપ જનાબ આ ભાઇને કાંઈ ઓળખો છો?" શેઠ સાહેબે આતુરતાથી સવાલ ઉપર સવાલ પૂછવા માંડ્યા.

"હું કાંઈ આ ભાઇને ઓળખતો નથી પણ પેલા આપણા બદરૂ શેઠ કે જે અમારી પાડોશમાં જ રહે છે અને જે થોડાક દિવસ થયા કાઠીયાવાડમાં જઈ ઘરડે ઘડપણ નવું પરણેતર કરી આવેલ છે તેની સાથે જાનમાં જનાર એક ભાઈ તરફથી આ સઘળી બાતેમી મને મળી છે અને તે ઉપરથી જ હું અનુમાન કરીને કહું છું. કેમ ભાઈ અભરામભાઈ તમારા કાકા થાયને? અને પેલા બદરૂશેઠ સાથે પહેલાં તમારી જ બેનનું નક્કી થયું હતું ને?" શેખ સાહેબે પોતાને મળેલી બાતેમી ઝાહેર કરવા સાથે પોતાની વાત અંકે કરવાના હેતુથી તુરાબને પૂછ્યું. "જી, હા." તુરાબે શરમાતાં શરમાતાં કહ્યું.

"ત્યારે શું બદરૂશેઠ હાલમાં જે કન્યા પરણી લાવ્યા છે તે આ ભાઇની બેન થાય છે?" શેઠ મોહસીનુલકોમે વધુ આતુરતાથી શેખને પૂછ્યું.

"જી નહિ તેમ નથી પણ વાત એમ છે કે પહેલ વહેલાં બદરૂશેઠનું સાટું આ ભાઇની બેન સાથે તેના કાકાએ નક્કી કીધું હતું પણ આ ભાઇની હુંશીયારી તેમ જ દૂર અંદેશી આગળ તેના કાકાના હાથ ભોંય પડ્યા એટલે કે આ ભાઇની નાની બાળક બેનને એક ઘરડા ઘુવડ સાથે પરણાવી લાકડે માકડું વળગાડી દેતા હતા તે આ ભાઈ અટકાવી શકયા છે." આમ કહેવા પછી શેખ સાહેબે જે કાંઈ વાત સાંભળી હતી તે સઘળી શેઠ સાહેબને કહી સંભળાવી અને તે પછી તુરાબને પૂછ્યું કે, "કેમ ભાઈ આ વાત ખરીજ છે ને?"

"જી હા." તુરાબે શરમના લીધે લાલચોળ થઇ જતાં કહ્યું.

પણ આ સઘળી વાત સાંભળવાથી શેઠ સાહેબની તુરાબ તરફ એટલી બધી લાગણી થઈ આવી કે તેવણ સાહેબ તો પોતાની બેઠક ઉપરથી ઉઠીને તુરાબને ભેટી પડ્યા અને તેનો હાથ પોતાના હાથમાં લઈ દીલોજાનથી મુબારક બાદી આપવા લાગ્યા અને વહાલથી તેનો વાંસો થાબડવા સાથે શાબાશી અને ધન્યવાદનો વરસાદ વરસાવવા લાગ્યા. જે જોઇ તુરાબની આંખમાંથી તો હર્ષનાં આંસુઓ સરી પડ્યાં કારણ કે તે બિચારાના બાવા ગુઝરવા પછી આજ સુધીમાં તેની ઉપર કોઇએ આવું વહાલ અને માયા બતાવીજ નહોતી એટલે આ વકતે શું બોલવું તેબી તે બિચારાને સૂઝયું નહિ. તે પોતાનું માથું નીચું રાખી છાનોમાનો બેસી જ રહ્યો.

થોડી વાર પછી શેઠ સાહેબ પોતાની બેઠક ઉપર જઈ બેઠા અને બોલ્યા કે, "ભાઈ તમારૂં નામ શું છે?" "જી, સેવકને તુરાબ કહે છે." "તુરાબ-ભાઈ આજની તમારી વાતચીત ઉપરથી તેમ જ તમારી આંતરીક હાલત જાણવાથી મારા મન ઉપર ઘણી અસર થઇ છે. ભાઈ આજ લગભગ ત્રીસ વરસ થયા મને આ શેખ સાહેબ કે જે દીની તેમ જ દુન્યવી તાઅલીમમાં સારી માહીતી ધરાવે છે તેની સાથે મિત્રાચારી થઈ છે, એટલે તેવણ જનાબ તરફથી "બનતી કોશીશે કોમી ખીદમત બજાવવી" એવો જે મને ઉમદા સબક મળ્યો છે તેને લીધે કાળ દુકાળ જેવા કટાકટીના વકતમાં કાઠીયાવાડમાં તેમ જ બીજા કેટલાક મુલકોમાં થઈ શકતી મદદ હું મોકલાવું છું અને તે જ પ્રમાણે કોઈ દુ:ખીયા લાચારો યા એવા કોઈ ભાઇઓ મારી પાસે મદદ લેવા આવે છે યા તો એવા કોઈ ભાઇઓની વાત મારે કાને પડે છે તો તરત જ તે માટે મારાથી બનતું હું કરૂં છું. આમ હોવાથી ઘણા ગરીબો, લાચારો, દુ:ખી-યાઓ, વગેરેના સમાગમમાં હું આવ્યો છઉં પણ તેઓમાં કોઈ તમારી જેવો બહાદુર અને પ્રમાણીક મારા જોવામાં આવ્યો નથી બલ્કે ખરી રીતે જોતાં તેઓ-માંના કેટલાકો તો એટલા બધા લાલચુ તથા નીચ ખાસીયતવાળા જોવામાં

આવ્યા છે કે પરવર દિગારના ફઝલો કરમથી તેઓની હાલત સારી થઇ ગઇ હોય તોપણ કન્યા વિક્રય જેવાં કાળાં કામો કરવામાં તેઓ યાહોમ આગળ વધી રહ્યા છે, અને પછી જ્યારે તેઓનાં કાળા કામો માટે લોકચર્ચા એ ગંભીર રૂપ લે છે ત્યારે તેઓ નફ્ટ થઈ બચાવ કરતાં જણાયા છે કે, "અમોને કાંઈ બેન દીકરીના પૈસા લઇ ખીસા ભરવાની મરજી નહોતી પણ શું કરીએ અમોને બી બીજે ઠેકાણે પૈસા દેવા પડે છે ને? એટલે અમોને આ લેવાની ફરઝ પડી છે." જ્યારે બીજા કેટલાકો બીજી તરેહનો બચાવ કરતા જણાયા કે, "અમારી ઉપરતો હાલમાં પરવરદિગારની મહેરબાની છે પણ શું કરીએ અમારા ધરડાં અને જુનાં વિચારના માવતરો આગળ અમારૂં કંઇ ચાલતું નથી અને નહિ તો અમે તો એક પાઇ પણ લઇએ તેવા નથી." આ પ્રમાણે કંઇક સારા અને આસુદા ગણાતા ભાઇઓ આવી નફ્ટાઈ વાપરી બેન દીકરીના પૈસા લઇ ખીસા ભરે છે. જ્યારે બીજી બાજુ તમો ભાઇનું મકાન ગીરવે હતું અને વળી તમારા કાકાની સખત મરજી હતી છતાં તમો ભાઇએ કન્યા વિક્રયના ક્રૂર ઝપલેમ દૂતને ઝમીન દોસ્ત કરી પોતાના ઘરમાંથી હાંકી કાડવામાં જે બહાદુરી અને જે હિંમત બતાવી છે તે મારા જીગર ઉપરથી કદી ભુંસાય તેમ નથી એટલાજ માટે હવે તમોને ધંધે લગાડવા માટે મારો વિચાર એવો છે કે તમોને કોઈ નોકરીમાં નહિ પણ ખાસ સ્વતંત્ર ધંધામાંજ જોઇન્ટ કરવા અને મારી ખાતરી છે કે તમો ભાઈ તમારી પ્રમાણીકતા અને હિમતના પ્રતાપે લોકોમાં એવો તો સરસ દાખલો બેસાડશો કે સૌ કોઇને તે ઉપરથી ઇબરત મળશે." શેઠ સાહેબે એકદમ જુસ્સાથી કહ્યું અને તે બાદ પોતાના સોબતી સેખને પૂછ્યું કે, "કેમ જનાબેઆલી, આપ સાહેબનો આ બારામાં શો મત છે?"

"જી શેઠ, હું આપ સાહેબના મત સાથે તદ્દન મળતોજ છઉં." શેખે કહ્યું.

આ પછી તુરતજ શેઠ સાહેબે ટેલીફોન મારફતે પોતાના મુનીમ સાથે વાત કરી ભાયખલા ઉપર આવેલી પોતાની એક ચાલી કે જેનો નીચેનો

એક ભાગ ખાલી હતો તે કોઇને ભાડે નહિ આપતાં સાફ કરાવી તુરાબ માટે રાખી લેવાની અને તે સાથે તેમાં તેને રૂપીયા એક હઝાર સુધીનો ફેન્સી માલ આપવાની વરધી બી આપી દીધી.

એટલે તુરાબ ઉભો થઈ ઉપકાર માનતાં બોલ્યો કે, "મહેરબાન મુરબ્બી કદ્રદાન શેઠ સાહેબ, આપે આજે મારી જેવા એક અદના અને હકીર સાથે જે માયા અને મહેરબાની બતાવી છે તેનો ઉપકાર કેમ માનવો તે મને મુદલ સુઝતું નથી. મહેરબાન સાહેબ, મારા ઘરથી નીકળવા પછી અમદાવાદમાં તેમજ આ મુંબઈ નગરીમાં મેં ઘણા શેઠીયાઓ તેમજ કહેવાતા આગેવાનોની મુલાકાત લીધી છે પણ તેઓમાંના કોઇએ મારી સાથે ઝરા મીઠાશથી વાત બી કરી નથી. જ્યારે આપ નામદારે આ પહેલીજ વખતની મુલાકાતમાં એવીતો મહેરબાનો બતાવી છે કે જે હું મારી ઝીંદગીની છેલ્લી ઘડી સુધી ભૂલીશ નહિ. મહેરબાન સાહેબ, આપણામાં સાધારણ રીતે કહેવાય છે કે પારસમણીને જો લોખંડ અડે તો તે લોખંડ તુરતજ સોનું થઈ જાય છે. મારો બી આજે આપ નામદારની મુલાકાતથી એવોજ હાલ થયેલો જણાય છે કેમકે આપ નામદારની આ ભારે મહેરબાનીને લીધે ભવિષ્યમાં મારો બેડો પાર થઈ જશે એમાં ઝરાએ શક નથી કેમકે એક કવીએ ખરૂંજ કહ્યું છે, કેઃ—

મોટા જનની મહેરથી, ગરીબ કરે છે ગેલ;
કાયમ ફૂલે છે કળી, ચડી વાડ પર વેલ.

વળી આપ નામદાર આ પ્રમાણે આપણી કોમના ગરીબો, યતીમો, લાચારો, દુઃખીયાઓ વગેરે હાજત મંદો ઉપર પુરતી ઉદારતા વાપરી જે મહેરબાની બતાવો છો તે માટે મારે એક ગુજરાતી કવિના બોલોમાંજ આપ નામદારની તાઅરીફ કરી શુકરીઓ અદા કરવો જોઇએ કેઃ

જનની જણતો ભક્ત જણ, કાં દાતા કાં સુર;
નહિ તો રહેજે વાંજણી નરે ગુમાવીશ નુર.

આખરે આપ નામદારનો ફરી એકવાર ઉપકાર માની મારૂં બોલવું ખતમ કરૂં છું."

"તુરાબભાઈ, તમે તો ગુજરાતી ભાષમાં ઘણો અચ્છો કદમ રાખો છો નહિ વારૂ!" તુરાબની વાકય ચાતુરીથી અજબ થઈ શેઠે પૂછયું.

"જી નહિ, તેવું કાંઇ નથી. હું તો ફક્ત ગુજરાતી ભાષાનું સાધારણ જ્ઞાન ધરાવું છું." તુરાબે વિનય બતાવતાં કહ્યું.

આ પછી થોડીવાર સૌ ચુપકા રહ્યા મગર તે બાદ તુરાબને પોતાના મનમાં વિચાર થઈ આવ્યો કે હાલ તુરત અનુભવ વગર આઠસો હઝાર રૂપીયાનો માલ લઇ દુકાન ચલાવવાના સાહસમાં ઝીપલાવવું એ કોઇ રીતે વાજબી નથી તેથી તે બોલી ઉઠયો કે, "મહેરબાન શેઠજી સાહેબ, આપ નામવરે મારી જેવા એક અદના બીન અનુભવી કાઠીયાવાડી બાળકને રૂપીયા હઝાર સુધીનો માલ આપી દુકાન મંડાવી આપવાની જે મહાન ઉદારતા બતાવી છે તે ઘણીજ સારી વાત છે. મગર તે બારામાં કંઇક વધુ ખુલાસો કરવાનો મારો વિચાર છે એટલે જો આપ નામદારનો હુકમ હોય તો બોલું."

"ભલે ખુશીથી દીલ ખોલીને વાત કરો." શેઠે મોં મલકાવતાં કહ્યું.

"મહેરબાન શેઠ સાહેબ, આપ જાણો છો કે હું આ મુંબઈ નગરીનો તદ્દન અજાણ્યો અને વળી વેપારમાં બીન અનુભવી છઉં એટલે હાલ તુરત દુકાન ચલાવવાનું સાહસ ખેડવામાં ઝરા અચકાઉં છું એટલે મારી એવી અરઝ છે કે હાલ તુરત પાંચ છ મહીના સુધી આપની યા એવા બીજા કોઇ લાયક ભાઇની દુકાનમાં મને ગોઠવવાની મહેરબાની કરો અને પછી મને જ્યારે કંઇક અનુભવ થશે ત્યારે હું પોતે આપ નામદાર પાસે દુકાન ખોલવાની અરઝ ગુઝારીશ." તુરાબે પોતાનો મુદ્દો રજુ કરતાં કહ્યું:—

"ભાઇ તમારી ચાલાકી જોતાં તમો હાલ તુરત દુકાન ખોલો તેમાં

અમોને કાંઈ અડચણ જેવું લાગતું નથી તોપણ તમારી મરજી અનુભવ લેવાની છે, તો તેમાં અમારી કોઈ જાતની ના નથી. આવતી કાલથી તમો ભાઈ આપણી ભૂલેશ્વરની દુકાન ઉપર બેસજો. બસ હવે તો ખુશી થયા ને?" શેઠ સાહેબે તુરાબની મરજીને અનુસરીને કહ્યું.

"જી, હા. આપ નામદારની ઘણી જ મોટી મહેરબાની થઇ." તુરાબે વળતો ઉપકાર વાળતાં કહ્યું.

આ પછી તુરાબે ઉભા થઈ જવા માટે રજા માગી એટલે શેઠ સાહેબે ઘણીજ ખેંચ સાથે કહ્યું કે, "હવે બેસો બેસો અતરે જમીનેજ જજો." એટલે તુરાબને બેસી જવું પડયું.

થોડીજ વારમાં મગરીબની નમાઝનો વકત થયો એટલે ત્રણે જણાએ નમાઝ ગુઝારી લીધી અને તે પછી કોમ સંબંધીની કંઇક વાતો કરતાં ત્યાંજ બેઠા એટલે થોડીજ વારમાં શેઠ સાહેબના સાહેબઝાદાઓ મુનીમો નોકરો વગેરે એક પછી એક આવવા લાગ્યા એટલે જમણની તૈયારી થઈ જવાથી શેઠ સાહેબે તથા શેખ સાહેબે સઘળાઓની સાથે બેસીને ખાણું લીધું. આપણા તુરાબને બી સાથેજ બેસાડવામાં આવ્યો. જમવા પછી પાન સોપારી લઈ શેઠ સાહેબ આગળથી રજા મેળવી તુરાબ પોતાના ઉતારા તરફ રવાના થયો અને રસ્તામાં આ ભલા શેઠ સાહેબની લાયકી તથા ઉદારતા જોઈ તેવણને હઝારો ભલી દોઆ દેતો તે થોડીજ વારમાં પોતાના ઠેકાણા ઉપર આવી પહોંચ્યો અને ત્યાં આવી નિદ્રાદેવીને આધીન થયો અને બીજે દિવસે સવારમાંથીજ તે શેઠ મોહસેનુલકોમની ભૂલેશ્વરવાળી દુકાનમાં દાખીલ થઈ ગયો જ્યાં તે પોતાની હોંશીયારી તથા ચાલાકીના પ્રતાપે થોડાંજ વખતમાં એટલો બધો તો માહતિગાર થઈ ગયો કે દુકાનના સઘળા માણસો અજાએબીમાં ગરક થઈ તેની જાબજા તાઅરીફ કરતાં હતાં. આ પ્રમાણે આ દુકાનમાં પાંચ છ માસ સુધી અનુભવ લેવા પછી તેણે શેઠ સાહેબ

પાસે જઈ નોખી દુકાન માંડવાની અરજ ગુઝારી જે તુરતજ કબુલ કરવામાં આવી એટલે તુરાબે ભાયખાળા ઉપર આવેલી શેઠ મોહસીનુલ કોમની ચાલીમાં (મકાન) ભોંયતળીએ દુકાન ખોલી પોતાનો વહીવટ ચલાવવો શરૂ કીધો.

---

## પ્રકરણ ૧૬ મું.

## તુરાબની તરક્કી.

વહાલા વાંચકો, તુરાબને આપણે મુંબઈ નગરીમાં મૂકી હવે ઝરા કાઠિયાવાડમાં રહેનાર તેના કાકા અભરામના ઘર તરફ નઝર કરીએ.

રાતના નવ વાગી ગયા હતા એટલે અભરામના ગામમાં તો તદન શાંતી થઈ ગએલી જણાતી હતી મગર અભરામના ઘરમાં તો આજે હંમેશ કરતાં કંઇક વધુ તેજદાર દીવો બળતો હતો, કેમકે તેને ત્યાં આજે જીવો મેહમાન થઇને આવ્યો હતો એટલે તેઓ હંમેશ કરતાં ઝરા મોડા જમીને પરવાર્યા હતા અને હવે ઓસરીમાં બેસી વાતો કરવાની તૈયારીમાં હતા.

"કાં જીવાભાઈ, બહુ દિવસે અતરે આવવાની મહેરબાની કરી વારૂ, ઘેરથી કયારે નીકળ્યા હતા?" અભરામે સોપારીનો ચુરો કરતાં કરતાં મંગળાચારણ કીધું.

"સવારના પાંચ વાગે નીકળ્યો હતો." જીવાએ ટુંકમાંજ પતાવ્યું.

"સવારના પાંચ વાગે નીકળ્યા હતા અને રાતના આઠ વાગે તો અતરે આવી પહોંચ્યા. ઓહો ઠીક ચાલ્યા વારૂ ગાડી બાડી હતી કે પગે હીંડતાજ આવ્યા?" અભરામે તાઅજ્જુબી સાથે પૂછ્યું.

"ભાઈ ગાડી બાડી કાંઈ મળી નહિ એટલે પગે ચાલીનેજ આવવું પડયું." જીવાએ ઝરા મોં બગાડીને કહ્યું.

"ઓહો ગાડી વગર બાર તેર ગાઉનો પંથ કીધો એ તો ઘણું કહેવાય. વારૂ જીવાભાઇ તમારી તરફની નવી જુની શું ખબર છે? અને આમ

એકાએક ઓચીંતા કેમ આવવું પડયું ?" અભરામે મતલબ કાઢવાના હેતુથી પૂછયું. "ભાઈ એકાએક આવવાનું કારણ તો શું કહું." આમ બોલતાં બોલતાં શ્વાસ રૂંધાઈ ગયો એટલે થોડીવાર તે કાંઈ બોલી શકયો નહિ પણ તે પછી તેણે બોલવા માંડયું કે, "જુઓને ભાઇ, મેં તમારાં વચનને માન આપીને મારી નાની બાળક દીકરીને પેલા કાળમૂખા બદરૂશેઠને આપી તે વાતને આજ લગભગ બે વરસ થવા આવ્યાં છે. પણ તેટલી મુદ્દતમાં તે લફંગાની લુચ્ચાઇ પૂરે પૂરી ઝાહેર થઈ ગઇ છે, કેમકે તેણે વિવાહ ટાંકણે આપણને લલચાવનારી જે મોટી મોટી વાતો કીધી હતી તેમાંની એક પણ વાતનો અમલ કીધો નથી અને......

"જીવાભાઈ ઉભા રહો. તમારા ગામમાં મદરેસો તો બદરૂશેઠે ખોલ્યો હતો અને તેજ પ્રમાણે વલી શખસનો રોઝો બંધાવવાની વરધી પણ મઝકુર શેઠે આપી દીધી છે એવા ખબર મેં સાંભળ્યા છે. પછી તમે કેવી રીતે કહો છો કે બદરૂશેઠે એક પણ વાતનો અમલ કીધો નથી." અભરામ જીવાને અટકાવી વચમાંજ બોલી ઉઠયો.

"ભાઇ તે નેકનામે અમારા ગામમાં મદરેસો ખોલ્યો હતો પણ તે તો એક રીતની છેતરપીંડીજ હતી કેમકે તેણે માસિક બાર રૂપીયાના પગારે એક અલલટપ્પુ મુલ્લાને અમારા ગામમાં મોકલ્યો હતો પણ તેની ચાલચલણુ બીલકુલ સારી નહિ હોવાથી જમાતવાળાએ ફરીયાદ કીધી એટલે તે મુલ્લાને તેણે પાણીચું પકડાવી દીધું અને તે પછી આજ સુધીમાં બીજા કોઇ મુલ્લાને મોકલ્યા નથી અને તે માટે જ્યારે જ્યારે જમાતવાળા ભાઇઓ કાગળો લખે છે ત્યારે ઘણું કરીને તો તે નેકનામ તરફથી કાંઇ પણ જવાબ મળતો નથી અને વખતે મળે છે તો તેમાં એટલુંજ લખેલું હોય છે કે, "હજી સુધી મને કોઈ સારા મુલ્લા મળ્યા નથી. મળશે કે તુરતજ તમારી તરફ રવાના કરીશ. હું તેની તજવીજમાંજ છઉં તમે બેફીકર રહેજો." વગેરે ભુલથાપના કાગળો લખી તે અમારી નાતને બનાવે છે અને તેજ પ્રમાણે કુબ્બો બનાવવાનો

હુકમ બી મઝકુરે આપી દીધો હતો પણ જ્યારે અમારી અનજુમનવાળાએ મજેલા ખરચનો પહેલો આંકડો બીઓ ત્યારે તેણે જવાબમાં ઘણીજ સખત ભાષા વાપરવા સાથે લખ્યું કે, "તમોએ ઘણુંજ ખોટું અને વગર ઝરૂરતનું ખરચ કરી નાંખ્યું છે એટલે એવા ખોટા ખરચના આંકડા હું ચુકાવી શકતો નથી."

આ ઉપરથી તમો સમજી શક્યા હશો કે, મદરેસાનું તેમજ કુવ્વાનું કામ ખોરંબે પડયું છે અને તેજ પ્રમાણે તેણે બીજાં કામોમાંથી એક પણ કામ પાર પાડયું નથી. તેથી અમારા ગામવાળા સઘળા ભાઇઓ અવારનવાર મને જેવી તેવી વાતો સંભળાવી એવા તો મેણાં મારે છે કે મારાથી તે હવે સાંખી શકાતાં નથી. હજી આ સઘળા કરતાં વધુ ખરાબી તો એ થઈ છે કે મારી દીકરીને હાલમાં પાંચ સાત મહીના થયા ઘાંસણી (ક્ષય)ની ભયંકર બીમારી લાગુ પડી છે, એવા મને સમાચાર મળતા રહ્યા છે. મારી દીકરીને અમારે ઘેર મોકલવા માટે મેં ઘણીએ આજીજી સાથના કાગળો લખ્યા, એટલુંજ નહિ પણ ગયા માસમાં તો મેં મારા દીકરાને તેડવા મોકલ્યો હતો તોપણુ તે નામઝાદા બદરૂશેઠે, કાંઈ પણ કોઠું આપ્યું નથી. હવે અભરામભાઈ, એ તમારો બદરૂશેઠ તે જમાઈ છે કે કસાઇ તેનો તમેજ તોલ કરો." જીવાએ હાય અફસોસ કરતાં કહ્યું.

"જીવાભાઈ, આ તમારા જમાઇ બદરૂશેઠે આગળની બૈરીઓને બી દુઃખો દીધેલાં છે અને તે બાપડીઓના વફાત થવા પછી તેણીઓના માવતરો સાથે આ નામઝાદા બદરૂશેઠે ઝરા તરાબી સંબંધ રાખ્યો નથી એવી કંઇક ફરીયાદ મારે કાને આવી હતી, પણુ મારા સ્વભાવને લીધે મેં તે વકતે તે વાત માની નહિ અને તેને વધારે વઝન આપ્યું નહિ તે મોટામાં મોટી ભૂલજ થઇ છે. બદરૂશેઠ જેવા મતલબના યાર તથા મુંબઇના મારતે મીંયા સાથે સંબંધ બાંધવામાં આપણે ભારે ખત્તા ખાધી છે એવું હવે મને સાફ જણાય છે." અભરામે "પાણી પીને પૂછે ઘર" એ કહેવત મુજબ પોતાનો મત જાહેર કીધો.

"ભાઇ અભરામભાઇ, કારતક મહિને કણબી ડાહ્યો થાય એવી વાતો કરવી હવે છોડી દો અને મારી સાથે મુંબઈ આવી એ અમારી ગરીબ રાંક બાળાને કસાઇ વાડેથી છોડાવવાના કામમાં મદદ કરો. ભાઇ, આ ઉપરથી તમે એમ ના સમજજો, કે હું છુટા છેડા કરાવી તલાકનામું લેવા માગું છું, મારી તેવી મતલબ છે જ નહિ, કારણ કે બદરૂશેઠ જેવા ઝમાનાના ખાધેલા આદમી પાસે આપણે હવે કોઇ રીતે ફાવી શકીએ તેમ નથી. મારી મતલબ એવી છે કે પાણી બદલ માટે બાઇને પાંચ સાત મહિના આપણે ઘેર તેડી આવીએ." જીવાએ પોતાની મતલબ ઝાહિર કરતાં કહ્યું.

"જીવાભાઇ, આ કામ તો તમો પોતે સહેલાઇથી કરી શકો તેમ છે. ભાઈ મને સાથે લઇ જવાની શું ઝરૂર છે?" અભરામે જીવાની જંજાળમાંથી છુટી જવાના હેતુથી સવાલ કીધો.

"શું ઝરૂર છે એમ કેમ બોલો છો? શું તમે મારી વાત સમજ્યા નહિ કે તે તમારો નામઝાદો બદરૂશેઠ આજ સાત સાત મહિના થયા અમારા કાગળોને તો કોઠું આપતો નથી. તે તો જાણે ઠીક, પણ મારા દીકરાનેબી દાદ ના દીધી એટલે જ હવે હું પોતે તમોને સાથે લઇને ત્યાં જવાનો વિચાર રાખું છું, કેમકે તે સાટું તમારા લીધે જ થયું છે. જો તમે માંગણું લઇને આવ્યા ન હોત તો હું કોઇ રીતે કબુલ કરત નહિ. તમારે મારી સાથે મુંબઇ આવવા વિના ચાલે તેમ નથી. સમજ્યા કે નહિ?" જીવાએ જીદ કરતાં કહ્યું.

"જીવાભાઇ, તમારી સાથે મુંબઇ આવવામાં તેમ જ બદરૂશેઠને બે બેણ કહેવામાં મને કાંઇ વાંધો નથી, પણ ભાઇ હાલ ૮ થી ૯ મહિના થયા મારી આંખે કંઇક ઝાંખ આવી ગઈ છે તેથી મુંબઇ જેવા મોટા શહેરમાં જવાની મારી હીંમત ચાલતી નથી. મને માફ કરો તો વધારે સારૂં." અભરામે પોતાની અડચણ જણાવતાં કહ્યું.

"ભાઇ અભરામભાઇ, તમારી અડચણ વાજબી જ છે પણ આ વખતે તમારે મારી સાથે આવ્યા વિના ચાલશે જ નહિ, કેમકે ગમે તેમ કરીને

દીકરીને મુંબઇમાંથી એકવાર તો તેડી લાવ્યા વિના છુટકો નથી. ભાઇ તે તમારા બદરૂશેઠના પ્રતાપે આજ ચાર પાંચ મહિના થયા અમારા ઘરમાં કજીઆએ આવીને મઝબુતીથી ઘર ઘાલ્યું છે, એટલે કે મારી ઘરવાળીએ જ્યારથી અમારી દીકરીની બિમારીની વાત સાંભળી છે ત્યારથી તેણી ઉઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, વાત વાતમાં કકલાટ કરી આંસુઓ પાડે છે કે, "અરેરે આરી ગરીબ ગાય જેવી રાંકડી દીકરીને રૂપીયાનો મોટો ડલ્લો લઇને કસાઇને આપી દીધી અને ઘરમાંથી જવા પછી તે બાપડીએ પાછાં પોતાના ગામના ઝાડવાંએ જોયાં નહિ તે તો જાણે ઠીક, પણ હવે જ્યારે તે બાપડી ક્ષયરોગની ભયંકર બિમારીનો ભોગ થઇ પડી છે ત્યારે હવે તો કોઇ રીતે તે બાપડીને મારે ઘેર લઇ આવો કે હું કંઇક મારે હાથે દવા દારૂ કરૂં." આવો ધખારો અને આવો કકળાટ મારી ઘરવાળી તરફથી ચાલુ જ છે. તેને લીધેજ મારે અતરે આવવું પડયું છે અને આ કામમાં તમારી મદદ લેવાની જરૂર પડી છે, અને નહિ તો મારો વિચાર તો એવો જ છે કે દીકરીને પરણાવી ઘરમાંથી વળાવી એટલે બસ, પછી તે જાણે અને તેનાં નસીબ. આપણે તેનો કંઈ અફસોસ કરવો નહિ પણ આ તો બૈરીનાં રાત દિવસના કકળાટ આગળ કાંઈ ચાલતું નથી તેથીજ હું ઘરમાંથી બાહાર નીકળ્યો છઉં. ભાઈ મારી સાથે આવવા સિવાય તમારે છુટકોજ નથી." જીવાએ લંબાણ ખુલાસો કરતાં કહ્યું.

આ પ્રમાણે જીવાએ ખેંચ કરવી ચાલુજ રાખી તોપણ અભરામે તે કોઈ રીતે કબુલ કરીજ નહિ તેથી જીવો ઝરા ઉશ્કેરાઈ જઇ બોલ્યો કે, "અભરામભાઈ જો તમે આ વખતે મારી સાથે નહિ આવોતો હું હવે તમારે ત્યાં ભૂખ્યો તરસ્યો બેસી લાંઘણ કરીશ, અને તેમ કરવામાં કદાચ મારો જીવ જશે તો તેને બી જવા દઇશ પણ હું એકલો મુંબઈ તો કોઇ રીતે જઇશજ નહિ. તેજ પ્રમાણે મારી દીકરીને તેડ્યા સિવાય ખાલી હાથે મારે ઘેર પણ હું જનારજ નથી એ નક્કી માનજો."

"જીવાભાઇ, મારી આંખે ઝાંખ આવવાના સબબે અને તેજ પ્રમાણે બીજાં કેટલાંક કારણો એવાં છે કે જેથી ઘેરથી બાહેર નીકળવામાં હું બીલકુલ રાજી નથી, પરંતુ તમે જ્યારે આ પ્રમાણે હઠ પકડી બેઠા છો તો પછી મારે તમારી સાથે આવવા વિના છુટકો નથી. ભાઇ તમારૂં કામ થતું હોય તો હું ગમે તેવી અડચણો ઉઠાવી લેવાને તૈયાર છઉં, માટે ચાલો આપણે આવતી કાલેજ અતરેથી મુંબઈ જવા માટે ઉપડશું. બસ હવે તો તમો ખુશી થયાને?" આખરે નહિ ચાલતાં અભરામે જીવાની હાએ હા કરતાં કહ્યું.

"અભરામભાઈ, તમારી આવી મોટી મહેરબાની અને ભલી લાગણી માટે હું દીલોજાનથી ઉપકાર માનું છું. ભાઇ સગાઓ હોય તો તમારી જેવાજ હોજો." જીવાએ પોલીસી ખાતર ઉપકાર માનતાં કહ્યું.

આ મુજબની વાતો કરવામાં રાતના દસ અગ્યાર થઈ ગયા એટલે આખરે સૌ નિદ્રાદેવીને આધીન થયા. બીજે દિવસે સવારમાં ઉઠીને અભરામે તથા જીવાએ મુંબઇ જવાની તૈયારી કરવા માંડી. એક તરફ અભરામની વહુ તોશો તૈયાર કરવામાં મસ્ગુલ થઇ ગઇ તો બીજી તરફ અભરામ પોતાને જોઇતાં કપડાં પેટીમાં ભરવાની અને તે સાથે પથારી વગેરે બાંધવાની જંજાળમાં પડી ગયો હતો. તેવામાં તેનો દીકરો અસમાલ (ઇસ્માઇલ) ગામની સાર્વજનીક લાયબ્રેરીમાંથી મુંબઇનું છાપું લઈ દોડતો દોડતો પોતાના ઘેર આવ્યો અને હાંફતાં હાંફતાં અભરામને કહેવા લાગ્યો કે, "અબા, અબા, આપણો તુરાબ તો ઘણો આગળ વધી ગયો." "હેં કેવી રીતે આગળ વધી ગયો?" અભરામે એકદમ અજાએબીમાં ગરક થઈ પૂછ્યું.

"જુઓને, આ મુંબઇનાં 'સાંજ વર્તમાન' છાપામાં બધી એનીજ ખબર છાપેલી છે એટલે તે તમને બતાવવા માટે અતરેની લાયબ્રેરીમાંથી હું લઈ આવ્યો છઉં." અભરામના દીકરા ઇસ્માઇલે ઝરા ઠંડો શ્વાસ ખેંચતાં કહ્યું.

"શું આપણા તુરાબીયાની ખબર છાપામાં અવી છે? અરે એવો તે કયો

છાપાવાળો નવરો છે કે આપણા તે નાપાક એફ્રમાન તુરાબીયાની ખબર પોતાના છાપામાં છાપી મારી છે. વારૂ, શું ખબર છે? વાંચ તો જોઇએ." અબરામે ઝરા ઉશ્કેરાઇ જઇ આંખના ડોળા ફાડતાં કહ્યું.

આ ઉપરથી અબરામના દીકરાએ તે છાપું નીચે મુજબ વાંચવા માંડયું.

સાંજ વર્તમાન તા........

## અતરે ચાલતી ન્યુ નાઇટ હાઇસ્કુલના ફતેહમંદ વિધાર્થીઓને ઈનામો આપવાનો ભવ્ય મેળાવડો.

### એક ચંચળ વોહરા જવાનની સંપુર્ણ ફતેહ.

અતરેની "ફ્રેન્ડઝ યુનીયન" નામની સંસ્થા તરફથી ચાલતી ન્યુ નાઇટ હાઇસ્કુલના ફતેહમંદ વિધાર્થીઓને ઇનામો આપવાનો એક ભવ્ય અને દમામદાર મેળાવડો મઝગામ સ્ટેશન આગળ આવેલા તે જ શાળાના મકાનમાં ગઈ કાલે રાતના આઠ વાગે અતરેની કોરપરેશનના પ્રમુખ સર મેકડોન્લ્ડના પ્રમુખ પદે કરવામાં આવ્યો હતો. તે વખતે શરૂઆતમાં શાળાના જુદા જુદા વિધાર્થીઓએ ઇશ્વરસ્તુતિ, સંવાદો વગેરે ભજવી બતાવ્યા હતા. તે બાદ શાળાના હેડમાસ્તર મી. દાંડેકરે શાળાનો રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો અને તે બાદ તેવણે જણાવ્યું કે, "આ સંસ્થાને કાએમ થવાને લગભગ દસ વરસ થવા આવ્યાં છે, મગર તેને કેળવણી ખાતામાં રજીસ્ટર થઈ રિકેગનાઇજડ થવાને તો ફકત બે વરસજ થવા આવ્યા છે. એટલે આ વરસે જે વિધાર્થીઓ મેટ્રીકમાં પાસ થયા છે તેઓ આ રાત્રીશાળામાંથી પહેલાજ મેટરીક થનારા છે એટલે કે, આ અમારો મેળાવડો તે પહેલોજ એક અસાધારણ મેળાવડો છે. અને હજી આ મેળાવડાની વધારે ખુબી તો એ છે કે, મી. તુરાબ નામના એક ચંચળ મુસલમાન દાઉદી વોહરા જવાન કે જે અમારી સ્કુલમાં ફકત બે વરસની મુદત ઉપરજ દાખીલ થયા છે તે સૌથી પહેલે નંબરે પાસ થએલ છે. આ ઉપરથીજ અમારી યુનીયનમાં તથા અમારી સ્કુલના મેર-

બાહોમાં એટલો બધો ઉત્સાહ ઉભરાઈ આવ્યો છે કે આ સ્પેશીઅલ મેળાવડો કરવાનું કામ તુરતજ હાથ ધરવામાં આવ્યું, કારણકે આપ જાણતા હશો કે એકતો આપણા ઇલાકાના મુસલમાનો કેળવણીમાં ઘણા પછાત છે, તેમાંએ ખાસ કરીને વોહરા બીરાદરો જો કે વેપાર રોઝગારમાં અને એવી બીજી કેટલીક બાબતોમાં આગળ પડતા છે પણ કેળવણીમાં ઘણાજ પછાત છે. એવી પછાત કોમનો એક ચંચળ જવાન મેટરીકના સઘળા વિષયોમાં પહેલે નંબરે પાસ થએલ છે તે કાંઈ જેવી તેવી ખુશાલીની વાત નથી.

સાહેબો, મી. તુરાબ જ્યારે અમારી સ્કુલમાં દાખીલ થયા ત્યારે તેવણ ઇંગ્લીશ ફોર્થ (ચાર ચોપડી) સુધીનું જ્ઞાન ધરાવતા હતા. જ્યારે તે અતરે દાખીલ થવા પછી ફકત બે વરસની ટુંક મુદ્દતમાંજ મેટરીક સુધી પહોંચી ગયા છે અને વળી મેટરીકના સઘળા વીષયોમાં વધુ માર્ક મેળવી પહેલે નંબરે પાસ થયા છે, તે ઉપરથીજ તેવણ ભાઈ સભ્યાસમાં આગળ વધવા માટે કેટલી બધી કાળજી અને ખંત રાખે છે તે સાફ જણાય આવે છે.

સાહેબો, મારા મત મુજબ તો આપણાં હિન્દમાં મેટરીકની પરિક્ષા ચાલુ થવા પછી આજ સુધીમાં કોઇ પણ સ્કુલમાં કોઈ પણ વોહરા જવાન સઘળા વિષયોમાં પહેલે નંબરે પાસ થયેલ હોય તો તે આપણી સ્કુલના ચંચળ જવાન મી. તુરાબજ છે. (જોશભેર તાળીયો) આજ કારણના લીધે આપણા સ્વદેશ પ્રેમી ડો. જી. પી. દેશપાંડેનું ધ્યાન અમારી સ્કુલ તરફ તથા અમારા સ્કુલ ફેલો મી. તુરાબ તરફ એટલું બધું ખેંચાણું કે તેવણ સાહેબ તરફથી મી. તુરાબને રૂપીયા સવાસોની કીમતનું સોનાનું એક ઘડીયાળ ઇનાયત કરવાની ખાસ ફરમાઇશ થઈ છે. અને તે માટે જ આ મેળાવડો કરવામાં આવ્યો છે અને તેજ પ્રમાણે અતરેના સાહસીક ઇસ્લામી વેપારી મેસર્સ નુરમોહંમદ નુરદ્દીન એન્ડ કો. વાળા કે જેવણ સાહેબ પણ ઇસ્લામી બિરાદરોમાં કેળવણીનો ફેલાવો કરવા માટેની ઘણીજ કાળજી રાખે છે, તેવણ સાહેબ તરફથી બી મી. તુરાબને રૂપીયા સોની કીમતનો સોનાના

છેડા વાળો એક ચાંદ આપવાની ઓફર થઇ છે, જે આપ નામદાર આપના મુબારક હાથે મી. તુરાબને આપી અમોને આભારી કરશો." આ પછી મી. ધાંડેકરે આ શાળાને જે સાહેબો તન મન અને ધનથી મદદ આપે છે તે સઘળાનો તેમજ પ્રમુખ સાહેબનો ઘટતા શબ્દોમાં ઉપકાર માની તેવણે પોતાનું બોલવું ખતમ કીધું હતું.

તે પછી પ્રમુખ સાહેબે પોતાના મુબારક હાથે મી. તુરાબને સોનાનું ઘડીયાળ તથા સોનાનો ચાંદ વગેરે ઇનાયત કીધાં હતાં, જેમ કરતાં તેવણુ સાહેબે તુરાબને દીલોજાનથી મુબારકબાદી આપી હતી અને તે સાથે જણાવ્યું હતું કે, "મી. તુરાબ તમોએ આજે જે ફતેહ મેળવી છે તે ઘણીજ અસાધારણુ ફતેહ છે, કેમકે મારી આટલી ઝીંદગી દરમીયાન કોઈ પણ વિદ્યાર્થી આટલી ટુંક મુદતમાં અને વળી રાતના સમયમાંજ અભ્યાસ કરી તમારી જેમ આગળ વધી ગયો હોય એવું મેં કદી જોયું યા સાંભળ્યું નથી. મી. તુરાબ તમારી ચાલાકી તથા તમારી હુશીયારી જોઈ હું ખાતરીથી કહી શકું છું કે જો તમો ભાઈ આજ પ્રમાણે અભ્યાસમાં આગળ વધવાની કોશીશો ચાલુ રાખશો તો તમે થોડાજ વખતમાં ફકત તમારી કોમમાંજ નહિ પણ આખા હિન્દમાં એક મહાન વિદ્વાન જેવા ગણાશો. એટલા બધા તમો ભાઈ આગળ વધી જશો એમાં ઝરાએ શક નથી.

મી. તુરાબ, આ તકે મારે જણાવવું જોઇએ કે જેમ જેમ તમો આગળ વધો તેમ તેમ તમારી કોમને તથા તમારા દેશને ભૂલી જશો નહિ, અને ખાસ કરીને તમારી કોમ કે જે હાલના ઝમાનામાં કેળવણી તરફ ઘણીજ બેદરકારી બતાવે છે તેને જેમ બને તેમ કેળવણીમાં આગળ વધારવાની કોશીશો ચાલુ રાખજો; અને તેજ મુજબ તમામ હિન્દીઓની બી જેમ બને તેમ સેવા કરતા રહેજો; અને તેમ કરી તમારૂં જીવન સફળ કરજો, બલ્કે હું તો આગળ વધીને ચ્હાં સુધી સૂચના કરૂં છું કે દુન્યાના મહા પુરૂષોની જેમ તમો સાહેબબી "live for others" યાને "બીજા માટે

જીવો" અને "make others happy" એટલે કે "બીજાઓને સુખી કરો" જેવા ઉદાર વચનો તમારા જીગર પર કોતરી રાખજો."

આ પછી પ્રમુખ સાહેબે શાળાના કાર્યવાહકોની તારીફ કરતાં જણાવ્યું કે, "મહેરબાન સાહેબો, આજ કાલ આપણા હિન્દમાં ચોતરફ સ્વદેશી સ્વદેશીની બુમો પડી રહી છે પણ શુદ્ધ સ્વદેશી તે ક્યું કહેવાય તે ઘણાજ થોડાજ સાહેબો જાણે છે, એટલાજ માટે મારે આ તકે જણાવવું જોઇએ કે શુદ્ધ સ્વદેશી-વ્રત તો આ શાળાના કાર્યવાહકો જ અદા કરે છે, કેમકે અજ્ઞાન, અણુસમજુ અને ભોળા લોકોને "આ ચીજ પરદેશી છે માટે ના વાપરો અને આ સ્વદેશી છે માટે વાપરો" એવો બોધ આપી ઉશ્કેરવા તેના કરતાં પોતાની ફુરસદનો ભોગ આપી પોતાના દેશબાંધવોને હંમેશા આ પ્રમાણે કેળવણી આપી દેખતા તેમજ જાગૃત કરવા તે ભારેમાં ભારે સવાબનું તેમજ સાચા સ્વદેશી-વ્રત પાળવાનું મહાન કામ છે; એની કોઇથી ના પાડી શકાશે નહિ. આખરે આપ સઘળાનો અમૂલ્ય વખત નહિ રોકતાં એટલીજ અરઝ ગુઝારૂં છું કે આ શાળાના કર્યવાહકોની જેમ, આપ સઘળા સાહેબો બી ફુરસદના વકતે હંમેશાં થઇ સકતી પોતાના દેશની સેવા કરવાની તક અદા કરશોજી અને તેમ કરી ખરેખરૂં સ્વદેશી વ્રત પાળી આ ક્ષણભંગુર જગતમાં તમારી નામના અમર કરી જશોજી." વગેરે જણાવી પોતાને જે ભારે માન આપ્યું તેનો ઘટતા શબ્દોમાં ઉપકાર માની તેવણે પોતાની બેઠક લીધી હતી.

તે બાદ તુરાબે ઉભા થઇ જણાવ્યું કે, "મહેરબાન પ્રમુખ સાહેબ, શાળાના કાર્યવાહક સાહેબો અને હાઝર રહેલા સદ્દગૃહસ્થો,

આજના આ મહાન મેળાવડામાં મારી જેવા અદના અને નાચીઝના જે ગુણગાન ગાવામાં આવ્યાં છે તેનો તેમજ મુજ કમતરીનને જે કીમતી ચીઝોની બખશીશો ઇનાયત કરવામાં આવી છે તેનો ઉપકાર કેવી રીતે માનવો તે મને સુજતું નથી.

સાહેબો, આ વરસે હું મેટ્રીકના સઘળા વિષયોમાં પહેલે નંબરે પાસ થએલ છઉં તે માટે મહેરબાન હેડમાસ્તર સાહેબે મારી કોશીસના ઘણા જ વખાણ કર્યા છે પણ ખરી રીતે જોતાં તે સઘળા વખાણને લાયક તો શાળાના કાર્યવાહકો તેમ જ મને મદદ કરનારા અને ઉત્તેજન આપનારા કેટલા મહાશયો જ છે. આ બાબતનો કંઇક વધુ ખુલાસો આપવાના હેતુથી હું જરા આપનો વધારે વકત લઇશ જે માટે મને માફ કરવામાં આવશે એવી આશા છે. મહેરબાન સાહેબો, લગભગ આજથી બે વરસની વાત ઉપર હું કાઠીયાવાડના મારા ગામમાંથી વખાનો (દુ:ખનો) માર્યો આ નગરીમાં આવ્યો હતો; જે વકતે પહેલા તો મને ધંધો રોજગાર મેળવવામાં ઘણી મુશ્કેલીઓ નડી હતી પણ પરવર દિગારની મહેરબાનીના લીધે તે વકતે હમારી કોમના એક મહાન આગેવાન શેઠ મોહસીનુલકોમ સાથે મારી મુલાકાત થઈ એટલે તે ભલા શેઠ સાહેબે એક ટુંક મુદ્દતમાં જ મને એક નાની સરખી દુકાન મંડાવી રસ્તે ચડાવી દીધો. મહેરબાન સાહેબો, જો મઝકુર શેઠ સાહેબે ઉપર મુજબ મહેરબાની કરી ના હોત તો હું આ શાળામાં દાખીલ થઈ આ દરજા સુધી પહોંચી શકત કે નહિ તે એક સવાલ છે; કહેવાની મતલબ એ છે કે મારી આજે તરક્કી થઇ છે તે માટે હું સૌથી પહેલાં મહેરબાન શેઠ મોહસીનુલકોમનો જ આભારી છઉં. સૌ મહેરબાન શેઠ મોહસીનુલકોમની મહેરબાનીના પ્રતાપે દુકાન ખોલવા પછી અભ્યાસમાં આગળ કેમ વધવું તેના ટળવળાટમાં હું હતો, કારણ કે નાનપણથી મને શીખવા તરફ ઘણો જ ચાહ હતો અને વળી મારા ગામની ઇંગ્રેજી સ્કુલ છોડતી વકતે મારા મહેરબાન માસ્તર સાહેબને તેમ જ મારા ગામના કેટલાક મારા મુરબ્બીઓને મેં ગામમાંથી સફર કરતી વકતે મારો અભ્યાસ ચાલુ રાખવાનું વચન આપ્યું હતું એટલે દુકાન ચાલુ થયા પછી અભ્યાસમાં આગળ વધવા માટે પગારદાર માસ્તર રાખવાની મેં કોશીશો કીધી હતી, પણ તેમાં હું ફતેહમંદ થયો નહિ, કારણ કે જે જે માસ્તરોને મેં

પૂછયું તે રાતના શીખવવા માટે મારે ત્યાં આવી શકતા ન હોતા. જ્યારે દુકાનદારીના લીધે દિવસના ટાઇમમાં મને ફુરસત મળતી ન હતી એટલે કેમ કરવું તેના ગુંચવાડામાં હું હતો. પણ પાક પરવર દિગાર કોઇને કદી નાઉમેદ કરતો નથી એ ધોરણ મુજબ એક દિવસ હું મારા એક મિત્રને વિદાય કરવા માટે સ્ટીમર ઉપર જતો હતો ત્યાંથી પાછા ફરતા મઝગામ પર આ ન્યુ નાઇટ હાઇસ્કુલના નામનું પાટીયું મારા વાંચવામાં આવ્યું. તેજ દિવસે સાંજે આ શાળામાં આવી મેં મહેરબાન હેડ માસ્તર સાહેબની મુલાકાત લીધી અને સઘળી બાબતોની માહેતી મેળવી અને તે પછી તુરત જ હું આ શાળામાં દાખીલ થયો. અને તે પછી હું તેમજ મારા સાથીઓ જે આ પ્રમાણે આગળ વધી રહ્યા છીએ તે પણ સ્કુલના સઘળા માસ્તરોને જ આભારી છે, કેમકે આપ સઘળા સાહેબો જાણતા હશો કે આ "ફ્રેન્ડઝ યુનીયન" ના મેમ્બરો કે જેની સંખ્યા દશની છે તેઓ હંમેશાં રાતના બે કલાક અતરે આવી કાંઇ પણ બદલાની આશા વગર અમોને શિક્ષણ આપે છે. હવે આપણે સૌ સારી રીતે જાણીએ છીએ કે જેઓ મતલબ મૂકીને કામ કરે છે તેઓનું કામ ઘણું જ સારૂં થાય છે.

આ શાળાના માસ્તરોથી કાંઇ પણ મતલબ યા બદલાની આશા વગર તેમ જ નાત ઝાતના કાંઇ પણ તફાવત વગર કેળવણી ફેલાવવાનું પવિત્ર કામ કરે છે, જે એટલું બધું તો સરસ રીતે કરે છે કે સેંકડો રૂપીયાના પગાર ખાનારા મોટા મોટા પ્રોફેસરોથી પણ આવી રીતે કામ થતું હશે કે નહિ તે એક શક પડતી વાત છે. કહેવાની મતલબ એ જ છે કે હું તેમજ મારા આ સઘળા સાથીઓ મેટરીક સુધી પહોંચી ગયા છીએ તેનું સઘળું માન અમારા મહેરબાન માસ્તર સાહેબોને જ ઘટે છે અને વળી જે શહેરમાં મહેરબાન ડૉ. દેશપાંડે તથા મે. શેઠ નુરમોહંમદ જેવા ઉદાર હમદર્દ તથા કેળવણીનો ફેલાવો કરવા માટે કાળજી રાખનારા સાહેબો વસ્તા હોય ત્યાં આગળ જતાં મારા જેવા કંઇક બિરાદરો આગળ વધી નામ કાઢે,

તો તેમાં કાંઇ નવાઈ નથી. મહેરબાન સાહેબો, આજના આ મેળાવડામાં મે. પ્રમુખ સાહેબે મુજ નાચીઝને દેશની તથા કોમની સેવા કરવાની ભલામણ કીધી છે તે બારામાં હું જણાવવાની રજ્ઞા લઉં છું કે નાનપણથી મારા દીલમાં એવો વલવલો હતો કે મારા ઝાતભાઇઓનું તેમજ મારા દેશ બાંધવોનું થઈ શકતું ભલું કરવું, તેમાં વળી જ્યારથી મેં આ 'ફ્રેન્ડઝ યુની-યન'ના મેમ્બરો તે આપણી આ શાળાના માસ્તરોને પોતાનો ઝાતી ભોગ આપી, બીન સ્વાર્થપણે દેશસેવા ( કેળવણી ફેલાવવાનું કામ) કરતા જોયા છે ત્યારથી તો મારા મન ઉપર એટલી બધી ઉંડી અસર થઇ છે કે મેં મારો મુદ્રાલેખ એક ઇંગ્રેજી કવીના બોલોમાં જ કોતરી રાખ્યો છે કેઃ— "Climb in order to stop down to help others, learn in order that you may teach and gain power only for service of others." અર્થાતઃ—"બીજાને મદદ કરવા સારૂં નીચે નમવા માટેજ ઉંચે ચડો, શીખવવા માટેજ શીખો અને બીજાઓની સેવા કરવા માટેજ શક્તિ મેળવો."

મેહરબાન સાહેબો, આ ઉપરથી કોઈ એવું અનુમાન બાંધશો નહિ કે હાય હાય નાનપણથીજ પશ્ચિમના વિચારો ગ્રહણ કરી લીધા છે તેથી પરિ-ણામ સારૂં આવશે નહિ, કારણ કે આ મેં ઇખ્તેયાર કરેલ મુદ્રાલેખના બોલો જો કે એક ઇંગ્રેઝ કવીના બોલો છે પણ તે ઉપરથી કાંઇ એમ સમજવાનું નથી કે આવા વિચારો ફક્ત ઇંગ્રેઝ લોકોનાજ હોય છે. ના, અમારા ઇસ્લામી ધર્મના મહાન સ્થાપક હઝરત મોહંમદ સાહેબના તેમજ તેવણના અનુયાઇ-ઓનાં ફરમાનો બી આવાં જ બલ્કે આ કરતાંએ વધુ તાકીદનાં છે જો અતરે કહેવામાં આવે તો ઘણું લંબાણ થઇ જાય તેમ છે કારણ કે તે સઘળાં ફરમાનો અરબી ભાષામાં છે. આ તકે તેનો ઇંગ્રેઝીમાં તરજુમો તથા સમજુતી કરવા બેસીએ તો ઘણો વકત થઈ જાય. અને વળી આ વાતબી મારે કબુલ કરવી જોઇએ કે અરબી ભાષામાં હું કાંઈ વધારે ઉંડો ઉતર્યો

નથી કે જેથી કરીને હું અમારા નબી સાહેબના પાક તેમજ ઉમદા બોલોના તરજુમા કરી આપ સઘળાને સમજાવી શકું. તોપણ આ રાત્રીશાળામાં દાખીલ થવા પછી સેકન્ડ લેંગવેજ તરીકે અરબી ભાષાનો મેં થોડોક અભ્યાસ કર્યો છે જે ઉપરથી અમારા નબી સાહેબના એકાદ ટુંકા ફરમાન શરીફને વાનકી તરીકે આપ સાહેબોને સંભળાવીને હું સંતોષ પકડીશ કે, "ઇરહમ તુરહમ" એટલે કે "દયા કરશો તો દયા પામશો."

મહેરબાન સાહેબો, આ એક ટુંકાજ ફરમાન શરીફ ઉપરથી આપ સઘળા સાહેબો સમજી શકયા હશો કે અમારા ઇસ્લામી ધર્મમાં બીજાઓનું ભલું કરવાની ઘણીજ સખ્ત તાકીદ આપેલી છે. કહેવાની મતલબ એજ છે કે મેં ઇખ્તેયાર કરેલ મુદ્રાલેખના બોલો જો કે એક ઇંગ્રેજ કવીના છે તોપણ તેનો ભાવાર્થ તથા તેની મતલબ અમારા પાક મજહબના ફરમાનો જેવીજ છે એટલે તે પાળવામાં પાક પરવરદીગાર તરફથી હંમેશા મને મદદ મળતી રહેશે એવી મને સંપૂર્ણ ખાત્રી છે, આમીન.

આખરે આપ સઘળા સાહેબોનો વધુ વકત રોકવા માટે માફી ચાહી આપ સઘળાનો ફરી એકવાર ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું."

આ પછી પ્રમુખ સાહેબે પાસ થએલા બીજા વિદ્યાર્થીઓનેબી ચડ-ઉતરનાં ઇનામો વહેંચી આપ્યાં હતાં, જે પછી બીજા કેટલાક સાહેબોએ પ્રસંગને લગતાં વિવેચનનો કીધાં હતાં, તે બાદ હાઝર રહેલા સઘળા સાહેબોએ પ્રસંગને લગતાં વિવેચનો કીધાં હતાં. તે બાદ હાઝર રહેલા સઘળા સાહેબોને ચા, પાન, ગુલાબ, અતર વગેરે વહેંચાયા બાદ મેળાવડો રાતના દસ વાગે વિસર્જન થયો હતો.

હજી "સાંજ વર્તમાન"ના તેજ અંકના પાંચમા પાના ઉપર તુરાબને લગતી બીજી વધુ ખબરબી છાપેલી હતી જે બી અબરામના દીકરાએ વાંચી સંભળાવી.

## " જાણીતા વોહરા જવાન મી. તુરાબની વધુ ફતેહ "

અતરેની ન્યુનાઇટ હાઇસ્કુલમાં અભ્યાસ કરનાર જાણીતા કાઠીયાવાડી વોહરા જવાન મી. તુરાબ કે જેને આ વરસે મેટ્રીકની પરિક્ષામાં પહેલે નંબરે પાસ થવા માટે સોનાનું ઘડીયાળ તથાં સોનાનો સાંદ વગેરે ઇનામો મળેલ છે અને તે બાબતનો વિગત વાર રિપોર્ટ અમે આજના અંકના પહેલા પાના ઉપર પ્રગટ કરેલ છે. તેજ મી૦ તુરાબે ગયા પરમ દિવસે રાતના પોતાની સ્કુલેથી પાછા ફરતા ટ્રામ ગાડીમાંથી ઉતરતાં મી૦ હસનઅલી ઇસુફઅલી લાકડાવાળા નામના એક વોહરા ગૃહસ્થને પ્રાણ ઘાતક અકસ્માતમાંથી પોતાના જીવના જોખમે બચાવી લીધા હતા. જેથી મી૦ લાકડાવાળા એટલા બધા ખુશી થયા હતા કે તુરતજ તેવણે મી૦ તુરાબને એક ઘણી ભારી બક્ષીસ આપવા માંડી હતી પરંતુ મી૦ તુરાબે તે ઉપકાર સહીત પાછી વાળી હતી. જેથી મી૦ લાકડાવાળાના મન ઉપર એટલી બધી ઉંડી અસર થઈ હતી કે તુરતજ તેવણે આવી બહાદૂરી કરનાર અને મોટા મનવાળો માણુસ કોણ છે, ક્યાં રહે છે, શું ધંધો કરે છે વગેરે બાબતોની ખાનગીમાં ઉંડી તપાસ કરાવી હતી. જેમાં મી૦ તુરાબની ચાલાકી, હોંશીયારી, ગરીબાઇ, નમનતાઇ, વગેરે અનેક ખુબીભરેલી ખસલતો જણાયાથી અને વળી મી૦ લાકડાવાળાની પાછળ કોઇ ફરઝંદ યા વારીસ નહિ હોવાથી તેવણ સાહેબે તુરાબને દત્તક લઇ પોતાની તમામ મિલ્કતના વારિસ બનાવવાનું નકી કીધું છે એવી અમોને પાકે પાયે ખબર મળી છે. જો કે મી૦ તુરાબે આ વેરાસત લેવાનું કબુલ નહિ કરતાં તે પોતાની કોમના લાભ માટે ખરચી નાખવાની ઘણીજ ઝીદ કીધી હતી તોપણ મી૦ લાકડાવાળાએ તે વાત કબુલ નહિ રાખતાં વકીલ મારફતે વીલ કરાવી પોતાની તમામ દોલત મી૦ તુરાબને આપવાનું નકી કીધું છે. જેથી આવતા ગુરૂવારે સવારના નવ વાગે અતરેના કેટલાક આગેવાન વોહરા ગૃહસ્થોના એક ઝાહેરી મેળાવડા સમક્ષ મી૦ લાકડાવાળા મી૦ તુરાબને દત્તક લેશે અને તે બાદ પોતાની તમામ મીલ્કતનો તેને વારિસ બનાવશે એવી ખબર પ્રગટ કરવાની અમોને ફરમાઇશ થઇ છે.

૯૭ આજ સવારે અમારા એક પ્રતિનીધીએ મી૦ લાકડાવાળા તેમજ મી૦ તુરાબની મુલાકાત લીધી હતી જે વકતે થએલી વાતચીત ઉપરથી જણાય છે કે મી૦ તુરાબને આજે વેરાસત મળનાર છે તે તમામ તેવણુ સાહેબ પોતાના કાઠીયાવાડી બિરાદરો કે જે અજ્ઞાનતા તેમજ કંગાળીયતના સીકંજામાં સપડે છે તેઓના ઉદ્ધાર કરવાના કામમાં ખરચી નાખશે. અમારા પ્રતિનીધીએ કીધેલા સવાલોના જવાબમાં મી૦ તુરાબે સાફ સાફ જણાવ્યું કે, "હાલ તુરત આ વેરાસતમાંથી શેઠ હસનઅલીના નામ ઉપરથી કાઠીયાવાડમાં એક હસની હાયસ્કુલ ઉભી કરવામાં આવશે અને તેની સાથે ફ્રી બોરડીંગ હાઉસ ખોલી કાઠીયાવાડના તમામ ગામોના વોહરા બાળકોને તેમાં વગર ફીએ દાખીલ કરવામાં આવશે અને તે સાથે એકદમ આલા દરજાનું શિક્ષણ આપવામાં આવશે."

આ ઉપરથી અમારા વાંચનારા જોઈ શકશે કે જો મી૦ તુરાબની યોજના કાએમ થશે તો તમામ વોહરા કોમને ફખર ખાવાનું કારણ મળશે એ દેખીતુંજ છે.

"અબ્રામભાઇ, તમારો ભત્રીજો તમારીજ કોમનો નહિ પણ આખા કાઠીયાવાડનો બલ્કે તમામ હિન્દનો ઉદ્ધાર કરશે એવું આ છાપાના લખાણ ઉપરથી સાફ જણાય છે." અબ્રામની આજુબાજુના રહેનારાઓમાંથી જેઓ છાપું સાંભળવા માટે જમા થયા હતા તેઓમાંથી એક જણાએ તડાકો કર્યો.

"હા હા, ભાઇ, તમારૂં કહેવું તદન ખરૂંજ છે. જુઓને તે નાનપણથીજ કેવો ચાલાક જણાતો હતો. એ તો "પુત્ર લક્ષણ પારણે" એ આપણા ઘરડાઓની કહેવત ખરીજ છે." બીજા એકે ટાપસી પુરતાં કહ્યું.

"અરે ભાઇ, તેની પુરેપુરી હોંશીયારી તો તેની બેન માણેકના નિકાહ ટાંકણેજ જણાઇ આવી હતી; કેમકે તે વકતે તે બાપડાની હાલત એકદમ તંગ હોવા સાથે પોતાનાં ઘરખોરડાં બી ગીરવે હતાં અને વળી સઘળું નકી

થઈ ગયું હતું તોપણ તેણે કેવી સફાઇથી પોતાની બેનને કન્યા વિક્રયના ઝાલીમ પંજામાંથી બચાવી લીધી." ત્રીજા એકે અભરામના દીલમાં આગ લાગે એવી ચીંગારી મુકતાં કહ્યું.

"હા ભાઇ, હા. એ તો પોતાની બેનને કન્યા વિક્રયના ઝાલિમ પંજામાંથી બચાવી લીધી તેના પ્રતાપે તે આટલી બધી તરક્કી ટુંક મુદ્દતમાંજ કરી શક્યો છે અને નહિ તો એવા નિસાસા લાગતે કે તેનો કોઇ જગાએ થાક લાગત જ નહિ." સૌથી પહેલા બોલનારેજ પાછો તડાકો કર્યો.

આ પ્રમાણે છાપું સાંભળવા આવનારા વાતો કરતા કરતા રવાના થઇ ગયા પણ અભરામ તો એ જમા થએલા લોકોનાં મેણાંટોણાં તથા છાપાની વાત સાંભળી એટલો બધો તો ભાન ભૂલો થઇ ગયો કે તે એક શબ્દ પણ બોલી શકયો નહિ."

અજ્ઞાનતા તેમજ ઓછી સમજના લીધે તેના મનમાં એટલી બધી અદેખાઈ ઉભરાઈ આવી કે તે તુરાબ જેવો પોતાને થએલો બેકરમાન અને આજ કાલનો છોકરો આટલી બધી ચડતી પાયરી ઉપર આવી જાય એ તેને બીલકુલ ગમ્યુંજ નહિ. પણ હવે તે કાંઈ કરી શકે એવી હાલતમાં હતોજ નહિ એટલે લાચાર થઇને તેણે ઝોરથી પોતાના દાંત પીસી હોઠ કરડીને થોડીક ગાળો ભાંડી પોતાનો ઉભરો ખાલી કર્યો. મગર તેટલી વારમાં તો તેનો જુસ્સો એકદમ ઉભરી આવ્યો જેના પરિણામે તેને ટાઢની ધ્રુજરી ચડી આવી એટલે તે ઘરમાં જઇ બે ત્રણ ગોદડાં ઓઢી ખાટલામાં પડ્યો અને પોતાની મરઝી મુજબ લવારા કરવા લાગ્યો.

બીજી તરફ તુરાબની આટલી બધી તરક્કી થયેલી જોઈ જીવાના મન ઉપર બી જબરી અસર થઈ આવી એટલે તે બી પોતાના મનમાંજ હાય અફસોસ કરવા લાગ્યો કે:—

"અરેરે, આવા ભણેલ ગણેલ બધી વાતે હોંશીયાર અને વળી ગભરૂ જવાનને મારી કન્યા નહિ આપતાં પૈસાના લોભમાં લલચાઈ બદ્દર શેઠ

જેવા ઘરડા ઘુવડ તેમજ સોનેરી ટોળીના સરદાર જેવા લુચ્ચા લફંગાને આપી દીધી તે ઘણુંજ ખોટું કીધું છે. હાય હાય, લીધેલા રૂપીયા બી ખુદા જાણે કંઈ જહન્નમની ખાડમાં ચાલ્યા ગયા તેનીએ કાંઇ ખબર રહી નહિ, મગર દીકરીના નિસાસા તથા દુઃખ જોવાનું અને લોકોનાં મેણાંટોણાં સાંભળવાનું તો કરમે ચોંટી રહ્યું એ કેવી કમ નસીબી!" આ પ્રમાણે જીવો પોતાની થએલી ભૂલ માટે મનમાં હાય અફસોસ કરતો હતો પણ તે સઘળું હવે ફોકટ જ હતું:—

આગે કો પીછે ભયો, હરસે કીયોના હેત;
ફીર પસ્તાએ કીયાભયો, જબ ચીડીયાં ચુગ ગઇ ખેત.

ઉપર જણાવ્યા મુજબ અભરામ બીમાર થઈ જવાથી બે ત્રણ દિવસ સુધી તેઓની સફર મુલ્તવી રહી. મગર ચોથે દિવસે સવારમાં જીવાએ મુંબઇની સફરની તૈયારી કરવાની વાત છેડી એટલે વળી પાછો અભરામ પોતાની હઠ પકડી બેઠો. જીવાએ કેટલીક રીતે સમજાવ્યો ત્યારે કેટલીક શરતે તે મુંબઇ આવવા માટે કબુલ થયો એટલે તેઓ બંને પાંચમે દિવસે સવારના અભરામના ગામથી રવાના થઈ પાસેના સ્ટેશને આવી પહોંચ્યા અને આગગાડીમાં બેસી ચોવીસ કલાકની મુદતમાં મુંબઇના ગ્રાંટરોડ સ્ટેશન આવી ઉતરી પડ્યા.

—:o:—

## પ્રકરણ ૧૭ મું.

## ગરજ સરી કે વૈદ વેરી.

સાંજના સાડા પાંચ વાગ્યાનો અમલ હોવાથી બલીહારી મુંબઈ નગરીમાં વસનારા જંજાળી પણ શોકીન મનુષ્યો આખા દિવસના જંજાળમાંથી મુક્ત થઈ ફરવાને બહાને બાહેર નીકળી પડેલા નઝરે પડતા હતા. જેથી ચોપાટી, ચરનીરોડ, પાલવા, બેન્ડસ્ટેન્ડ વગેરે મુંબઇના મોટા લત્તાઓ ઉપર

તો સ્ત્રી પુરૂષોનાં ટોળેટોળાં કીડી મકોડીની જેમ ઉભરાઈ જતાં માલમ પડતાં હતાં. તેમાંએ ખાસ કરીને ચાંટરોડનો લત્તો કે જેની સાથે હાલમાં આપણી વાર્તાનો સબંધ છે ત્યાંની ખુબી તો કંઇક ઓરજ જણાતી હતી. કેમકે ત્યાંપર આવેલી જુદી જુદી નાટકશાળાઓમાં તથા સીનેમેટોગ્રાફના મકાનોમાં હજી દિવસ હોવા છતાં રાહદારીઓનું ધ્યાન ખેંચાય એટલા વાસ્તે કીટસનલાઇટની તથા વીજળીની રોશની થઈ ગઇ હતી અને તે સાથે વળી કાબીલ તેમજ ચતુર ચીતારાઓના હાથે નાટકોમાંના તથા સીનેમાઓમાંના અમુક ભાગના જુદા જુદા દેખાવો તખતા ઉપર ચીતરાવી રસ્તાની બેઉ બાજુ ઉપર થોડે થોડે અંતરે મૂકી દીધેલા જણાતા હતા; તેને નિહાળવામાં શોકીન જવાનીયાઓ તલ્લીન થઈ ગએલા હોય એવું સાફ જણાતું હતું. હજી કેટલીક નાટકશાળાની ટીકીટ ઓફીસોમાં ટીકીટો ખરીદવાની મારામારી ચાલી રહી હતી. જ્યારે બીજી બાજુ હોટલોવાળાઓ, પાનવાળાઓ અને એવા બીજા ધંધાદારીઓ પોતાના શોકીન ઘરાકોને રીઝવવાના કામમાં ચકચુર થઈ ગએલા જણાતા હતા અને હજી તેજ મુજબ ટ્રામનાં સ્ટેશનો આગળ બાર બાર ચૌદ ચૌદ વરસના છોકરાઓ આ “સાંજ વર્તમાન,” “સાંજનું જામે,” “કેસરી,” “એડવોકેટ ઓફ ઈન્ડીયા,” “આ નવીન ખબર,” વગેરે બુમો મારી રાહદારીઓનું ધ્યાન પોતા તરફ ખેંચી રહ્યા હતા, અને ત્રીજી તરફ ટ્રામગાડીઓ, મોટરો, ઘોડા ગાડીઓ વગેરેના અવાજોથી હર જગાએ ધમ ધમાટ થઈ રહ્યો હતો. આ વકતે આપણા બે કાઠીયાવાડી જાંખરા, તે જીવો ને અભરામ, પોતાની સાથે એક હેલકરી (મજુર) લઈ રસ્તાની એક બાજુ ફુટપાથ ઉપર, રખેને ક્યાંય કચડાઇ જઇશું એવી બીકમાં, ચાલ્યા જતા હતા; તેવામાં સામેથી આપણી વાર્તાનો નાયક **ટળવળતો તુરાબ** આવતો જણાયો, જેણે દૂરથી પોતાના કાકા અભરામને તથા જીવાને ઓળખ્યા એટલે તે તુરત જ તેઓની પાસે ગયો અને ‘સલામુન અલયકુમ’ કહી હાથ મીલાવનાની ઇચ્છા દેખાડવા

લાગ્યો એટલે જીવાએ સલામનો અલેક વાળી સામા હાથ મીલાવ્યા. મગર અબરામ તો મોઢું ફેરવી રિસાઇને ઝરા દૂર જઇ ઉભો રહ્યો જેથી તુરાબે ઘણીજ નમનતાઇ સાથે કહ્યું કે, "કાકાજી સાહેબ, આમ રિસાઇને ઉભા રહ્યા છો તે કાંઈ ઠીક કહેવાય નહિ, કેમકે આપણે જે એક લોહી છીએ તે આમ રીસાવાથી કાંઈ જુદા પડી શકીશું નહિ, કારણ કે આપણામાં કહેવત છે કે, "ડાંગે માર્યું પાણી જુદું થાય નહિ" એ કહેવત ખરી જ છે. આપ મહેરબાની કરી હવે ગઇ ગુજરી વિસરી જાઓ અને આપણા કેસમાં મારી કાંઈ ખત્તા થઈ નથી અને તે છતાં કદાચ થઇ હોય તો ખુદા અને ખુદાના રસુલ વાસ્તે માફ કરી દો અને સલામ કરવા વાસ્તે મને હાથ આપવાની મહેરબાની કરો."

આ પ્રમાણે તુરાબે ઘણી જ નમનતાઇથી પોતાના કાકા અબરામને સમજાવવાની ઘણી કોશીશો કીધી પણ અબરામ એકનો બે થયોજ નહિ. આખરે જીવાએ તેના કાનમાં કહ્યું કે, "અબરામભાઇ, પારકા મુલ્કમાં આમ હઠ કરી બેસશો તો આપણી ઘણીજ હલકાઇ થાશે. તમારા મનમાં જે હોય તે સઘળું અત્યારે ગળી જાઓ તોજ આપણા હકમાં સારૂં છે. કારણ કે, "લાગ આવે ત્યારે સોગઠી મારવી" એ ડાહ્યા પુરૂષોનું કામ છે; એ વાત તમો ખૂબ જાણો છોજ એટલે વધારે તે શું કહું?"

જીવાની આ મુજબની સહાલથી અબરામ કંઇક સમજી ગયો એટલે તે સઘળું જાણ્યું અજાણ્યું કરી તુરાબ સાથે હાથ મીલાવી ઉપર ટપકેથી વાતો કરવા લાગ્યા.

આપસમાં ખેર આફીયતની તથા અહીંતહીંની વાતો કરવા પછી તુરાબે આમ એકાએક આવવાનું કારણ પૂછ્યું, એટલે જીવાએ જવાબ આપ્યો કે—"ભાઇ તમે જાણો છો કે અમારી દીકરીને આજથી બે વરસની વાત ઉપર પેલા બદરૂશેઠ સાથે પરણાવી છે, તે હાલમાં ઘણી માંદી હોવાથી અમે તેને તેડવા માટે આવ્યા છીએ."

"તમો એક સાહેબો ક્યાં ઉતરશો ?" તુરાબે બીજો સવાલ પૂછયો. "અમારા જમાઇ બદરૂશેઠને ત્યાં ઉતરશું. શું એના સિવાય બીજી કોઇ જગ્યાએ અમારાથી ઉતરાય કે ?" જીવાએ જવાબ આપવા સાથે સામો સવાલ કીધો.

"બીજે ઉતરાય કે ના ઉતરાય તે તકરારમાં ઉતરવું હું હાલ પ્રસંદ કરતો નથી પણ મુંબઇના વસવાટના લીધે હું જોઇ શકયો છઉં કે બદરૂશેઠને ત્યાં ઉતરવું તે તમારા માટે લાભકારક નીવડશે નહિ, કારણ કે "મુંબઇમાં 'રોટલો મળે પણ ઓટલો મળે નહિ' એ કહેવત મુજબ તમોને કદાચ જમવા જુઠવાની તો અડચણ પડશે નહિ મગર સુવા બેસવા માટે બદરૂશેઠને ત્યાં સરખાઇ આવશે કે કેમ તે માટે મને શક છે. એટલાજ વાસ્તે હું આપ સાહેબોને ઘણુાજ માન સાથે અરઝ કરૂં છું કે મહેરબાની કરી મારે ત્યાં ઉતરવાની તસ્દી લેશો તો આપ સાહેબોનું ઘણુંજ મોટું અહેસાન થશે. સાહેબો, આપ જાણો છો કે હું અતરે એકલોજ (છડો) છઉં અને તેમ છતાં કૃશ્નાણી બીલ્ડીંગનો ચોથો માળ આખો હુંજ વાપરૂં છું એટલે આપ સાહેબોને સુવા બેસવાની યા એવી બીજી કોઇ તરેહની તકલીફ પડશેજ નહિ. જો તેમ છતાં કદાચ મારે ત્યાં ઉતરવામાં વાંધો યા અડચણ હોય તો પછી મારા ઘરના નીચેના ભાગમાં એટલે કે મઝકુર ચાલીના ત્રીજા મજલા ઉપર હાલ થોડુંક થયા મારા મુન્ઈન મુરબ્બીક અને મુહસીન શેઠ હસનઅલી લાકડાવાળા સાહેબના નામ ઉપરથી અમે એક કામચલાઉ હસની મુસાફીરખાનું ખોલ્યું છે અને ત્યાં કાઠીયાવાડના કોમી મુસાફીરોને ઉતરવા માટેની સગવડતા કીધી છે એટલે ત્યાં ઉતરશો તો બી તમોને ઘણી રાહત મળશે." તુરાબે લાગણીથી કહ્યું.

આ પ્રમાણે તુરાબે ઘણી જ લાગણી તથા મોહબ્બતના સાથે પોતાને ત્યાં અથવા તો પોતાના હાથ ઉપર ચાલુ થએલા મુસાફીરખાનામાં ઉતરવા માટેની ઘણીએ ખેંચતાણુ કીધી પરંતુ અભરામનું મન ઝરાએ પીગળ્યું નહિ જેથી જીવાએ કહ્યું કે, "ભાઇ, તમારી આવી ભલી લાગણી માટે અમે

ઘણા ઉપકારી થયા છીએ, પણ દીલગીરી એજ છે કે હાલ તુરત કેટલાંક કારણોને લીધે અમે તમારી માગણી કબુલ કરી શકતા નથી માટે હાલ તો અમે અમારા જમાઇરાજને ત્યાંજ જઇશું અને જો ત્યાં ઠીક નહિ પડે તો પછી તમે તો છોજને એટલે મોટી ખુશીથી તમારે ત્યાં આવીશું."

જીવાનો ઉપર મુજબનો જવાબ મળવાથી લાચાર થઈ "ભલે જેવી તમારી મરજી." એમ કહી તુરાબે પોતાનો રસ્તો લીધો અને અભરામ તથા જીવો બી બદરૂશેઠના ઘર તરફ રવાના થયા. રસ્તે ચાલતાં અભરામે જીવાને કહ્યું કે, "જીવાભાઈ, જે નાપાકની બીક માટે હું મુંબઈ આવવા માટે નારાજ હતો તે રસ્તામાંજ મળી ગયો એ કેવી કમનસીબી?" "અભરામભાઇ, એતો 'બીક હોય તે સામું મળે,' એ કહેવત જેવું થયું. ભાઇ તમે ઘણા પાકા અને જબરા છો કે ઘેરથી નીકળતી વખતેજ મારાથી તુરાબને ત્યાં ન જવાની શરત કરી લીધી છે. જો તમે આ શરત કીધી ના હોત તો હું તો તેને ત્યાંજ જવામાં ખુશી હતો, કારણ કે તેની નમનતાઇ અને મીઠાશની વાતો મને એટલી બધી પસંદ આવી ગઇ કે ના પૂછો વાત." અભરામનું દીલ કંઇ પીગળ્યું છે કે નહિ તે જાણવાના હેતુથી જીવાએ વગર માગે પોતાનો મત દરશાવતાં કહ્યું, "જીવાભાઈ, એ બધી નમનતાઇની તથા મીઠાશની વાતો સાંભળવાથી મારા દીલમાં તો ઉલટી હોળી સળગવા જેવું થાય છે માટે મારી પાસે તેવી વાતો ના કરો તો ઘણું સારૂં." અભરામે ઝરા લાલ પીળા થઇ કહ્યું. આ પ્રમાણે વાતો કરતા કરતા તેઓ બદરૂશેઠની દુકાનની પાસે આવી પહોંચ્યા પણ તેઓ બંને દુકાનમાં દાખીલ થાય તેના અગાડી બદરૂશેઠે દૂરથી તેઓ બેઉને જોઈ લીધા તેથી તે તરતજ પોતાના નોકરને તથા પોતાના છોકરાઓને જોઇતી સૂચનાઓ આપી દુકાનમાંથી પલાયનમઃ કરી ગયો.

બદરૂશેઠના ચાલી જવા પછી તુરતજ જીવો અને અભરામ સલામુન અલયકુમ, કહી દુકાનમાં દાખીલ થયા.

'વઅલયકુમુસ્સલામ' કહી બદરૂશેઠના દીકરાઓએ તથા નોકરે સલામનો જવાબ વાળ્યો અને બેઉ જણુથી હાથો મીલાવી ખુરશી ઉપર બેસાડ્યા. "શેઠ સાહેબ કયાં છે?" ખુરસી ઉપર ઠરી ઠામ થવા પછી અભરામે પૂછ્યું.

"શેઠ તો હમણુાંજ ફરવા ગયા છે, તે રાતના સાત વાગે પાછા આવશે." બદરૂશેઠના મોટા દીકરાએ જવાબ આપ્યો. "ત્યારે ભાઈ ઘેર ચાલોને, ઝરા બાઈ પાસે જઈ આવીએ." જીવાએ પોતાની દીકરી પાસે જવાના હેતુથી કહ્યું.

"ઘરમાં તો હાલમાં અમને કોઇને જવાની રઝા નથી. કારણુ કે બિમારી ખરાબ હોવાથી ડોકટરે બોલવા કરવાની સખત મનાઇ કીધી છે એટલે મારા બાવાજી આવે ત્યારે તેની સાથે તમે જઈ શકશો, મારાથી તે કામ થશે નહિ." બદરૂશેઠે પોતાના દીકરાને જે પ્રમાણે કકો ભણાવ્યો હતો તેજ પ્રમાણે તેણે બેદરકારીથી જવાબ આપ્યો.

આમ રોકડો જવાબ મળવાથી જીવો તથા અભરામ થોડીજ વાર સુધી દુકાનમાંજ બેસી રહ્યા અને તે બાદ મગરીબનો વકત થઈ જવાથી પાસેની મસ્જીદમાં ગયા અને ત્યાંથી નમાઝ સલાત વગેરે કામથી ફારીગ થઈ લગભગ રાતના સાત વાગે પાછા દુકાનમાં આવી પહોંચ્યા. આ વખતે બદરૂ-શેઠ સહેલ કરીને આવી ગએલા હોવાથી તેઓ મળી ભેટી અરસ પરસનાં ખબર અંતર પૂછી સૌ જમવા માટે બદરૂશેઠને ઘેર ગયા.

આ વખતે બદરૂશેઠે એવો તો રોઅબ (રોફ) અને કડપ ઇખ્તેયાર કીધો હતો કે કોઈ તેની સામે ચૂં ચાં કરી શકતું નહોતું તે એટલે સુધી કે ઘરમાં બી એકદમ ચુપકીદીજ પથરાઇ ગએલી જણાતી હતી. અભરામ તો આ સઘળું જોઇને દીંગજ થઇ જતો હતો, કેમકે બે વરસ ઉપર જોએલ બદરૂશેઠમાં અને હાલના બદરૂશેઠમાં તેને જમીન આસમાનનો ફરક જણાતો હતો, તોપણુ આ વખતે તે કાંઇ નહિ બોલતાં વખત વરતી મનમાંજ સમસમી રહ્યો.

ઘરમાં આવવા પછી જીવો પોતાની દીકરીના ખાટલા આગળ ગયો અને પોતાના ખીસામાંથી એક બેઆની કાઢી ખાટલામાં પડેલી પોતાની

બિમાર દીકરીને સલામ કર્યો અને તે બાદ તબીયત કેમ છે વગેરે બાબતની પૂછા કરવા લાગ્યો. આ સર્વેનો કાંઇ પણ જવાબ નહિ આપતાં થોડીકવાર સુધી તો તે બાપડી, બિમાર જીવાની સામું ટગર ટગર જોવા લાગી અને તે પછી પોતાનું સઘળું જોર એકઠું કરી જેમ તેમ કરી તેણી ખાટલામાં બેઠી થઈ ગઇ અને તે બાદ ઝાર ઝાર ચોધાર આંસુએ રોવા લાગી. આ સઘળું જોઇ જીવો કે જે ઝરા સખત દીલનો હતો તોપણ તેની આંખોમાં બી આંસુઓ ભરાઈ આવ્યાં અને અભરામ પણ ઝરા રોવા જેવો થઈ ગયો.

મામલો આ મુજબ બનવાથી થોડીવાર સુધી તો કોઇ એક શબ્દ બી બોલી શક્યું નહિ. આખરે પોતાના દીલને સખ્ત કરી જીવો બોલવા લાગ્યો કે, "મારી વહાલી દીકરી, તું આમ કચવાય છે તે ઠીક નહિ, કેમકે શરીર છે તે બિમારી તો આવેજ, તેમાં રોવું કકળવું તે કોઇ રીતે વાજબી નથીજ, માટે છાની રહી જા. ખુદાતાઅલા કાલે આરામ કરી નાખશે. વળી આ વાત જાણીને તું ઘણી ખુશી થઇશ કે અમે તને આપણે ઘેર તેડી જવા માટેજ આવ્યા છીએ. વહાલી દીકરી, આપણે ઘેર પહોંચવા પછી તારી મા ખૂબ દીલ દઇને તારી દવાદારૂ તથા સેવા ચાકરી કરશે; માટે બેન, હવે છાની રહી જા."

"હા હા, બેન, તારા અબાનું કહેવું ખરૂંજ છે કેમકે આપણા દેશનું પાણી એવું તો સરસ છે કે વગર દવાએજ તું તરતમાં ઘોડા જેવી થઈ જશે." અભરામેબી જીવાની વાતમાં ટાપસી પુરતાં કહ્યું.

આ તકે અમારે ખુલાસો કરવો જોઇએ કે જીવો અને અભરામ એમજ જાણુતા હતા કે આ સઘળું રોવું કકળવું બિમારીના લીધેજ છે પણ ખરી રીતે જોતાં તેણીના રોવા કકળવાનું કારણ તો બદરૂશેઠના ઘરમાં આવવા પછી તે બિચારીની ઉપર ભારે દુઃખનાં જે વાદળાંઓ વરસી રહ્યાં હતાં તેજ હતું. કેમકે "શોકય સારી પણ શોકયના છોકરાં નહિ" એ કહેવત મુજબ બદરૂશેઠના આગલા છોકરાઓ, છોકરીઓ, વહુઓ,

વગેરે તરફથી જીવાની દીકરીને અવારનવાર જે વાક્યબાણુ સાંભળવાં પડતાં હતાં તે ન વર્ણવી શકાય તેવાં જ હતાં; વળી ઓછામાં પુરૂં બદરૂશેઠની ઉમર પણુ મોટી તથા પાકટ હોવાથી તેની તરફથી બી તે બિચારીને પ્રેમ, વહાલ, પ્યાર યા એવી બીજી કોઈ તરેહનું સુખ મળ્યું નહોતું અને તેના પરિણામે રાત દિવસ તે બાપડી અંદરખાનેથી બળ્યાજ કરતી હતી અને તેના લીધેજ તે બિચારી ક્ષય રોગની ભયંકર બિમારીનો ભોગ થઈ પડી હતી.

કહેવાની મતલબ એજ છે કે જીવાની દીકરીના રોવા કકળવાનું કારણુ તદ્દન બીજુંજ હતું.

જીવાએ પોતાની દીકરીને છાની રાખવા તથા શાંત પાડવા માટે ઘણીએ લાગવગ ચલાવી મગર અફસોસ જેમ જેમ તે વધુ સમજાવવા લાગ્યો તેમ તેમ તેણી વધુ અને વધુ રોવા તથા કકળવા લાગી તે એટલે સુધી કે આખરે તે બિચારી ગમ ખાઈ (બેશુદ્ધ થઈ) ખાટલામાં પડી ગઈ એટલે બદરૂશેઠે કહ્યું કે, “જીવા મામા, હવે તેને વધુ વાર બોલાવવી રહેવા દો. ડાકટરો તરફથી તેને બોલાવવાની તથા વાત કરવાની સખત મનાઈ છે છતાં તમે બોલાવવાનું કામ ચાલુજ રાખ્યું, જેનું પરિણામ આવું ખરાબ આવ્યું. ખેર, હવે જે થયું તે થયું, તેને હવે નિરાંતે સુઈ રહેવા દો અને ચાલો આપણે સૌ જમી લઇએ.” બદરૂશેઠના હુકમને અનુસરીને સૌ સફરા ઉપર ગોઠવાઈ ગયા એટલે જમણુનો થાલ હાઝર કરવામાં આવ્યો એટલે સૌ કોઈ પોતાના પેટોબાની પુજા કરવામાં મશ્ગુલ થઈ ગયું, મગર જીવાને આજના જમણુમાં જરાએ ટેસ પડ્યો નહિ, કેમકે પોતાની બીમાર દીકરીને ગશ આવી ગયો તોપણુ બદરૂશેઠે ના તો કોઈ ડાકટરને તેડાવ્યો યા ન તો કાંઈ દવાદારૂ કીધી અને તેજ મુજબ ઘરનાં સઘળાં માણુસો બી જાણે કાંઇ બન્યુંજ ન હોય એમ ધારી સૌ કોઈ પોતપોતાના કામમાં ગુંથાઇ ગયાં.

આ સઘળું પોતાની નઝરો નઝર જોવાથી જીવાને ઘણુંજ ભારે લાગ્યું, તે પોતાના મનમાં વધુ અને વધુ હાય અફસોસ કરવા લાગ્યો કે,

અરેરે, આવા નગુણા અને નિર્દય (બેરહેમ)ને મારી દીકરી આપી તે 'કસાઈ વાડે ગાય બાંધવા જેવુંજ કર્યું છે.' આવા આવા કંઇક તરેહના વિચારો જીવાના મનમાં આવવાથી તેનો નીવાલો ગળામાંજ અટકી જતો હતો તેથી બે ચાર નિવાલા લઇનેજ તે થાલમાં છાનોમાનો બેસી રહ્યો. મગર તેના જમાઈ બદરૂશેઠે તેને ઝરાતરા ખેંચ બી કરી નહિ, કારણ કે તેના દીલમાં બીજાઓ માટે લાગણી હતીજ નહિ તે આપણે જાણીએ છીએ, તેમાંએ આ વકતે તો તેના મનમાં એવા વિચારો ઘોળાયા કરતા હતા કે આ કાઠીઆવાડી કાળમુખા ઝાંખરા આવા વખતે અતરે આવી પ્રહોંચ્યા છે તે કોઈ રીતે સારૂં નથી, કેમકે વખતે પોતાની મીસીસ માંદગીના લીધે લાગ જોઇને પોતાના બાવાને ઘરમાંથી પૈસાની મોટી રકમ યા તો દાગીના જેવું કાંઈ આપી દેશે એવી તેને પક્કી ધાસ્તી થઈ આવી હતી.

મતલબ કે જીવાના તથા બદરૂશેઠના મનમાં અત્યારે "સિયાળ તાણે સીમ ભણી અને કુતરૂં તાણે ગામ ભણી" એ કહેવત જેવો મામલો થઈ રહ્યો હતો એટલે આ પાઘડીનો વળ કયાં ઉતરે છે તે આપણે આગળ જતાં જોઇશું. થોડીજ વારમાં સૌ જમણથી પરવારી રહ્યા એટલે બદરૂશેઠે પોતાના નોકરને કહ્યું કે, "કાસમ, મહેમાનોને આપણી દુકાનના પાછળમા ભાગમાં સુવાની સગવડતા કરી આપ." "જી સાહેબ જેવો હુકમ." કહી નોકર જીવાને તથા અભરામને સાથે લઇને નીચે ઉતરી અને દુકાનના પાછળના ભાગમાં કે જે વખાર તરીકે વપરાતો હતો ત્યાં આવી માલના બે મોટા બોખા ઉપર જીવાની તથા અભરામની પથારી કરી આપી, નોકર પોતાના ઘેર ચાલ્યો ગયો. "જીવાભાઇ' આ તો 'જયાં ઝાઝા આંચડ, ઝાઝા જુવા ત્યાં મહેતાના ઉતારા હુવા' એ લોકવાયકા જેવાજ આપણા આજે હાલ થયા છે. ખરેખર ઘણાખરા મુંબઈવાળા બૈહયા, બેશરમ, નગુણા અને મતલબના યાર હોય છે એવી જે સામાન્ય વાતો આપણા કાઠીયાવાડમાં બોલાય છે તેનો આપણને આજે પૂરેપૂરો અનુભવ થયો છે, કેમકે આજથી બે વરસની વાત

ઉપર જ્યારે હું તમારી દીકરી સાથે બદરૂશેઠનું સારું નક્કી કરવા આ મુંબઇ નગરીમાં આવ્યો હતો ત્યારે તો તે નામઝાદાએ મને ઉતરવા માટે ખાસ બંગલો આપ્યો હતો અને આજે તમે સાથે છો તે છતાં એક કોટડી બી આપવાની ગૃહસ્થાઇ તેણે બતાવી નથી, એટલે કે 'ગરઝ સરી કે વૈદડો વેરી' એ કહેવત જેવુંજ તેણે કરી બતાવ્યું છે." નોકરના જવા પછી અભરામે ભારે અફસોસથી કહ્યું.

"અભરામભાઇ, એ બધા તમારાજ પ્રતાપ છે કેમકે જો તે વકતે તમો ભાઇ આ કામમાં પડ્યા ના હોત તો હું આવા નિર્લજ મુંબઈવાળાની જાળમાં કોઇ રીતે ફસાત નહિ; સમજ્યાને." જીવાએ બદનામીનો સઘળો ટોપલો અભરામના ઉપર નાખતાં કહ્યું.

આ પ્રમાણે હાય અફસોસની વાતો કરતાં તેઓ બંને જણા બિછાને પડ્યા પણ પાસેના સંડાસની તથા ગટરની દુર્ગંધથી તેમ જ મચ્છરચાંચડના પ્રતાપથી તે બેઉ જણાને ઝરા તરા બી ઉંઘ આવી નહિ. જેથી આખી રાત તરફડી તરફડીને પૂરી કીધી. વખારમાં આ લોકોની પાસે જ દુકાનમાં કામકાજ કરનારા બે ત્રણ ઘાટીઓ બી સૂતા હતા, જેઓ માંહોમાંહે બદરૂશેઠે પોતાના સસરાની જે મહેમાનદારી કીધી તેને માટે સખત ટીકા કરતા હતા. મગર આપણા આ કાઠીયાવાડી મેહમાનો મરાઠી ભાષા બીલકુલ સમજતા નહોતા એટલે તે લોકોની વાતો શું છે તે જાણી શકયા જ નહિ. અહીં આળોટતાં આળોટતાં કંઇક આંખ લાગી ન લાગી તેવામાં ફઝર થઇ ગઈ એટલે તેઓ બંને ઉઠીને મસ્જીદમાં ગયા અને નમાઝ સલાતથી ફારીગ થઈ બદરૂશેઠની દુકાનમાં આવી બેઠા.

તે બાદ થોડીવાર પછી નાસ્તાનો ટાઇમ થઈ જવાથી બદરૂશેઠ બેઉ મહેમાનને સાથે લઇ પોતાના ઘેર આવ્યો, જ્યાં ચા નાસ્તાથી ફારીગ થયા પછી જીવાએ વાત કાઢી કે, "જમાઇરાજ, મારી દીકરી બહુ માંદી છે

એટલે તેને તેડવા માટે જ અમે બેઉ જણા ખાસ આવ્યા છીએ અને અમોને ખાતરી છે કે તમો અમોને નાઉમેદ કરશો નહિ."

"હા હા, શેઠ સાહેબ, જીવાભાઇનું કહેવું વાજબી જ છે કારણ કે આપણા દેશનું પાણી ઘણું સારૂં છે અને વળી બાઇની મા જાતે દવાદારૂ કરશે એટલે તમારાં ઘરવાળાંને થોડા જ દિવસમાં તદન આરામ થઇ જશે એમાં ઝરાએ શક નથી. આજને આજજ રજા આપો તો મોટી મહેરબાની." અભરામે જીવાની વાતને ટેકો આપતાં કહ્યું.

"તમારૂં કહેવું કદાચ ખરૂં હશે પણ તમે જુઓ છો કે બિમારી અતિશય હોવાથી ઉઠી બેસીએ શકાતું નથી એટલે તમારી માગણી કબુલ રાખી શકાય તેમ નથી જે માટે હું ઘણો દીલગીર છઉં." બદરૂશેઠે ઠંડે પેટે જવાબ આપ્યો.

"જમાઇરાજ, બિમારી સખત છે અને વળી નબળાઇ ઘણી છે એ વાત ખરી છે તોપણ અમે બે જણા સાથે છીએ અને વળી આગગાડીમાં જવાનું છે એટલે કોઈ વાતે વાંધો આવશે નહિ. મહેરબાની કરીને અમારી વાતને કબુલ રાખો તો ઘણું સારૂં." જીવાએ એકદમ નમનતાઇથી કહ્યું.

"આગગાડીમાં જવાનું છે અને વળી તમે બે જણા સાથે છો એ વાત હું સારી રીતે જાણું છું પણ ડાકટરોએ હાલવા ચાલવાની સખત મનાઇ કીધી છે એટલે તમારી વાત કોઈ રીતે કબુલ રાખી શકાય તેમ નથી." બદરૂશેઠે મક્કમતાથી કહ્યું.

"જમાઇરાજ, એ તમારા ડાકટરોની વાત હવે દાટી દો અને મહેરબાની કરીને અમારી દીકરીને અમારે ઘેર મોકલો. અરે, તમે મુંબઇવાળાઓ, ડાકટરોની વાતો ઉપર લોભાઓ છો પણ તે સાથે આ વાત તદન ભૂલી જાઓ છો કે દેશનું પાણી ઘણું તંદુરસ્તીવાળું છે એટલે વગર ડાકટરે તુરતમાં આરામ થઈ જાય છે, તો પણ હું અને અભરામભાઇ તો તમારા બહાનાને કબુલ રાખી વગર તેડવે ખાલી હાથે પાછા જઇએ એવા છીએ,

પણ લાચારી એજ છે કે ઘરમાં તમારી સાસુએ જ્યારથી પોતાની દીકરીની બિમારીની વાત સાંભળી છે ત્યારથી તે રાત દિવસ એવી તો ઝંખના કરે છે કે ના પૂછો વાત, માટે અમારા ખાતીર નહિ પણ તમરી સાસુના ખાતીર બાઇને મોકલવી જ પડશે." જીવાએ ઝરા ગરમ થઇને કહ્યું.

"તમે લાખ વાત કરો મગર તમારી માગણી હું કોઇ રીતે કબુલ કરનાર જ નથી." બદરશેઠે નફટાઇથી કહ્યું.

"મહેરબાન શેઠ સાહેબ, તમે આમ હઠ પકડી બેઠા છો એ કોઇ રીતે વાજબી નથી કારણ કે તમે જાણો છો કે જ્યારે હું વચમાં પડ્યો ત્યારે જ આ તમારા કામનો પાટો ચડ્યો છે. તે વકતે તમો સાહેબની જીવાભાઈ આગળ અને જીવાભાઇના ગામવાળા આગળ એવી તો મેં તારીફ કરી હતી કે ના પૂછો વાત અને તેમ છતાં આટલી ટુંક મુદ્દતમાંજ આમ આડા થઇ બેઠા છો એટલે કે બાઇને ન મોકલવાની હઠ લઇ બેઠા છો એ કોઇ રીતે વાજબી નથી જ. મહેરબાન શેઠ સાહેબ, આપ જાણુતા હશો કે આપણા કાઠીયાવાડમાં એવો રિવાજ છે કે દીકરીને પરણાવ્યા પછી એક મહીના બાદ જ તેના માવતરો આણું વાળવા (તેડવા) માટે આવે છે અને તે પછી બી જ્યાં સુધી બાઇને છોકરાં છૈયાં ના થાય ત્યાં સુધી આણાં કરવાનો રિવાજ ચાલુ જ હોય છે, તેમાંનું કાંઈ બી બિચારા જીવાભાઇએ કીધું નથી; એટલે કે તેની દીકરી પરણીને તમારા ઘરમાં આવી તે પછીથી તેણીએ પોતાના બાપનાં ગામનાં ઝાડવાંએ જોયાં નથી; તે તો જાણે ઠીક, પણ હાલમાં તે બિચારી ભયંકર બિમાર થઈ ગઈ છે એટલે જીવાએ સંખ્યાબંધ કાગળો લખ્યા તેની તમોએ કાંઈ પરવા કીધી નહિ જેથી તેનો ખુદનો દીકરો તેડવાના બહાને અતરે સુધી આવ્યો તો તેની બી તમોએ કાંઈ દાદ આપી નહિ. આખરે લાચાર થઇને અમારે બે જણાને આવવું પડયું છે એટલે હવે આમ હઠ કરો છો તે કોઇ રીતે વાજબી નથીજ. માટે મારી બી ફરી અને ફરી એવીજ અરઝ છે કે આજ ને

આજજ બાઇને અમારી સાથે મોકલવાની મહેરબાની કરો અને તેમ કરી અમોને ઝીંદગી સુધીના આભારી બનાવી લો. સમજ્યાને, મારા શેઠ." અભરામે પોતાની સઘળી હીમત એકઠી કરીને કહ્યું.

"અભરામભાઈ, આવી ડાહી ડાહી વાતો કરતાં તમને તો ઠીક આવડે છે પણ તે સાથે આ વાત તમે તદ્દન ભૂલી જાઓ છો કે, કાઠીયાવાડમાં કન્યાઓને પરણવા પછી એકાદ માસ બાદ તેણીના માવતરોને ત્યાં મોકલવાનો જે રિવાજ છે તે તો કાયદેસર થએલાં લગ્નોમાં ચાલુ હોય છે અને નહિ કે આવા કન્યાવિક્રયના કેસોમાં. અરે, આ મારા કેસમાં તો તમોએ બારો બાર રૂપીયા લઇને કન્યાને વેચી છે એટલે તે ઉપર તમારો કાંઈ હક રહેતો નથી જેથી હું મોકલું યા ના મોકલું તે માટે તમારે કાંઈ રોદડા રોવાની ઝરૂરત નથી."

"હવે આ વકતે બહાદુરી કરીને તમે બેઉ જણા ખાસ તેડવાજ આવેલા છો અને તેને માટે આટલી બધી આજીઝી કરવા સાથે તમારી લાગવગ ચલાવો છો તે તો જાણે ઠીક, પણ ત્યાં લઈ જઇને તેણીને શું ખવડાવશો તે તો ઝરા જણાવો? કેમકે મને જે બાતેમી મળી છે તે ઉપરથી કહી શકું છું કે મારા સસરાએ જે રૂપીયા લીધા હતા તે તો સઘળા ફના ફાતેહા થઇ ગયા છે અને હાલમાં તો અન્નને અને દાંતને વેર છે, તો પછી આ પોતાની બીમાર દીકરીને પોતાને ઘેર તેડી જઈ તેણીના માટે રોજ રૂપીયા દોઢ રૂપીયાનું ખરચ તે કોઇ રીતે કરી શકશેજ નહિ, એ સાફ સમજી શકાય તેવું છે એટલાજ માટે હું સાફ સાફ જણાવી દઉં છું કે, તમારી આવી સખત માગણી હોવા છતાં તેને નહિ ગણકારતાં હું નહિ મોકલવાના મારા વિચારમાં મક્કમજ છઉં અને મક્કમજ રહેવાનો, પછી તમોને દુઃખ લાગે તો ભલે." બદરૂશેઠે નફટાઇની હદ ઓળંગીને કહ્યું.

બદરૂશેઠના આવાં વાકયબાણો સાંભળવાથી જીવાના જીગરમાં તો જાણે તીર અને ભાલા ભોંકાયાં હોય તેવુંજ થઈ ગયું એટલે તે તો એક શબ્દ

પણ બોલી શકયો નહિ. મગર અભરામે કેટલીક વધુ દલીલો કરવા સાથે બાઇને મોકલવાની માગણીઓ ચાલુજ રાખી તો પણ બદરૂશેઠ એકનો બે થયોજ નહિ એટલે અભરામને બી કુદરતી રીતે ઘણોજ ગુસ્સો ચઢયો, જેથી ગુસ્સામાં ને ગુસ્સામાંજ તે બોલી ઉઠયો કે, "ઠીક, જ્યારે તમે અમારી જેવા ગરીબની કોઈ વાત નહિ માનતાં મગરૂરીમાં મસ્ત બની જઇ આટલી બધી બેદરકારી અને બેપરવાઇ બતાવો છો તો પછી અમારે બી તમારી કાંઇ પરવા યા ગરઝ નથીજ, માટે આ છેલ્લા છેલ્લા સલામ છે. આજથી આપનું સગપણ અને નાતો ખલાસ થઈ ગયો છે એમજ સમજજો." આમ કહી અભરામ તથા જીવો ગુસ્સામાં ને ગુસ્સામાં બદરૂશેઠના ઘરમાંથી બહાર નીકળી નીચે ઉતરી પડ્યા.



## પ્રકરણ ૧૮ મું.

### અકસ્માત.

બદરૂશેઠના ઘરમાંથી નીચે ઉતરી કયાં જવું તેના વિચારમાં થોડીકવાર સુધી જીવો અને અભરામ ઉભા રહ્યા અને તે બાદ મરહુમ ચાંદાભાઇ શેઠની ઝીયારત કરવા જવાના ઇરાદાથી તેઓ ભીંડી બઝારના રસ્તા તરફ વલ્યા. વહાલા વાંચકો જાણતા હશે કે મુંબઇના મોટા રસ્તાઓ ઉપર કે જ્યાં ટ્રામ, મોટરો, ઘોડાગાડીઓ, સાઇકલો અને માણસોના આવવા જવાનો વેહવાર ઘણાજ મોટા પ્રમાણમાં ચાલુ હોય છે ત્યાં એકદમ ચેતીને એટલે ચાર આંખો કરીને ચાલવું પડે છે, તેમાંએ બહાર ગામથી આવેલા અજાણ્યા માણસોને તો એકદમ સંભાળીને ચાલવું જોઇએ. આપણા આ કાઠિયાવાડી પરોણાઓ તે જીવો અને અભરામ બી ઘણાજ ચેતીને ચાલતા હતા તે એટલે સુધી કે બનતાં સુધી તેઓ મોટા રસ્તા ઉપર નીકળતાજ નહિ અને વખતે ન છૂટકે નીકળતા તો ફકત ફૂટપાથ ઉપરજ ચાલતા અને એક લાઇન ઓળંગી બીજી લાઇન તરફ જવું હોય ત્યારે ખૂબ સંભાળ રાખીને એકદમ

દોડીને તેઓ જતા હતા. મગર આજે તેઓ બિચારા ગુસ્સામાં તેમજ દીલગીરીમાં હોવાથી ઉપલી વાતનો ખ્યાલ રાખવા કંઇક ભૂલી ગયા જેના પરિણામે આખી ઝીંદગી સુધી ના ભૂલાય એવી ભયંકર સઝા તેઓને ભોગવવી પડી.

વાત એમ બની કે બદરૂશેઠના ઘરમાંથી નીકળવા પછી ભીંડી બઝારનો આખો રસ્તો તો તેઓ કાંઈ પણ અડચણ વગર પસાર કરી ગયા. મગર પાયધુણી આગળથી પસાર થઈ જેવા તેઓ અબદુર રહેમાન સ્ટ્રીટમાં દાખલ થવા જતા હતા તેવામાં એક તરફથી મોટર તથા એક તરફથી ટ્રામ આવતી હોવાથી કેમ કરવું તેના ગભરાટમાં એ બેઉ જણા પડ્યા તોપણ જીવો તો નસીબ સંજોગે સમયસૂચકતા વાપરી સામી બાજુએ સહીસલામત જઇ પહોંચ્યો. મગર અફસોસ, એકદમ જલ્દી દોડી જવાની ઉતાવળમાં અબરામને એક શખસનો ધક્કો લાગ્યો તેથી તે બિચારો જમીન ઉપર પડી ગયો અને તરતજ સામી બાજુએથી આવતી મોટર તેના જમણા પગ ઉપર ચઇને પસાર થઈ ગઈ.

એક આંખના મીચકારામાં આ અકસમાત બની ગયો એટલે તુરતજ રસ્તા ઉપર જનારા રાહદારીઓ શું થયું, શું થયું, એમ કહેતા અબરામની ચોતરફ ફરી વળ્યા. અબરામને તો સખત ઈઝા થએલી હોવાથી તે બેશુદ્ધ થઈ ગયેલો હતો એટલે તે એક શબ્દ બોલી બી શક્યો નહિ અને ત્યાંથી ઉઠી બી શક્યો નહિ, એટલે રસ્તા ઉપર ધ્યાન રાખનારા પોલીસ કાન્સટેબલે ઉપલીજ મોટરગાડીને ઉભી રખાવી તેમાં અબરામને સુવાડ્યો અને જીવાની અરઝ ઉપરથી તેને બી તેની બાજુમાં બેસાડ્યો અને તેમ કરી તેઓને જે. જે. હોસ્પીટાલમાં મોકલી દેવામાં આવ્યા.

તેઓના જવા પછી રસ્તા ઉપર જમા થએલા માણસો "અરે, બિચારાને આમ ઇઝા થઈ છે અને તેમ થઈ છે, હવે આમ થસે અને તેમ થસે." વગેરે વાતો કરતાં સૌ પોતપોતાને રસ્તે પડ્યાં. તે રસ્તે પડનારા લોકોમાં એક જનતી ભાઈ કે જે આપણા ટળવળતા તુરાબની બાજુમાં ભાયખાળા

ઉપર રહી પતરાનું કામ કરતા હતા તે બી હતા. આ જનતીબાઇ ટ્રામમાં એસી પોતાની દુકાન ઉપર આવી પહોંચ્યા જ્યાં તુરાબના દરમીયાન અને તેના દરમીયાન નીચે મુજબ વાતચીત થઇ:—

"તુરાબભાઈ, અસ્સલામો અલૈકુમ," "વઅલૈકુમુસ્સલામ. મી૦ ટીન-વાળા, કેમ છો અને નવી જુની શું ખબર છે?"

"ભાઇની દોઆથી ઠીક છે અને ખબર બી સારી છે."

"ટીનવાળા, આજ તો કંઇક મોડા દુકાને આવ્યા છો, નહિ વારૂ?"

"હા તુરાબભાઈ, એમજ છે. આજ ઘેરથી જરા મોડો નીકળ્યો હતો અને વળી રસ્તામાં પાયધુણી ઉપર એક અકસ્માત થઈ ગયો તેથી તેમાં જરા ખોટીપો થઈ ગયો."

"અરર, અત્યારમાં અકસ્માત થઈ ગયો, મુંબઇમાં તો હવે આવી મોકાણો બહુજ થવા લાગી છે. વારૂ શું અકસ્માત થયો અને કોણને ઇજા થઈ?"

"બિચારા આપણાવાળા એક ભાઇ મોટરમાં આવી ગયા."

"યા અલ્લાહ, આપણાવાળા ભાઇ મોટરમાં આવી ગયા, બહુજ ખોટું થયું, વારૂ તે કોણ હતા તમે કાંઇ ઓળખો છો?"

"જી, ના, હું કાંઇ તેને ઓળખતો નથી પણ પહેરવેશ, રીતભાત તથા બોલચાલ ઉપરથી તે કોઇ કાઠીયાવાડના રેહવાસી હોવા જોઇએ અને વળી આપણી મુંબઇ નગરીથી તદ્દન અજાણ્યાજ હોવા જોઇએ એવું સાફ જણાઇ આવતું હતું."

"શું ત્યારે તેવણ લગભગ ચાલીસ પચાસ વરસની ઉમરના અને આવા કઠવાસના તથા આવા રંગના હતા?" તુરાબને કંઇક શક પડવાથી પોતાના કાકાની તથા જીવાની ઉમર, રંગ તથા તેઓના કદોકામતની ઝીકર કરવા બાદ પૂછ્યું.

"હા, તુરાબભાઈ, તમે કહો છો તેવાજ તદન તે હતા, કેમ તે તમારા કાંઈ સગા થાય છે?"

"ભાઇ, મારા કાકાજી તથા તેવણના એક મિત્ર કે તે આપણા પેલા નામચીન બદરૂશેઠના સસરા ગઇ કાલેજ દેશથી અતરે આવેલા છે પણ આ અકસ્માતમાં તેજ લોક ભોગ થયા છે કે કેમ તે પુરતી તપાસ કરવા સિવાય કહી શકાય નહિ, માટે ચાલો આપણે આ બાજુની પેસ્તનજીવાળી ઓફીસમાં જઇ ટેલીફોન મારફતે તપાસ કરીએ. વારૂ ભાઇ, તેવણને કઇ હોસ્પીટાલમાં લઈ જવામાં આવ્યા છે?"

"હું ધારૂં છું કે જે. જે. હોસ્પીટાલમાં લઈ જવામાં આવેલ છે."

આ પ્રમાણે વાતચીત થવા પછી પેલા પતરાવાળાભાઇ પોતાની દુકાન ખોલી કામે વળગવાની તૈયારી કરવા લાગ્યા અને આપણો તુરાબ તરત જ પાસેની પેસ્તનજીની ઓફીસમાં દોડી ગયો અને ત્યાં જઇ ટેલી-ફોન મારફતે અકસમાત કોણને નડયો છે તેની તપાસ કીધી તો જણાય આવ્યું કે અકસમાતનો ભોગ થનાર તેનો કાકો અભરામ જ છે. આવા ખબર મળવાથી તે તુરત જ પોતાની દુકાનમાં આવી પોતાના નોકરને દુકાન વિષે કેટલીક ભલામણુ કરી તે પોતે ટ્રામમાં બેસી જે. જે. હોસ્પી-ટાલમાં આવી પહોંચ્યો. જ્યાં આવતાં જણાવ્યું કે હોસ્પીટાલના કારોબા-રીઓ અભરામને તો ઓપરેશન કરવા માટે અંદરના હોલમાં લઈ ગયા હતા. જ્યારે જીવો રડમસ ચહેરે કપાળ ઉપર હાથ દઈ બહારના એક બાંકડા ઉપર બેઠો હતો. એટલે તુરાબે આવી તેને સલામ કરી ખબર અંતર પૂછ્યા. જેનો કાંઇપણ જવાબ નહિ આપતાં પેલાં તો તે ચોધાર આંસુએ રોવા લાગ્યો અને તે બાદ પોતાના જમાઈ બદરૂશેઠે બતાવેલી હદ ઉપરાંતની નફ્ટાઇ અને તે પછી અભરામ ઉપર આવી પડેલી આફતની રામકહાણી તે કહેવા લાગ્યો એટલે તુરાબે તેને બોલતો અટકાવી કહ્યું કે, "જીવા કાકા, આ સઘળી રામકહાણી કહેવાનો હાલ તરત વખત નથી, કેમકે જે થયું તે

ન, આવું [illegible] નથી માટે ટુંકામાં જ મને કહો કે મારા કાકા ક્યાં છે અને તેને કેવીક ઇજા થઈ છે?"

"તુરાબભાઈ, તમારા કાકાને તો આ લોકો જુદા જાણે ક્યાં લઈ ગયા છેની અને કાંઈ ખબર નથી; તેઓ મને કાંઇ યાદ આપતા નથી; ભાઈ તે બિચારાને ઇજા તો ઘણી સખત થયેલી છે, પછી તો ખુદાને ખબર; બાકી કાંઈ હરકત નહિ. મારી સાથે ચાલો, આપણે કાકાજી પાસે જઇએ." આમ કહી તુરાબ જીવાને અંદર લઈ ગયો અને ત્યાં જઈ તુરાબે હોસ્પીટાલના રખેવાળ સાથે મરાઠીમાં વાતચીત કીધી અને તે બાદ તુરાબ હોસ્પીટાલના સૌથી મોટા ડાક્ટરની મુલાકાતે ગયા. જોકે તુરાબ આ મોટા યુરોપીયન ડાક્ટરને કાંઈ ઓલખતો ન હતો, પણ આ ડાકટર તુરાબને સારી રીતે ઓળખતો હતો, કેમકે તુરાબની ન્યુ નાઇટ હાઈ સ્કુલના મેળાવડામાં તેણે હાઝરી આપી હતી અને તેણે તેમાં તુરાબને જે સોનાનું ઘડીયાળ, સોનાનો છેડો વગેરે ભારે ઇનામો મળ્યા હતાં તે તેણે નઝરો નઝર જોયાં હતાં અને તેજ મુજબ મઝકુર શાળાના હેડમાસ્તરે તુરાબના જે ભારી વખાણ કર્યાં હતાં તે તેના જીગરમાંથી હજી ભૂલાયાં નહોતાં; હજી આ ઉપરાંત તુરાબે મી૦ લાકડાવાળાની, પોતાના જીવના જોખમે બચાવેલી જીંદગી અને તેના પરિણામે મી૦ લાકડાવાળાએ પોતાની તમામ દોલતનો આપેલો વારસો અને તે વારસાનો તુરાબે કરવા ધારેલો સારો ઉપયોગ વગેરે બાબતો આ ડાકટરે ઇંગ્રેઝી છાપામાં વાંચી હતી; એટલે તુરાબને માટે તેના દીલમાં ઘણું જ સારૂં માન હતું જેથી તુરાબને પોતાની મુલાકાતે આવતો જોઈ તે એકદમ ખુશાલીમાં આવી ગયો અને તેથી તે પોતાની બેઠક ઉપરથી ઉભો થઈ ગયો અને તુરાબથી શેકહેન્ડ કરી તેની તબીયતના સમાચાર તથા આવવાનું વગેરે કારણ પૂછવા લાગ્યો. જેનો તુરાબે ટુંકમાં જવાબ આપી પોતાના કાકાને થએલા અકસમાતની વાત કહી અને તેને મળવા જવાની રજા માગી. એટલે ડાકટરે કહ્યું કે, "મી. તુરાબ, તમારા કાકાને અકસમાત નડયો છે એ

જાણી હું ઘણો દીલગીર થયો છઉં." વગેરે જણાવી તે તુરાબને અંબ-રામની આગળ લઈ ગયો.

આ વકતે અંબરામનો પગ ઝાપી નાખી તે ઉપર મલમ પટા વગેરે કરી તેને સુવાડી દેવામાં આવ્યો હતો અને બોલવા ચાલવાની બીલકુલ મનાઇ કરવામાં આવી હતી. એટલે "કેમ છે?" "ઠીક છે." વગેરે ઉપરાંત તુરાબ તેનાથી કાંઈ વધુ વાત કરી શકયો નહિ. પોતાના કાકાના ખાટલા આગળ થોડીવાર બેસી તેનું જમણુ વગેરે પોતાના ઘેરેથી આવશે એવો બંદોબસ્ત કરી અને સાંજે પાછા આવવાની બોલી કરી પોતાના કાકાની રજા લઇ જીવાને પોતાની સાથે લઈ તુરાબ પોતની દુકાને આવી પહોંચ્યો અને તે પછી તેણે જીવાને પૂછયું કે, "જીવા કાકા, તમારા જમાઇને ત્યાં શું વાત બની તે હવે ખુલાસા વાર જણાવો." એટલે જીવાએ પોતા તરફથી મીઠું મરચું ઉમેરી સઘળી વાત કહી સંભળાવી. જે સાંભળી તુરાએ પૂછયું કે, "મારા કાકા તો બીચારા એક માસ સુધી હોસ્પી-ટાલમાંથી નીકળી શકશે નહિ એટલે તેટલી મુદ્દત સુધી તમારે અતરે ખોટી થવું છે યા કે ઘેર જવું છે તે ઝરા જણાવો."

"તુરાબભાઇ, આ મુંબઈ નગરીમાં મારો એક દિવસ એક વરસ જેવો જાય છે માટે જેમ બને તેમ જલ્દીથી ઘેર જવાનું થાય એવુંજ હું ઇચ્છું છું. જોકે તમારા કાકાને અતરે મૂકીને જવું તે મને બીલકુલ ગમતું નથી પણ તેમાં કોઈ રીતનો ઇલાજ નથી એટલે શું કરૂં?" "ઠીક, ત્યારે તમે આવતી કાલેજ અતરેથી રવાના થજો."

"ભાઈ, એ તો ઠીક પણ મારી દીકરીને સાથે તેડી જવા વિના જવું એ મને ઘણુંજ ભારે લાગે છે માટે તેમાં કોઇ તરેહનો રસ્તો બતાવો યા કોઇ રીતની મદદ કરો તો તમારૂં ઘણુંજ મોટું એહસાન થશે."

જીવાની ઉપર મુજબની માગણી થવાથી થોડી વાર વિચાર કરી તુરાબે કહ્યું કે "ચાલો, ત્યારે એ તમારા નેક નામ જમાઇને સમજાવવાની કોશીશો

કરીએ." એમ કહી તે જીવાને પોતાની સાથે લઇ તે પોતાના મુન્શીમ અને મુશ્રીક શેઠ હસનઅલી લાકડાવાળાને ત્યાં ગયો અને તેને સઘળી વાતથી વાકેફ કરી તેને બી સાથે લઇ તેઓ સઘળા બદરૂશેઠને ઘેર ગયા અને ત્યાં જઇ તુરાબે તથા મી. લાકડાવાળાએ ઘણીજ નમનતાઇ અને ખુબીના સાથે બદરૂશેઠને સમજાવવાની કોશીશો કીધી, મગર તે તો એકનો બે થયોજ નહિ એટલે તુરાબે હિંમતથી કહ્યું કે, "મે. શેઠ સાહેબ, અમે આટલી આટલી આજીજી સાથે તમોને વિનવીએ છીએ છતાં તમે આમ હઠ પકડી બેસશો તો લાચાર થઇને મારે કલમનો આશરો લેવો પડશે, એટલે કે તમોએ આજ સુધીમાં આપણા ગરીબ, અજ્ઞાન અને કમ સમજ કાઠીયાવાડી ભાઇઓ સાથે જેજે છળ કપટો અને દગાબાઝી રમ્યા છો તે સઘળું હું મુંબઇના ઝાહેરી છાપાઓમાં બેધડક બાહેર પાડી દઇશ, અને જો તેમ થશે તો "A pen is mighter than a sword." એટલે કે "તલવાર કરતાં કલમ વધારે જોરાવર છે." એ કહેવત મુજબ તમો સાહેબને મારી કલમના ઘા એવા તો લાગશે કે તે ઝીંદગી સુધી રૂઝાશે નહિ, માટે મારી તો હજી એજ સલાહ છે કે મહેરબાની કરીને તમારી બીસીસને મોકલો તો ઘણુંજ સારૂં છે પછી તો જેવી તમારી મરઝી."

"ભાઈ, એક મુદત થયાં કેટલાક નવરા નેકનામો આપણા મુંબઈના આમીલોની અને આગેવાનોની ટીકા અતરેના છાપામાં કર્યા કરે છે છતાં તે સાહેબોને કાંઈ ઝખમ લાગ્યા હોય એવું મને જોવામાં આવતું નથી એટલુંજ નહિ પણ હું તો ખાતરીથી જણાવું છું કે મઝકુર સાહેબો તે છાપાના લખાણોની ઝરાએ પરવા કરતા નથી, એટલે હું બીએ તમારા લખાણોથી ડરી જાઉં એવો કાચો પોચો યા બીકણ નથી. સમજ્યા, મારા સાહેબ." બદરૂશેઠે 'લાજ નહિ તેને પૂરા રાજ' એ કહેવત મુજબ કંઇક બેદરકારીથી જવાબ આપ્યો.

જોકે ઝાહિરમાં બદરૂશેઠ આમ બેપરવાઇથી જવાબ આપતો હતો પણ

મનમાં તો તે તુરાબની છાપામાં લખાણો આપવાની ધમકીથી ડરી ગયેલો હતો, કેમકે તેણે કરેલા કાઠીઆવાડમાં કાવાદાવા તથા મુંબઇના તેના કાળાધોળા કામોની તુરાબને તથા મી૦ લાકડાવાળાને ઝરાએ ઝરા ખબર હતી એટલે જો તેઓ તે સઘળા ભોપાળાઓ છાપામાં ખુલ્લા કરી નાખે તો બહાદુરઅલીને પોતાની ઇજ્જતમાં ધોકો પહોંચવાની ઘણી ધાસ્તી રહેતી હતી. એટલે તુરાબની ધમકી ઉપર થોડીવાર વિચાર કરી તે મી૦ લાકડાવાળાને તથા તુરાબને બાજુના બીજા ખાનગી હોલમાં લઇ ગયો અને બોલ્યો કે, "મારી મીસીસને દેશ મોકલવા માટે હું તૈયારજ છઉં કેમકે હું જાણું છું કે મારા ઘરમાં મારી આગલી બૈરીઓની દીકરીઓ, દીકરાઓ તથા તેઓની વહુઓ આ પોતાની સાવકી મા માટે ઝરા તરાએ લાગણી ધરાવતા હોય એવું જણાતું નથી. એટલે અહીંઆ રહેવાથી તો તે બિચારી વગર મોતે મરી જશે એ નક્કીજ છે, એટલાજ માટે તેણી દેશ તરફ જાય એ જોવાને હું ઘણો ખુશી છઉં પણ વાંધો એજ આવે છે કે આ મારો સસરો જીવો તદ્દન કડકો બીલ્લુ છે એટલે મારી મીસીસના સઘળા દાગીના એક પછી એક તે ખાઇ જશે એ બીકના લીધેજ હું મારી મીસીસને દેશ મોકલવા માટે આનાકાની કરૂં છું, એટલે આ બાબતનો કોઈ રસ્તો બતાવો તો હું આ ઘડીએજ તેણીને રઝા આપી દઉં."

"અરે મારા સાહેબ, શું તમોને પોતાની બૈરી કરતાં પણ ઘરેણાં તથા કપડાં વધારે વહાલાં છે? શું તમોને એટલી બી મારેફત નથી કે ઘરેણાં, કપડાં, દૌલત, વગેરે તો હાથના મેલ જેવું છે, તે આવે છે ને જાય છે, પણ ઇનસાન મરી જાય તે કાંઈ પાછું આવતું નથી એટલે ઘરેણા તથા કપડાના ભોગે પોતાની વહાલી બૈરીની ઝીંદગી બરબાદ કરવી તે કોઇ રીતે વાજબી નથી. તેમ છતાં તમોને તમારાં ઘરેણાં, કપડાં, વગેરે ખવાઇ સવાઇ જવાની ધાસ્તી રહેતી હોય તો બીજો રસ્તો એ છે કે તમારી મીસીસના કપડાં તથા ઘરેણાં અહીંયા રાખી લ્યો અને તેણીને જુજ કપડા તથા જુજ

પહેરેલું આપશો તો બી કાંઈ વાંધો આવશે નહિ." મી. લાકડાવાળાએ કંઇક ચીમકીઓ લગાવવા સાથે તોડ કાઢી આપતાં કહ્યું. મી. લાકડાવાળાની ઉપલી વાતને તુરાબે પણ ટેકો આપ્યો એટલે એવો ઠરાવ થયો કે બદરૂશેઠે પોતાની મીસીસને રૂપીઆ હજારથી બારસોનાં ઘરેણું, લુગડાં, વગેરે આપવાં અને તેણીને પોતાના બાપ સાથે દેશ મોકલવી.

આ મુજબનો ખાનગીમાં ઠરાવ કરી તેઓ ત્રણે જણા જીવા આગળ આવ્યા અને તેને સઘળી વાતથી વાકેફ કીધો એટલે તે ઘટતા શબ્દોમાં ઉપકાર માની બોલ્યો કે, "જો તેમજ છે તો મને આજ ને આજજ હમણાની ગાડીમાંજ વિદાય કરો તો ઘણું જ સારૂં, કેમકે અભરામભાઈ વગર હું એકલો અતરે બહુ મુંઝાઉં છું."

બદરૂશેઠને બી 'ભાવતું હતું અને વૈદે કહ્યું.' એ કહેવત મુજબ જીવાની માગણી પસંદ આવી એટલે તુરત જ ઘરમાં જઈ પોતાની મીસીસને ચાર પાંચ જોડી કપડાંની તથા હઝાર બારસો રૂપીયાનાં ઘરેણાં વગેરે આપી તૈયાર કીધી અને ઘોડાગાડી મંગાવી તેમાં બેસાડી તેણીને સ્ટેશન તરફ રવાના કરી દીધી અને તે બાદ એક બીજી ગાડીમાં જીવો, બદરૂ, તુરાબ તથા મી. લાકડાવાળા વગેરે બેસીને સ્ટેશન ઉપર ગયા અને જીવાને ગાડીમાં બેસાડી વિદાય કરી સૌ પોતપોતાને ઠેકાણે પડી ગયા.

જીવાને રવાના કરી તુરાબ પોતાના મુરબ્બી શેઠ હસનઅલી લાકડાવાળાને પોતાની સાથે લઈ જે. જે. હોસ્પીટાલમાં આવ્યો. જ્યાં તેઓ બેઉ જણા હોસ્પીટાલના પેલા જનરલ યુરોપીઅન ડાકટરને મળ્યા અને તેની સાથે કેટલીક અહીં તહીંની વાતો કરી અભરામની પાસે આવ્યા અને તેની તબીયત વગેરેના સમાચાર પૂછી થોડીવાર ત્યાં બેસી જીવાને કેવી રીતે રવાના કીધો તે વાત તેને ટુંકામાં કહી સંભળાવી જે સાંભળી અભરામે કહ્યું કે, "ભાઈ, તમોએ આ મુજબ ખુબીથી કામ લીધું ના હોત તો તે બદરૂશેઠ કોઈ રીતે સમજત જ નહિ, કેમકે અમે તેની પાસે કાલાવાલા

કરવામાં જરાએ કચાશ રાખી નહોતી. ખેર તમારી આવી કોશેશના પરીણામે જીવો પોતાની દીકરીને લેઇ જવા પામ્યો એ ઘણું જ સારૂં થયું."

આ મુજબ કેટલીક વાતચીત કરી હોસ્પીટાલના ડાક્ટરોને તથા કામકાજ કરનારાઓને અભરામ માટેની પુરતી ભલામણ કરી તુરાબ તથા બી૦ લાકડાવાળા ત્યાંથી વિદાય થયા. આપણો તુરાબ આજ પ્રમાણે હંમેશાં પોતાના કાકાની ખબર કાઢવા માટે દિવસમાં બે ત્રણ વાર આવતો હતો અને તે દરેક વખતે હોસ્પીટાલના ડાક્ટરોને તથા કામકાજ કરનારાઓને પુરતી ભલામણ કરતો હતો તેથી અભરામની સારવાર બીજા દરદીઓ કરતાં ઘણી જ ઉમદા તોર પર થતી હતી. કારણ કે આપણે જાણીએ છીએ કે જે કામ નાણાં ખરચવાથી થતું નથી તે લાગવગ અને ઓળખાણ પીછાણથી થાય છે. આખરે એક મહીના પછી અભરામને હોસ્પીટાલમાંથી ઘેર જવાની રજા મળી.

આ વકતે કહેવું જોઇએ કે તેના પગનો જે ભાગ કાપી નાખવામાં આવ્યો હતો તેટલો નવો બનાવટી પગ જોડી દીધો હતો એટલે તેવડે તે લાકડીના ટેકાથી થોડું થોડું ચાલી શકતો હતો પણ આગળના જેવી દોડાદોડી કરી શકે તેવું ઝોર તેના પગમાં રહ્યું હતું નહિ.

અભરામને હોસ્પીટાલમાંથી જે વકત રજા મળી તે વકતે તુરાબે હોસ્પીટાલના મોટા ડાકટરની રજા લઈ અભરામની દેખરેખ રાખનારા તેમજ બીજા કામકાજ કરનારાઓને છુટે હાથે હદીયા અને બખસીશો આપી જેમાં તેણે લગભગ ૨૦૦ થી ૩૦૦ રૂપીઆ ખરચી નાખ્યા હતા અને તે પછી અભરામને ગાડીમાં બેસારી તે પોતાની દુકાને લઈ આવ્યો.

અભરામને નડેલ અકસ્માતમાં તુરાબે આ પ્રમાણે તેના દીકરાથીએ વધી જાય એવી સેવા ચાકરી કરવા સાથે મોટી રકમના પૈસાનો બી જે ખરચ કરી નાખ્યો હતો તે જોઇ અભરામના દીલમાં તેના માટે હદ ઉપરાંતની લાગણી ઉભરાય આવી એટલે તે તુરાબની દુકાને આવી ઠરીઠામ

આવા પછી મહમદહીત શેઠ બોલ્યો કે, "ભાઈ તુરાબ, તારા બાવાજીનાં કારજમાં તેમજ તારી બેનના નીકાહ ટાંકણે મારી અજ્ઞાનતા તથા કામ સમજના લીધે મેં તને ઘણુંજ ભારે દુઃખ દીધું છે પણ તે સઘળું ભુલી જઇ મને નડેલા આ અકસ્માતમાં ઉભે પગે રહી પેટના દીકરાને બી ભુલાવે તેવી જે ભારે ચાકરી તેં કરી છે તે હું મારી આખી ઝીંદગી સુધી ભુલી શકીશ નહિ. અરે વહાલા બેટા, મ્હેં તને કેવું કેવું દુઃખ દીધું છે......" આટલું બોલતાં બોલતાં અબરામનું હૈયું ભરાઈ આવ્યું તેથી તે વધારે બોલી શક્યો નહિ. "મહેરબાન કાકાજી સાહેબ. 'ગઈ તીથિ તો બ્રાહ્મણ બી વાંચે નહિ' એ કહેવતને અનુસરીને આપણે અગાઉ બનેલા સઘળા બનાવો ભૂલી જવા જોઇએ. કેમકે તે વકતનું વાતાવરણજ એવું હતું એટલે તમા રજ્યાએ બીજો કોઈ આસામી હોત તો તે બી તમારી જેમ જ વરતતે. હવે તમને નડેલા અકસમાતમાં મેં જે કાંઈ કીધું છે તે મારી ફરજ સિવાય વિશેષ કાંઈ કીધું નથી, કેમકે પાકપરવર દિગારનાં ફઝલો કરમથી અને તમારી જેવા માવતરોની ભલી દોઆથી મારી હાલત સુધરી છે તો તેવા સારા વખતમાં મારા પોતાનાં માવતરો તથા મારા કોમી બીરાદરો તરફની ફરજ બજાવવામાં જો હું પાછો પડું તો મારી જેવો નગુણો તથા મારી જેવો નીમકહરામ બીજો કોઈ હોઇ શકે જ નહિ. ખેર કાકાજી સાહેબ, હવે સઘળી ગઈ ગુઝરી વિસરી જાઓ અને તેમ કરી આગળ બનેલા સઘળા બનાવો ઉપર પડદો નાખી દો." તુરાબે આગળ બનેલી વાતો ઉપર ઢાંક પીછોડો કરવાના ઇરાદાથી કહ્યું.

"ભાઇ, આગળ બનેલી વાતો ભૂલી જવાની તારી સલાહ વાજબી છે પણ મારી આજ સુધીની ઝીંદગીમાં ખોટી મોટાઇ તથા ફખર ઉપર મરી ફીટી મેં જે ઉદ્ધતાઇ તથા મૂર્ખાઇ વાપરી કાળાંધોળાં કામો કીધાં છે અને તેમાંએ ખાસ કરીને મારા એકના એક વડીલ ભાઇના મરણ બાદ તેના એકના એક યતીમ બચ્ચાંની ( તુરાબની મુરાદ છે) જે સતાવણી કીધી છે

તે સઘળી બાબતો આજે એક પછી એક મારી નજર સામે ફ્રયા કરે છે અને તેથી મારા દીલમાં ભાલાં ભોંકતાં હોય તેવું દુઃખ થાય છે એટલે તે સઘળું કેવી રીતે ભૂલી જવું તે મને સુઝતું નથી." અભરામે પોતાનાં આંસુઓ લુછી નાખતાં કહ્યું.

"મહેરબાન કાકાજી સાહેબ, જે બનાવો બની ગયા તે ઉપર હવે આંસુઓ પાડવા યા દીલગીર થવું તે ફોકટ જ છે, માટે મારી ફરી અને ફરી અરજ છે કે હવેથી મને એક પોતાનો ફરઝન્દજ ધારી લ્યો અને તે સાથે હવે દુન્યવી જંજાળમાં ઝીપલાવવાનું છોડી દઇ દીનદારી અને પરહેઝગારી ઇખ્તીયાર કરો, એટલે કે હંમેશાં પાંચે વક્ત મસ્જીદમાં જઇ ખુદાતાઅલાની સાફ દીલથી બંદગી કરો અને હરાત હલાલનો ખુબ ખ્યાલ રાખો અને તે સાથે ફુરસતનો તમામ વકત આપણા ઝાત ભાઇઓની સેવા કરવામાં ગુઝારો. કાકાજી સાહેબ, જો તમારી બાકીની ઝીંદગીમાં આ ધોરણે કામ લેશો તો આગળ બનેલા સઘળા બનાવો આહીસ્તા આહીસ્તા ભૂલાઇ જશે અને ભવિષ્યનો વકત આનંદ ઉત્સાહમાં જ પસાર થશે." તુરાબે અભરામની ઝીંદગીને ઉંચી પાયરી ઉપર લાવવાના હેતુથી કહ્યું.

આ પ્રમાણે તુરાબની નમનતાઇની તથા મીઠાશની વાતો સાંભળવાથી અભરામને કંઇક શાંતી થઈ એટલે તુરાબે કહ્યું કે, "કાકાજી સાહેબ, હવેથી જો તમારી અહીંયા રહેવાની મરઝી હોય તો અહીંયા જ રહો અને દેશ જવાની મરજી હોય તો દેશ જાઓ. કાકાજી, તમો કમાવાની યા ઘર ખરચની હવેથી ઝરાએ ચિંતા કરશો નહિ, કેમકે આપણા બેઉ ઘરનું ખરચ હું જ ઉપાડતો રહીશ એટલું જ નહિ પણ તે સાથે તમે કહેશો તેટલા રૂપીઆ તમોને પાકીટ ખર્ચના, એટલે કે કોમી ખેરખાહીના કામમાં ખર્ચ કરવા માટે મોકલતો રહીશ; હવે તમારી જેવી મરજી હોય તે જણાવી દો."

"ભાઇ, મારો વિચાર દેશમાં જ રહેવાનો છે." થોડીવાર વિચાર કરી અભરામે જવાબ આપ્યો. આથી તુરાબે આઠથી દસ દિવસ સુધી

[illegible]ને પોતાને ત્યાં રાખી સહેલ સપાટા કરાવી દેશ તરફ રવાના કરી દીધો.

દેશમાં આવી આપણા એક વખતના ઉછાંછળા, ઉદ્ધત, અજ્ઞાન અને મોટાઇ ઉપર મરી ફીટનારા અબરામે પોતાની આગલી રીતભાત બીલકુલ બદલીજ નાખી હતી, એટલે કે તે હંમેશાં ટાઇમસર મસ્જીદમાં જતો અને ત્યાંથી આવી પોતાના ઘરમાં આવી તસબીહતહલીલ કર્યા કરતો હતો અને તે સાથે જો કોઇ દુઃખીઆ, લાચાર, મોહતાજ વગેરે જે કોઇ તેની પાસે આવતા તેને તન, મન અને ધનથી થઇ શકતી તે મદદ કરતો હતો. આ સિવાય તે ગામના નવરા બેસી નખ્ખોદ કાઢનારા ચોવટીયા અને પોતાના જુના મિત્રો સાથે ચોવટ કરવામાં તથા ગામના અજ્ઞાન આગેવાનો સાથે મળી કોઇ કાવાદાવા કરવામાં તે કદિ ભાગ લેતો જ નહિ, એટલું જ નહિ પણ જેઓ તેવાં કામો કરતા હતા તેઓને તે અવારનવાર નમ્ર ભાષામાં નસીહત કરતો કે, "ભાઇઓ, આ દુન્યા ફાનીયા છે, કાલે મરી જઇશું અને પછી ખુદાને જવાબ દેવો પડશે માટે આ ખોટી મોટાઇ તથા ખોટી ફીસી-આરી અને કાવાદાવા કરવાથી જેમ બને તેમ દૂર રહો." વગેરે મીઠી મીઠી વાતો કરી તે પોતાના આગલા સોબતીઓને સુધારવાની કોશીશો કર્યા કરતો હતો. ખરેખર ઝમાનાની ઠોકરો ગમે તેવા ખરાબને બી ઠેકાણે લાવી મૂકે છે એ લોકવાયકા આપણા અબરામના બારામાં તો તદન ખરીજ પડે છે.

---

## પ્રકરણ ૧૯ મું.

## કર ને જો.

આ દુન્યાના સઘળા ધર્મો તથા સઘળા મઝહબવાળાઓ બાપોકાર કહે છે કે અતરે કરેલાં કાળાં ધોળાં કામોના કેસાસો આપવાજ પડશે. આ ઉપરાંત ઘણીવાર આપણે નઝરો નઝર એવું જોઇએ છીએ કે અતરે કરેલા કાળાં ધોળાં કામોનો વધુ યા ઓછા પ્રમાણમાં અતરે બી કેસાસ આપતો

પડે છે એટલાજ માટે 'કરે તેવું પામે' અને 'વાવે તેવું લણે' એ કહેવત આપણામાં આમ મશહુર થઇ પડી છે. જીવાના બારામાં બી તદન એવોજ મામલો થઇ પડયો છે જે આ પ્રકરણ વાંચવાથી સાફ જણાઇ આવશે.

મુંબઇમાંથી પોતાની દીકરીને ઘેર લાવવા પછી જીવાએ તથા તેની વહુએ મળીને તેણીની ઘણીએ દવાદારૂ કીધી તે એટલે સુધી કે જીવાની દીકરી પોતાના મરહુમના ઘરમાંથી જે ખાનગી પૈસા લાવી હતી તે ખવાઈ ચવાઈ જવાથી તેણીના સોનાના ચીતરો બી રૂપીઆ ૧૫૦)માં ગીરવે મુકી દીધા અને તે પૈસાબી દવાદારૂમાં ખરચી નાંખ્યા તો પણ તે બાપડીની બિમારીમાં કાંઇ ફરક પડયોજ નહિ. અરે, કંઈ ફરક પડવો તો એક તરફ રહ્યો પણ દહાડે દહાડે બિમારીનું જોર વધવાજ લાગ્યું અને વધવા લાગે તેમાં કાંઈ નવાઈ નહોતી, કારણ કે તે બિચારી રાંક બાળાને બદફ્રેશેઠના ઘરમાં જવા પછી તેના છોકરાઓ છોકરીઓ તથા છોકરાની વહુઓ તરફથી અવાર નવાર સખતમાં સખત મેણાં ટોણાંની વાતો સાંભળવી પડતી હતી, જેના પરિણામે તે બિચારીના દિલમાં ચિંતા અને ફીકર પેદા થઈ ગઈ હતી કે, 'અરેરે, આ ઘરમાં તે મારી ઝીંદગી કેમ પૂરી થશે?'

આ ચિંતાને લીધેજ તેણી ગમે તેવી દવાદારૂ તથા ગમે તેવા ઉપચારો કરવા છતાં બી દહાડે દહાડે વધુ અને વધુ બિમાર થઈ જતી હતી અને તેમ થાય તેમાં કાંઈ નવાઈ નથી કેમકે એક કવિએ ખરૂંજ કહ્યું છે કે:—

ચિંતાથી ચતુરાઈ ઘટે ઘટે રૂપ ગુણ ગ્યાન;
ચિંતા બડી અભાગણી ચિંતા ચીતા સમાન.

મતલબ કે જીવાની દીકરીની બિમારી દેશમાં આવવા પછી બી દહાડે દહાડે વધવાજ લાગી અને આખરે એકદમ નબળાઈ વધી જવાથી હાથ પગના નખો કાળા થઈ જવાથી તથા અવાઝ બેસી જવાથી અને એવી બીજી કેટલીક નિશાનીઓ જણાવાથી બાઇને બી પોતાના દહાડા હવે

ભરાઈ ચુક્યા છે એવી ખાતરી થઈ આવી, એટલે તેણીએ એક દિવસ ઘરના સઘળા માણસોને ભેગાં કરી પોતાના ખાટલા પાસે બેસાડી વસીયત કરવા માંડી કે, "મારા વ્હાલા માવતરો," બિમારે આહીસ્તા આહીસ્તા બોલવા માંડયું, "તમોએ નાનપણથી પાળી પોષી મને મોટી કરી છે એ તમારૂં એટલું બધું ભારી એહસાન છે કે જેનો બદલો કોઇ રીતે વાળી શકાય તેમ નથી તે હું ખૂબ જાણું છું, પણ મને પાળી પોષી મોટી કરી અને તે બાદ પૈસાની લાલચમાં લીફ્ટાઈ 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય.' એ કહેવત મુજબ વર્તી મારા ભવિષ્યનો કાંઇ પણ ખ્યાલ નહિ કરતાં પૈસાનો ડલ્લો હાથ કરી મને કસાઇવાડે બાંધી દીધી એ જ્યારે મને યાદ આવે છે ત્યારે એવું થાય છે કે "અરેરે! મને મારા માવતરોએ જન્મજ ના આપ્યો હોત અથવા તો પાળી પોષીને મને મોટીજ કરી ના હોત તો ઘણુંજ સારૂં હતું અને........" આટલું બોલવાથી બિમારને એકદમ શ્વાસ ચડી આવ્યો તેથી તે આગળ કાંઇ બોલી શકી નહિ એટલે જીવાની વહુએ કહ્યું કે, "મારી વહાલી દીકરી, જે બીના ગઈ તે હવે યાદ કરી તારો જીવ બાળે છે તે હવે વાજબી નથી, કેમકે જે બનાવ બની ગયો તે હવે મીટનાર નથી. વહાલી દીકરી, તું જાણતી હશે કે જે વકતે તારૂં સારૂં થતું હતું ત્યારે મેં તો ઘણીએ આનાકાની કીધી હતી મગર તારા નસીબે ઝોર કીધું એટલે મારૂં કંઈ ચાલ્યું નહિ. કહેવત છે કે 'કરમને કાંઇ શરમ નહિ' એટલે અમે શું કરીએ?" "મારી ભોળી માતા," બિમારે વળી બોલવા માંડયું કે, "આપણે દીવો લઇને કુવામાં પડીએ અને પછી કરમનો વાંક કાઢીએ એ કોઈ રીતે વાજબી નથી. મારા કેસમાં બી એમજ થયું છે તો પછી કરમનો શો વાંક? હવે જ્યારે મારૂં સારૂં થતું હતું તે વકતે તમે આનાકાની કરતાં હતાં તે વાત હું જાણું છું અને વળી મને પાળી પોષી મોટી કરવામાં બી તમોને ઘણી જ તકલીફો પડી છે એટલે તમારૂં એહસાન અને તમારા હક તો મારા ઉપર ઘણા જ છે, તેમાં એ ખાસ

કીમે બાળપણમાં હું 'કુમ્દરબનામાં' માના હક વિષે જે શીખી છઉં તે અને આજરે અક્ષર યાદ છે કે 'જો આપની ખાલનો કોસજ બનાવે અને માના કદમમાં લઈ પહેરાવે છે. માના હક છે. એનો છે ન આવે મગર લાગી પણે માફજ કરાવે.'

કહેવાની મતલબ એજ છે કે તમારા માટે તો હું ભલી દોઆજ કરૂં છું મગર મારા બાવા કે જેણે મારી જીંદગી બરબાદ કરી નાખી છે તેને હું કોઈ રીતે..." આટલું બોલતામાં વળી પાછો બિમારને એકદમ શ્વાસ ચડી આવ્યો જેથી તે વળી પાછી બોલતી અટકી પડી એટલે "વહાલી દીકરી" એમ કહી જીવાએ કંઇક બોલવાની ઇચ્છા બતાવી મગર બિમારે પોતાના હાથના ઇશારાથી તેને ચુપ રાખી દીધો અને પોતાનું સઘળું જોર એકઠું કરી વળી પાછું તેણીએ બોલવું શરૂ કીધું કે, "મારાં વહાલાં માવતરો અને સગાંઓ, હું હવે એ આગળના બનાવો ઉપર કાંઈ બોલવા માગતી નથી પણ મારા આ આખરી વકતમાં હું એકજ વસીયત કરવા માંગું છું કે ખબરદાર, હવેથી પૈસાના લોભમાં લીપટાઈ તમારી ગરીબ અને રાંકડી બાળાઓને ક્રૂર કસાઇઓને અથવા તો બુઢા ખુબખોને આપજોજ મા અને જો આપશો તો યાદ રાખજો કે મારા જેવી ગરીબ અને રાંકડી બાળાઓની આંતરડી એવી તો બદ દોઆ દેશે કે તેવા કામ કરનારાઓનું નખ્ખોદ નીકળી જશે. માટે ખુદા અને ખુદાના રસુલના વાસ્તે હું ફરી અરઝ કરૂં છું કે ખબરદાર, હવેથી કોઈ કન્યાવિક્રય કરશોજ નહિ એટલુંજ નહિ પણ કોઇ નાદાનો તેવાં કામ કરતા હોય તો તેઓને બી ગમે તેમ કરી સમજાવી લઈ તેવાં કામો કરતાં અટકાવજો અને તેમ કરી તમારા પોતાના જાતી ભાઇઓ તરફની જે ફરઝ છે તેને અદા કરતા રહેજો." આટલું બોલવા પછી બિમાર પોતાના બન્ને હાથો ઉંચા કરી દોઆ કરવા માંડી કે, "એ પરવર દિગાર, એ આલમના પેદાના કરનાર, મારા ગરીબ કાઠિયાવાડી કોમી બિરાદરોને તું નેકતોફીક આપજે અને ગરીબ રાંકડી

તેમજ આપણી કાઠિયાવાડી કન્યાઓ તે મારી જેવી બહેનોને કન્યાવિક્રયના ઝાલિમ દુતથી તું હિફાઝત કરજો. ઓ ખુદા, ઓ રહેમતના દરીઆ, ઓ મુશ્કેલ કુશાઆ......રી......મુશ્કીલ......ને આ......સાન......કે...ર...જો.

આટલું બોલવા સાથે બે ચાર હીચકીઓ આવી અને તરતજ તે બિચારીનો જાન તેણીના ખોળીયામાંથી રવાના થઈ ગયો.

આ બાબતો બનવાથી જીવાની વહુએ તો રડારોળ કરી મૂકી મગર બીજી બૈરાંઓએ મળી જેમ તેમ કરી તેણીને સમજાવી લીધી. તે બાદ બાદ મૈયતને ગુસલ દઈ કફન પહેરાવી મસ્જીદમાં લઇ ગયા, જ્યાં વાલી મુલ્લાએ નમાંજ પડાવી અને તે પછી સૌ મળીને જનાઝાને કબરસ્તાન લઇ ગયા અને દફનાવી સૌ પાછા વળી આવ્યાં. કબરસ્તાનથી પાછા આવવા પછી જીવાએ પોતાના સગાં વહાલાંઓ, વાલી મુલ્લાં વગેરેને બોલાવી કાઠીયાવાડની રસમ મુજબ પહેલીયાના ફાતેહાનું જમણ જમાડી દીધું અને તે બાદ બદરૂશેઠને તારથી મરણની ખબર આપવામાં આવી જેનો તુરતજ જવાબ આવી ગયો કે, “રૂપીયા પચાસ તારમાં મોકલ્યા છે તે લ્યો, ઝીયારતની નાત કરો, હું દસમાં ઉપર આવું છું.” બદરૂશેઠનો ઉપર મુજબનો તાર તથા રૂપીયા પચાસ આવવાથી જીવાએ ઝીયારતની નાત કરી ઉકેલી દીધી અને તે બાદ ચોથે દિવસે ઘરમાં આવી પોતાની બૈરી પાસે બેસી ખાનગીમાં વાત કરવા લાગ્યો કે, “વહાલી, તું જાણે છે કે હાલમાં આપણો હાથ એકદમ ખેંચમાં છે અને વળી આપણા છોકરાઓ બી નમાલા તથા હિણકમાઉ થયા છે અને હવે આપણા હાથમાં એક બી દીકરી રહી નથી કે તેને વટાવી શકાય અને આપણા જે જે જમાઇઓ છે તેઓમાંથી કોઇ આપણો હાથ ઝાલે તેવી આશા નથી, ત્યારે હવે આપણું ગુઝરાન કેવી રીતે ચલાવીશું તેની મને ફીકર થઇ પડી છે.”

“મને બી બહુ ફિકર થાય છે પણ તે ફિકર કેમ દૂર કરવી તેનો કોઇ રસ્તો સુઝતો નથી.” જીવાની વહુએ ટુંકમાંજ કહ્યું.

"મને એક રસ્તો સુઝે છે પણ તેમાં તારી મદદની ઘણી જરૂર છે." જીવાએ આશાવંત ઉમરે જણાવ્યું.

"હું મારાથી થઈ શક્તિ હરેક મદદ કરવાને તૈયાર છઉં માટે શું રસ્તો છે તે જરા સમજાવવો જોઇએ."

જીવાની વહુએ જરા મોંઢુ મલકાવી કહ્યું.

"જો વહાલી. આપણા આ મરનાર દીકરીનું રૂપીઆ એક હજારનું ઘરેણું આપણા હાથમાં છે તેને કોઇ યુક્તિથી ચોરાઇ ગયું છે એવું જાહેર કરી આપણે તે પચાવી પાડીશું તો તે સહેલાઇથી તે આપણા હાથમાં રહી શકશે." જીવાએ પોતાના મનની ખાનગી ઇચ્છા જાહેર કરતાં કહ્યું. "પણ તે કેવી રીતે બને? મને તેમાં કાંઇ સમજણ પડતી નથી." જીવાની વહુએ વધુ ખુલાસો જાણવાના હેતુથી કહ્યું. એટલું જીવાએ સઘળી વાત વિગતવાર તેણીને કહી સંભળાવી જે સાંભળી તેણી બોલી ઉઠી કે, "એ તો ઠીક પણ વખતે ખુદા ના કરે અને આપણે આ કામ કરતાં પકડાઇ જઇશું તો આપણી ઘણી ફજેતી થશે, કેમકે તમે જાણો છો કે દીકરીઓના પૈસા લેવાથી તો આપણે હર જગાએ ફજેત અને હલકા થયા છીએ અને વળી પાછા આમા પકડાઈ જશું તો આપણે કોઇને મોઢુંએ બતાવી શકશું નહિ, તેનું કેમ?" "અરે તું તો 'પ્રેમદા બુદ્ધિ પાનીએ' એ કહેવત મુજબ ઓછી અકલવાળી છે એટલે આવી ખોટી ધાસ્તી રાખે છે પણ જોજે તો ખરી કે, હું કેવી રીતે આ કામ પાર પાડુ છું તે."

આ પ્રમાણે પોતાની બૈરીને સમજાવી તેજ રાતે કામ કરી નાખવાનું તે બેઉ જણાએ નક્કી વિચાર કીધો અને તરતજ બેઉ જણાએ પોતાની મરનાર દીકરીનું સઘળું ઘરેણું પોતાના ઘરમાં એક ગુપ્ત જગ્યાએ છુપાડી દીધું અને પછી તેજ રાતના લગભગ બારવાગે પોતાના ઘરનાં પાછલા ભાગમાં એક માણસ આવી શકે એવું તેણે કાણું પાડયું અને પછી થોડી વાર બાદ "ચોર, ચોર, દોડો દોડો," ની મોટેથી તે બૂમો પાડવા લાગ્યો, જે સાંભળી આડોશી પડોશી, સિપાઇઓ વગેરે દોડી આવ્યા અને તેઓએ

તપાસ કરવા માંડી પણ તેઓને કોઇ વરેહનો પત્તો મળ્યો નહિ, એટલે જમા થએલા માણુસો તો પોતાની મરજી મુજબ અટકળ બાંધી મત આપવા લાગ્યાં, પણ ગામનો ફોજદાર કે જે ઘણો ચંચળ અને લુચ્ચો હતો તે તરતજ જાણી ગયો કે આમાં કોઇ ચોરનાં પગલાંની નીશાની યા એવા કોઇ આસાર માલુમ પડતાજ નથી, એટલે આમાં કંઇક ગોટાળોજ થએલો જણાય છે જે મારે પકડવોજ જોઇએ. આવો વિચાર કરી તરતજ સઘળા માણુસોને પોતપોતાને ઘેર ચાલી જવાની તાકીદ કીધી, એટલે સૌ કોઈ વીખરાઈ ગયા અને તે પછી તેણે પોતાના સિપાઇઓ મારફતે જીવાને ઝકડી લીધો, અને તે બાદ તેને પોલીસ ચોકી ઉપર લઈ જવામાં આવ્યો, જ્યાં લઈ જઇ ફોજદારે તેને કહ્યું કે, "જીવાભાઈ, તમારા ઘરમાં કોઈ ચોર આવ્યો હોય તેવું જણાતું નથી, માટે જે હોય તે સાચેસાચું કહી દો તો તમોને માફ કરી છોડી દેવામાં આવશે."

જવાબમાં જીવાએ કહ્યું કે, "સાહેબ, મારા ઘરમાંથી ઘરેણાંની પેટી ઉપડી ગઇ છે એ પ્રત્યક્ષ પુરાવો છે, છતાં ચોરી થઈ નથી એમ તમે કહો છો એટલે કે આતો 'ઉલટો ચોર કોટવાલને દંડે' એ કહેવત જેવુંજ થયું, પણ તેમાં તમારો કાંઈ કસુર નથી. કસુર તો ફક્ત અમારા નસીબનોજ છે કેમકે, 'ગરીબના નસીબજ ગરીબ' એ કહેવત તદન ખરીજ છે. જીવાની ઉપલી વાત સાંભળી ફોજદારે વળી પાછું કહ્યું કે, "જીવાભાઇ, હું આજ ત્રીસ વરસ થયાં પોલીસની નોકરીમાં જોડાયો છઉં અને તેમાં જે અનુભવ મેળવ્યો છે તે ઉપરથી કહી શકું છું કે તમારા ઘરમાં ચોરી થઇજ નથી માટે સાચેસાચું કહી દો તો ઘણી સારી વાત છે, કેમકે તમે વેપારી લાઇનના માણુસ છો, એટલે જો આ કેસમાં લખાણ થશે તો પછી તમનેજ પસ્તાવું પડશે." આ મુજબ ફોજદારે જીવાને ઘણી રીતે સમજાવ્યો પણ તે એકનો બે થયોજ નહિ, એટલે ફોજદારે ચૌદમું રત્ન ચખાવવાનો હુકમ કરી દીધો. જ્યાં ચૌદમું રત્નના બે ચાર કોરડા જીવા ઉપર પડ્યા કે તરતજ

તે બુમ પાડી ઉઠયો કે, "અરે બાપ સાહેબ, મરી ગયો, હવે મારેલા, આ ઘરેણું મેં જ છુપાવ્યું છે. આવો બતાવું." આમ કહેવાથી ફોજદાર, સિપાઈઓ વગેરે સૌ જીવાને ઘેર આવ્યા એટલે તેણે ઘરેણાંની પેટી જ્યાં છુપાવી હતી ત્યાંથી કાઢીને હાજર કીધી, જે ફોજદારે પોતાના કબજામાં લીધી અને તે બાદ જીવાને બી કેદ કરી તે પોતાની સાથે લઈ ગયો.

મામલો આમ બનવાથી જીવાની વહુને તો 'હાય બાપલીયા' થઈ પડ્યા. શું કરવું તે તેણીને સુઝુ નહિ. આખરે કંઈક વિચાર થઈ આવવાથી તેણીએ પોતાના એક પાડોશીને બોલાવી તેને જીવાની વારફેર કરવા માટે ફોજદાર પાસે મોકલ્યો, જેણે તુરતજ પાછા આવીને કહ્યું કે, "ફોજદાર સાહેબ, તો કંઈક મીઠું મોઢું કરાવ્યા સિવાય સમજે તેમ લાગતું નથી. આથી જીવાની વહુએ દળણાં દળી છાનામાના ખાનગીના જે રૂપીયા ત્રીસના આસરે એકઠા કીધા હતા તે પેલા પાડોશીના હાથમાં મૂકયા એટલે તે લઈ તે ફોજદાર પાસે આવ્યો અને કેટલીક આજેજી તથા કાલાવાલા કરવા સાથે મઝકુર રૂપીયા તેણે ફોજદારના હાથમાં મૂકયા, એટલે ફોજદારે આ સઘળું ઘરેણું તેના માલિકને આપવું એવું વિગતવાર પાકું લખત લખાવી તે ઉપર જીવાની તથા પેલા પાડોશીની સહી લઈ તેણે જીવાને મુક્ત કીધો.

જીવાની થએલી ધરપકડ અને પકડાઇ આવેલી ચોરી તથા તેના હિસાબે ફોજદારને અપાએલી લાંચ વગેરે બાબતો રાતના પેટામાં બની ગઈ, એટલે ગામના લોકોને તે વિશે કાંઈ ખબર નહોતી. ગામના લોકો તો રાતમાં થએલી ગડબડ તથા જીવાના ઘરમાં પડેલું બાકોરૂં (ખાતર) વગેરે બાબતો ઉપરથી એમજ ધારતા હતા કે, રાતમાં જીવાના ઘરમાં ચોરી થઈ ગઈ છે. તેથી તેના આડોસી પાડોશીઓ, ઓળખાણ પીછાણવાળાઓ તથા એવા બીજાઓ સવાર પડીકે તરતજ એક પછી એક જીવાને ઘેર આવવા લાગ્યા અને તે હરેક પોતાની મરજી મુજબ સવાલો પૂછવા સાથે દીલસોઝી બતાવવા લાગ્યા કે, "અરેરે, બહુ ખોટું થયું, બીચારા ગરીબ માણસને મારી નાખ્યો.

અરેરે, પારકી થાપણ લુંટાઇ ગઇ. અરે, ફક્ત ચાર દીનના માટે કાળી ટીલી આવી, કેમકે ચાર દીન પછી તો તેનો ધણી આવનાર છે, એટલે તે આવી પોતાની ચીઝોનો કબજો લઇ લેત, પણ નાપાક ચોરોએ તેમ કરવા દીધું નહિ." કેટલાક લોકો આ મુજબ દીલસોજી બતાવતા હતા, જ્યારે બીજા કેટલાકો સવાલો ઉપર સવાલો પૂછતા હતા કે, "કેટલા વાગે ચોરો આવ્યા હતા? કેટલા આદમીઓ હતા? ક્યાંથી આવ્યા? તેઓએ પહેલાં શું કીધું? તમે કયારે જાગ્યા?" વગેરે જેને જેમ ફાવે તેમ બોલતું હતું, પણ "ચોરનું મોઢું કોઠીમાં". એ કહેવત મુજબ જીવો તેઓને કાંઈ જવાબ દેતો ન હતો અથવા તો તેઓની સાથે કાંઈ બોલતોએ ન હતો. તે તો ફક્ત કપાળ ઉપર હાથ દઇ રડમસ ચેહેરે પોતાના ઘરની ઓસરીમાં બેસી રહ્યો હતો.

તે દિવસે બપોર સુધી તો જીવાના ઘરમાં ગામના માણસોનો આવરો જાવરો ચાલુ જ રહ્યો પણ બપોર પછી તે બીલકુલ બંધ પડી ગયો; કારણ કે "વાયે ઉડી જાયે વાત." એ કહેવત મુજબ રાતમાં બનેલા બનાવની ગામમાં પવન વેગે ખબર પહોંચી ગઈ એટલે સૌ કોઈ તે વાત સાંભળી જીવાની ઠઠ્ઠા મશ્કરી કરવા લાગ્યા, તે એટલે સુધી કે ચોરે ચકલે, વાટે ઘાટે, એમ જ્યાં જુઓ ત્યાં બેચાર દિવસ સુધી તો તેની તે જ વાતો થતી હતી જેથી જીવો પોતાના ઘરની બાહેર બી નીકળી શક્યો નહિ, એટલું જ નહિ પણ કાઠીયાવાડની રસમ મુજબ તે પોતાની દીકરીના દાડાપાણી માટે પોતાના સગાં વહાલાંઓને કાગળો બી લખી શક્યો નહિ. આખરે બાઇની ઝીયારત પછી ચોથે દિવસે મુંબઇથી બદરૂશેઠ તરફનો આવવાનો તાર આવ્યો, પણ જીવાએ સ્ટેશન ઉપર ગાડી મોકલવાની યા એવી બીજી કોઈ તરેહની ગોઠવણ કરવાની તજવીજ કીધી નહિ; તો પણ મોકર્રર વખતે બદરૂશેઠ તો આગગાડીના સ્ટેશને પોતાના બે ત્રણ સોબતીઓ સાથે ઉતરી પડયો.

આવખતે એવો બનાવ બન્યો કે જીવાના ગામનો પેલો ફોજદાર કંઇક કામ પ્રસંગે કોઈ બીજે ગામ જવાના ઇરાદાથી આગગાડીમાં બેસવા માટે આ સ્ટેશનમાં આવી પહોંચ્યો હતો. તેણે બદરૂશેઠને તથા તેના એ ત્રણ સોબતીઓને ફર્સ્ટ કલાસના ડબામાંથી ઉતરતા જોયા, એટલે તે તુરતજ તેઓની પાસે જઇ હાથ મીલાવી ખબર અંતર પૂછવા સાથે બોલી ઉઠયો કે, "શેઠીયાઓ કયાંથી પધારો છો ?" "મુંબઇથી." બદરૂશેઠના એક સોબતીએ જવાબ દીધો.

"કયાં જવાના છો ?" ફોજદારે કંઇક આતુરતાથી પૂછયું.

"આ સામેના પેલા ગામમાં જીવાભાઈ નામના એક અમારાવાળા ભાઈ છે તેને આપ ઓળખો છો ને ? તેના આ શેઠ સાહેબ જમાઇ થાય છે એટલે અમે સઘળા તેવણને ત્યાંજ જઇએ છીએ." પેલાએજ પાછો જવાબ આપ્યો. "જીવાભાઇની એક દીકરી હમણાંજ ગુઝરી ગયાં તે આ શેઠ સાહેબનાં ધણીયાણી થતાં હતાં કે ?" ફોજદારે અંકે કરાવવાના હેતુથી પૂછયું.

"જી, હા." જવાબ મળ્યો. "ત્યારે તો જરા એકાંતમાં આવો. મારી ગાડીને હજી થોડી વાર છે, એટલામાં આપણે થોડીક વાત કરીએ." આમ કહી તે પેલા ત્રણ જણાઓને જરા દૂર એકાંતમાં લઈ ગયો અને તે બાદ જીવાએ દાગીનો પચાવી પાડવા માટે પોતાની દાનત બગાડી, જે તાગડો રચ્યો હતો તે તથા તે કેસમાં પોતે વાપરેલી બહાદુરી અને તેને પરિણામે પકડી પાડેલી ચોરી વગેરે બાબતો ઘણીજ ખુબી તથા સફાઇથી કહી સંભળાવી, જે સાંભળી બદરૂશેઠે કહ્યું કે, "મેં૦ ફોજદાર સાહેબ, આપે આ અમારા કેસમાં ઘણીજ બહાદુરી બતાવી છે એ આપની વાતચીત ઉપરથી સાફ સમજી શકાય છે. પણ હાલ તો આપ સાહેબ બહાર ગામ જવાની ઉતાવળમાં છો અને અમે બી ગામમાં જવાની ફીકરમાં છીએ, એટલે હાલ તુરત તો હું કાંઈ કરી શકું તેમ નથી, પણ મારા હાથમાં મારા દાગીનાનો

કબજો આવી જશે કે તુરત જ હું આપ સાહેબને મીઠું મોઢું કરાવીશ એ ખાતરીથી માનજો. હાલ તો સાહેબજી." આમ કહી બદરૂશેઠ તથા તેના સાથીઓ સ્ટેશનની બહાર નીકળી પડ્યા અને ફોજદાર મનમાં ફૂલાતો ગાડીની વાટ જોતો સ્ટેશનમાં જઈ બેઠો.

"ભાઇ, જોયું ને આપણે જે ધાસ્તી રાખતા હતા તેજ મુજબ કળીજુગના કાકાએ કાળું મોઢું કીધું." સ્ટેશનમાંથી બહાર નીકળી બેલ-ગાડીમાં બેસતા બેસતા બદરૂશેઠે બળાપો કીધો.

"ભલે ને કાળું મોઢું કીધું, પણ આ ફોજદારના કહેવા પ્રમાણે કોઈ ચીજ તેને પચી નથી અને હવે આપણે પચવા દઇશું બી નહિ." બદરૂ-શેઠના એક સાથીએ દીલાસો આપતાં કહ્યું. "અરે ભાઇ એ તો આપણી ચીઝો આપણા હાથમાં આવે ત્યારેજ ખરી, કેમકે આપણામાં કહેવત છે કે "જેના હાથમાં તેના મોંમા." એટલે તે ગામડાનો ગમાર આપણી ચીઝો આપણને હવાલે નહિ કરે તો આપણે તેને કાંઈ કરી શકીએ તેમ નથી, કારણ કે એક તો જાતવાળો અને વળી સગો એટલે ફરીયાદી તો થઈ શકે નહિ અને એ સિવાય બીજો કોઇ ઉપાય આપણા હાથમાં નથી. હવે તો ખુદા કરે તે ખરૂં." બદરૂશેઠે રોદડાં રોતાં કહ્યું.

"અરે મારા સાહેબ, આમ હિમત હારી નાઉમેદ થઈ જાઓ છો તે કોઈ રીતે વાજબી નથી, કારણ કે આપણી જેવા મુંબઇવાળા આગળ તે ગામડાનો ગમાર જરાવાર બી ટકી શકે તેમ નથી. એટલે જોજો તો ખરા કે તે કેવો સીધો દોર થઈ જાય છે!" બદરૂશેઠના પેલા સોબતીએ ધીરજ આપતાં કહ્યું.

આ મુજબ વાતો કરતા કરતા તેઓ ત્રણે જણા ગામમાં જીવાને ઘેર આવી પહોંચ્યા; જ્યાં કાઠીયાવાડની રસમ મુજબ તાઝીયત આપવાનું તથા ખરખરો કરવાનું કામ થયું, જેમાં જીવાએ તથા તેની ઘરવાળીએ કંઇક

રડવા કકળવાનો દેખાવ બી કીધો, એટલે તે બંનેને મુંબઇથી આવેલા મેહમાનોએ તથા ગામના હાઝર થએલાં સગાં વહાલાંઓએ મળી શાંત કીધાં અને તે બાદ અહીં તહીંની કેટલીક વાતો કરી સૌ છૂટા પડ્યા.

રાત્રે જમીને પરવાર્યા પછી કાઠીયાવાડના ધારા મુજબ જીવાના આડોશી પાડોશીઓ, સગાં વહાલાંઓ તથા ગામના બીજા કેટલાક ભાઇઓ વગેરે જીવાને ઘેર બેસવા માટે આવ્યા, એટલે ઘરની બહાર ઓસરીમાં એક પાથરણું પાથરી સર્વેને તે ઉપર બેસાડ્યા. સૌ કોઈ પોતપોતાની મરજી મુજબ ગપ્પા સપ્પા મારી વખત પસાર કરતા હતા, તેવામાં બદરૂશેઠના મનમાં વિચાર થઇ આવ્યો કે, જો આ વખતેજ આપણા દાગીનાની ઉઘરાણી કરીશું તો તે ઘણું ઠીક થઈ પડશે. એટલે તુરતજ તેણે પોતાના બંને સોબતીઓ સાથે કંઇક ગુસપુસ કીધું અને તે બાદ પોતે જરા ઘરની બહાર નીકળી ગયો. તેના બહાર જવા પછી તેનો એક સોબતી બોલી ઉઠયો, "જીવાભાઈ, તમે જાણો છો કે આવતા પરમ દિવસે દસમું છે એટલે તે દિવસે બેઉ ટાણાની નાત કરવાનો શેઠનો વિચાર છે, પણ તે પહેલાં શરત એ છે કે તેવણના દાગીના તથા કપડાં વગેરે તેવણને મળી જવું જોઇએ, માટે તે બારામા તમે શું કહો છો?" "બાઇનુ દસમું જવા પછી થઈ રહેશે, કેમકે દાગીના કપડાં હું કાંઈ વેચીને ખાઈ ગયો નથી!." થોડી વાર વિચાર કરી જીવાએ નહિ ચાલતાં જવાબ આપ્યો.

"ભાઇ, થઇ રહેશે એ તો ખરૂંજ છે, પણ શેઠ એવા વહેમીલા અને જીદ્દીલા છે કે જો તેવણ જીદ કરશે તો તે તમારી પાસેથી ઘરેણાં કપડાં કઢાવશે, ત્યારેજ રહેશે. માટે હમણાંજ આપી દો તો તમારા હકમાં બહુજ સારૂં છે, કેમકે તમને તો વહેલાં મોડાં તે આપવાંજ છેને?'

"હા, ભાઈ હા, વહેલાં મોડાં આપવાં છે, તે હું કયાં ના કહું છું; પણ તે સઘળું આગળ ઉપર થઇ રહેશે." જીવાએ જરા કરડાકીમાં જવાબ આપ્યો અને તે પછી તે પોતાના ઘરમાં ચાલ્યો ગયો.

"ભાઈ, આટલી બધી ઉતાવળ શું કામ કરો છો? તે ક્યાં ભાગી જવાનો છે? આજ કાલ આપી દેશે. જરા નીરાંતે કામ લેશો તો ધીઇના ઠામમાં ધીઇ પડશે," જીવાના ઘરમાં જવા પછી તેના એકાદ બે સગાએ સાથેજ કહ્યું એટલે પેલાએ સમો વરતી ચુપકીદીજ ઇખ્તીયાર કીધી.

આ પ્રમાણે રાતનું કામ તો ખલાસ થયું. ફજરમાં ચા નાસ્તાથી ફારીગ થવા પછી પેલાએ વળી પાછી દાગીના કપડાંની માગણી કીધી, પણ જીવાએ જાણ્યું અજાણ્યું કરી જવાબ આપવાના અખાડાજ કીધા એટલે બદરૂશેઠે જરા ગરમ થઇને કહ્યું કે, "ભાઇ, તે એમ નહિ સમજે. તમે જરા સરકારમાં જઇ ફરીયાદી નોંધાવો એટલે તરત ઠેકાણે આવી જશે."

"જાઓ જાઓ, મારા સહેબ, તમોને તે કાંઇ વિચાર છે કે નહિ કે સસરા ઉપર ફરીયાદી કરાવો છો? અરે સગા ઉપર તે ફરીયાદી કરાતી હશે?" ખાનગીમાં કરેલી ગોઠવણ મુજબ બદરૂશેઠના સોબતી નંબર એકે પોલીસી આદરી.

"સગા હોય કે સસરા હોય પણ સાનમાં ન સમજે તો શું કરીએ?" બદરૂશેઠે પગ પછાડતાં કહ્યું.

"સમજશે સમજશે, શું કામ નહિ સમજે? અરે તમારા સસરા જોકે ગરીબ આદમી છે પણ હું ધારૂં છું કે તે સોટચના સોના જેવા છે એટલે તે કાંઇ પીત્તળ નહિ થઇ જાય, માટે મારા સાહેબ ઝરા ધીરા પડો." બદરૂશેઠના પેલા બીજા સોબતીએ બી પક્ષી જાળમાં પડવાના હેતુથી પાસલો બાંધવા માંડ્યો.

આ મુંબઇગરાઓએ પોતાની પોલીસી તથા ચાલાકીની કેટલીક વાતો કરી તો પણ જીવાએ તો ચું કે ચાં કીધુંજ નહિ, એટલે તેઓએ કરેલી બીજી ગોઠવણ મુજબ બદરૂશેઠનો એક સોબતી ઉઠીને તરતજ ગામમાં ગયો અને ગામના વાલી મુલ્લા, એકાદ બે શેઠીયાઓ તથા જીવાના એકાદ બે

સગાંઓ વગેરેને જીવાને ઘેર તેડી લાવ્યો, અને પછી બોલ્યો કે, "મેં૦ સાહેબો, આજ બે દિવસ થયાં અમે આ જીવાભાઈ પાસે અમારા દાગીના, કપડાં, વગેરેની માગણી કરીએ છીએ મગર તે અમને ઝરાએ દાદ આપતા નથી. મેહરબાન બદરૂશેઠ તો એકદમ ગરમ થઈ ઝાહેરી સરકારમાં ફરીયાદી કરવાને તૈયાર થઇ ગયા છે પણ સગાં સગાંમાં ફરીયાદી કરવી અને કોરટે ચડવું તે કોઈ રીતે વાજબી નથી એવું ધારીને મેં આપ સઘળાને તસદી આપી અતરે ભેગા કરવાની તક લીધી છે. હું મેહરબાન બદરૂશેઠ તરફથી આપ સઘળાને ઘણાજ માન સાથે અરઝ કરૂં છું કે મેહરબાની કરી આપ સઘળા નાતીલાઓ જીવાભાઇને કોઈ બી રીતે સમજાવી અમારો કેસ પતાવી દો. સાહેબો, નાત જેવી રીતે ફેંસલો કરશે તે અમને કબુલ છે, કેમકે નાત તે મા બાપ છે અને વળી 'નાતે તરીએ અને નાતે મરીએ.' એ કહેવત બી ખરી જ છે."

થોડીવાર વિચાર કરી જમા થએલા નાતીલાઓએ ખાનગીમાં જઇ કંઇક મસ્લહત કીધી અને તે બાદ જીવાને બોલાવી ઘરેણાં ધણીને નહિ સોંપવાનું કારણ પૂછ્યું. એટલે તેણે જણાવ્યું કે, "સાહેબો, ચીતર તો મેં રૂપીયા દોઢસોમાં ગીરવી મૂકયાં છે જે મારો હાથ ખેંચમાં હોવાથી હું હજી સુધી છોડાવી શકયો નથી. આજ કારણના લીધે મારૂં કોકડું ગુંચવાઈ ગયું છે."

"ત્યારે તે બાકીના દાગીના છે તે તો તેને સ્વાધીન કરી દો." વાલી મુલ્લાએ કહ્યું, "તે આપવામાં મારી ના નથી પણ......આટલું બોલતાં જીવો ગળગળો થઈ ગયો અને તે આગળ કાંઈ બોલી શકયો નહિ."

"પણ પણ કરીને અટકી કેમ જાઓ છો. બોલો, તમારૂં પેટ ખોલીને વાત કરો. નાત પાસે શરમાવું યા ડરવું ન જોઇએ, કેમકે "નાત તો રહેમનો દરીયો છે." જીવાની મતલબની કંઇક ખબર હોવાથી વાલી મુલ્લાએ કહ્યું. મગર જીવો કાંઇ બોલ્યો જ નહિ એટલે ગામના મોટા શેઠ કે જેનું નામ

ખાનભાઇ હતું તે બોલી ઉઠયો કે, "ભાઇ, સાફ સાફ કહી દો ને કે મારી હાલત નબળી છે એટલે મને કંઇક મદદની ઝરૂર છે. એમજ છે ને ?"

"હા, આપ સઘળા સાહેબો તે જાણો જ છો એટલે મને બોલવાની શું ઝરૂર." જીવાએ ઝરા શરમાઇને કહ્યું. "સાહેબ, જીવાભાઇને કંઇક મદદ અપાવીએ." જીવાની વાત સાંભળવા પછી ખાનભાઇ શેઠે દરખાસ્ત મૂકી, જેને સઘળાએ ટેકો આપ્યો. એટલે તુરતજ એવો ઠરાવ કરવામાં આવ્યો કે, "જીવો તેની પાસે જે ઘરેણું છે તે બદરૂશેઠને સોંપે અને બદરૂશેઠ જીવાને રૂપીયા સો મદદ તરીકે આપે."

નાતે કરેલો ઉપલો ઠરાવ તરતજ વાલી મુલ્લાએ બદરૂશેઠને કહી સંભળાવ્યો એટલે બદરૂશેઠે તે કબુલ કરી લીધો અને તે સાથે બોલી ઉઠયો કે, "જમાતે તકલીફ લઇ અમારા કેસનો ફેંસલો કરી આપ્યો તે માટે હું દીલોજાનથી ઉપકાર માનું છું અને તે સાથે જણાવવાની રઝા લઉં છું કે હું મારી સાથે ખર્ચ ઉપરાંત વધુ પૈસા લાવેલો નથી એટલે આ સો રૂપીયા મુંબઇ જઇને મોકલી આપીશ. ઉમેદ છે કે મારી આટલી માંગણી કબુલ રાખવામાં આવશે."

"કેમ જીવાભાઈ, સો રૂપીયા શેઠ મુંબઈ જઇને મોકલી આપશે એ કબુલ છે ને ? અને કબુલ હોય તો ઘરેણું શેઠને સોંપી દો." વાલી મુલ્લાએ જીવા તરફ જોઇને કહ્યું.

"સો રૂપીયા મુંબઈ જઇને મોકલી આપે તેમાં મારી ના નથી પણ તેનો ઝામીન જોઇએ, કેમકે મારા હાથમાં કંઇક પુરાવો તો જોઇએ ને ?" જીવાએ જવાબ આપ્યો.

"અરે ભલા આદમી, આ શું બદરૂશેઠનો રૂપીયા સોનો પણ ભરોસો નથી કે ઝામીન માંગો છો." બદરૂશેઠના સોબતીએ ઝરા તપી જઈ કહ્યું. ભાઈ અત્યારે આપણો વકત એવો જ છે એટલે ભરૂસો નહિ કરે પણ કાંઈ

નહિ. આ ખાનભાઈ શેઠ ઝામીન. કેમ ખાનભાઈ તમે રૂપીયા સોના ઝામીન પડશો ને ?

"હા શેઠ, તમોને કાંઈના કહેવાય ?" ખાનભાઇએ ખોટો ફખર ખાતાં કહ્યું.

આ પ્રમાણે ફેંસલો થવાથી જીવાએ તુરત જ જમાતવાળા ભાઇઓની રૂબરૂ દાગીના, કપડાં, વિગેરે બદરૂશેઠને હવાલે કરી દીધાં, અને તે બાદ ચીતરબી જ્યાં ગીરવે મૂકયાં હતાં ત્યાંથી બદરૂશેઠે પૈસા આપી છોડાવી લીધાં. આ કામ પતી જવા પછી બીજે દીવસે દસમું હોવાથી બદરૂશેઠે નાત કરવાની વરદી આપી દીધી એટલે જીવાએ તથા બે ત્રણ જણા બીજાએ મળી ગામમાંથી ઘી, ખાંડ, ગોળ, ઘઉં વગેરે સામાન ઉધાર લઈ આવ્યા અને ચુરમાની નાત કરવાની કડાકુટમાં કામે લાગી ગયા. જ્યારે બીજી તરફ નામઝાદા બદરૂશેઠે તથા તેના સાથીઓએ જીવાને તેમજ ગામવાળાને હાથ-તાળી આપી મુંબઇ ઉપડી જવાની ગોઠવણ કરી નાખી. એટલે જીવા પાસે આવીને તેઓ બોલ્યા કે, "જીવાભાઇ, આ અમારા એક સાથીને ઝરૂરી કામસર મુંબઈ જવું પડશે માટે સવારની ટેમમાંજ તેને વિદાય કરવા અમારે સ્ટેશન પર જવું પડશે. તમોનેબી સાથેજ લઈ જાત પણ કાલ તો આપણી નાત છે એટલે તમારા વિના અતરે અંધારૂ થઈ પડે, માટે લાચાર છીએ."

નાતના દીવસેજ એક સાહેબ ચાલ્યા જાય તે ઠીક નહિ એવું જણાવી જીવાએ કેટલીક આનાકાની કરી પણ તેને આ લોકોએ જેમ તેમ કરી સમજાવી લીધો. બીજે દીવસે સવારમાં જ્યારે જીવો તથા તેનાં સગાંવહાલાંઓ નાતની તૈયારી કરવામાં રોકાએલાં હતાં ત્યારેબદરૂ શેઠ તથા તેના સાથીઓએ એક ભાડુતી ગાડી મંગાવી તેમાં પોતાનો સઘળો સામાન મુકીને સ્ટેશન ઉપર આવી પહોંચ્યા અને આગગાડીમાં બેસી મુંબઇ જવાને માટે તૈયાર થઈ ગયા. એટલે એક જન્નતી ભાઈ કે જેને જીવાએ આ લોકોની સાથે મોકલ્યો હતો તે બોલી ઉઠયો કે, "અરે સાહેબો, એકજ જણ

જનાર છે એમ તમે કહેતા હતા અને આ તો તમે સઘળા આગગાડીમાં બેસી ઉપડી જવાને તૈયાર થઈ ગયા એનું કારણ શું?"

"એના કારણની તમને હવે પછી ખબર પડશે. હાલ તો તમે ગામમાં જાઓ અને સૌને સલામ કહેજો." બદરૂશેઠના એક સાથીએ કરડાકીમાંજ જવાબ આપ્યો.

આ વકતે પેલા જનતી ભાઇ કંઇક બોલવા જતા હતા પણ તેવામાં આગગાડી સીટી કરી રવાના થઈ ગઈ અને પેલા ભાઇ તો મોં વકાસી જોઇજ રહ્યા.

આગગાડીના જવા પછી પેલા જનતીભાઈ રડતે ચહેરે લગભગ સાંજના ચાર વાગે ગામમાં આવી પહોંચ્યા. તે વકતે જમવા જવાનો વકત થઈ ગયો હતો. એટલે સૌ જમવા જવાની તૈયારીમાં હતા. ફકત બદરૂશેઠનીજ વાટ જોવાતી હતી તેવામાં પેલાએ આવી બંબના ધડાકાની જેમ બદરૂશેઠના તથા તેના સાથીઓના ઉપડી જવાના ખબર આપ્યા એટલે સૌ દીલગીરીના દરિયામાં ગર્ક થઈ ગયા, કેમકે તેઓને હજી એકાદ બે નાતો બદરૂશેઠ તરફથી જમવાની આશા હતી. ગામના ભાઇઓ દીલગીર થયા તે તો જાણે ઠીક, પણ તે સઘળા કરતાં જીવાની હાલત તો જોવા જેવીજ થઇ પડી હતી. તેણે જેવા ઉપલા ખબર સાંભળ્યા કે તરતજ તે ભાનભુલા જેવો થઈ ખાનભાઈ આગળ દોડી ગયો અને હાંફતો હાંફતો બોલ્યો કે, "ખાનભાઈ શેઠ, પેલા મુંબઇવાળા તો દગો રમી ભાગી ગયા. તે મારા રૂપીઆ તો તમને આપી ગયા છે ને?"

"હેં, તમારા રૂપીઆ, અરે મને તે લોકોના જવાની ખબરબી કયાં હતી કે તમારા રૂપીયાની ઉઘરાણી કરી લઇ લઉં." ખાનભાઇએ વાંસો ખંજવાળતા ખંજવાળતા જવાબ આપ્યો.

"ત્યારે મારા રૂપીયા તો તમોને આપવાજ પડશે, કેમકે તમે ઝામીન થયા છો."

"હું ઝામીન થયો છું તે વાત ખરી છે પણ શું હું કાંઇ મારા ઘરના કાઢી આપું?" ખાનભાઇએ ખલભલાટ કરતાં કહ્યું.

આ પ્રમાણે બન્ને જણામાં ઘણી બોલાચાલી થઈ પણ તેવામાં બીજા ભાઇઓ ત્યાં આવી પહોંચ્યા. જેઓએ આ બન્ને જણાને શાંત પાડી સમજાવી દીધા કે ભાઇઓ, તે લોકો આખી નાતની આંખમાં ધૂળ નાખી ચાલ્યા ગયા છે એટલે આપણે તેને સીદ્ધાદોર કરી મુકશું, કેમકે ગમે તેવી તોબી નાત છે એટલે આખી નાતને તે નેકનામો કોઇ રીતે પહોંચી શકશેજ નહિ. આજે આપસમાં તકરાર નહીં કરતાં જમવા ચાલો અને આ વાત આવતી કાલ ઉપર મુલતવી રાખો.

આથી સૌ કોઈ જમવા જમાડવાના કામમાં લાગી ગયા. બીજે દિવસે જમાતના સઘળા ભાઇઓએ ભેગા થઇને બદરૂશેઠના ઉપર કાગળ લખ્યો પણ કાંઇ જવાબ આવ્યો નહી. જેથી બીજા બે ચાર કાગળો રજીસ્તર કરીને લખ્યા પણ તેનો બી કાંઇએ જવાબ આવ્યોજ નહિ એટલે લાચાર થઇ સૌ કોઇ શાંત થઇ છાના માના બેસી રહ્યા અને દશમાની નાતનો ખર્ચ બી ગમે તેમ કરીને જીવાનેજ આપવો પડયો.

આપણામાં કહેવત છે કે, 'જ્યારે દુઃખો આવી પડે છે ત્યારે એક સામટાંજ આવી પડે છે.' જીવાના બારામાં બી તેમજ થયું. તેની ઉપર હજી તો મુંબઇવાળા જમાઇએ આપેલી હાથતાળી વગેરે બાબતોનો હમગમ વિસરાયો નહોતો એટલામાં ગામમાં મરદૂદ મરકીએ આવી પોતાનો ધામો નાખ્યો. તેમાં શરૂઆતમાં જીવાના ઘરનેજ લાણમાં લીધું જેથી તેની કંઇક ભલી અને ભોળી ઘરવાળી ફક્ત બે દિવસની બીમારીમાંજ અલ્લાહ તાઅલાની રહમતમાં પહોંચી ગઇ. તે પછી તેના ચારે દીકરા એક એક દિવસના અંતરે એ દુષ્ટ રોગના ભોગ થઇ મરણને શરણ થયા. આ પ્રમાણે જીવાનું ઘર તબાહ થઇ જવાથી તે તો તદન ભાનભૂલા જેવો થઇ ગયો, તોપણ તેના કેટલાંક સગાંવહાલાંઓ તથા ગામના બીજા ભાઇઓ

તેની દયા ખાવાના બદલે માંહોમાંહે વાતો કરતા હતા કે, "ભાઇ, આતો "હાથનાં કર્યાં હૈયે વાગ્યાં." અને જુના કાળથી દુન્યાના લોકો કહેતા આવ્યા છે કે "કર ને જો." તે કાંઇ ખોટી વાત નથી.

કેટલાક ભાઇઓ આ પ્રમાણે દાઝયા ઉપર ડામ દેવા જેવું કામ કરતા હતા, જ્યારે બીજા કેટલાકો ઝાહેરમાં દયા ખાઈ કંઇક દીલગીરી દરશાવવાનો ડોળ કરતા હતા પણ તે ફક્ત ઉપર ટપકેનુંજ હતું, કેમકે પડતીના વકતમાં સાચી લાગણી અને ઉંડી દીલસોજી બતાવનારા ઘણા થોડાજ હોય છે, એ વાત વહાલા વાંચકો સારી રીતે જાણતા હશેજ.

જીવાના ઘર ઉપર આવી પડેલી આ અણધારી આફતના લીધે તે એટલો બધો તો ગભરાઈ ગયો હતો કે દૂર દેશાવરમાં રહેનારાં પોતાનાં સગાંવહાલાંઓ તથા દૂરના બિરાદરોને કાગળો લખી મઝકુર બાબતની ખબર આપવાનું કામ બી તે બાપડાથી થઈ શકયું ન હોતું તો પણ વાત તો 'વીજળી વેગે પહોંચી જાય' એ કહેવત મુજબ આપણા અબરામને જીવાની ઉપર આવી પડેલી આફતની ખબર પડી ગઈ તેથી તે તુરતજ એક ગાડી ભાડે કરી જીવાને ત્યાં આવી પહોંચ્યો અને તાઅઝીયત આપી આ દોરંગી દુન્યાનો એવોજ દોર દમામ ચાલ્યો આવે છે એ બાબતના કેટલાક દાખલાઓ આપી જીવાને કંઇક શાંત કીધો. તે બાદ તે બોલ્યો કેઃ— "જીવાભાઈ, હું ધારૂં છું કે આ દોરંગી દુન્યાના દોર દમામનો તમને પૂરતો અનુભવ થઇ ગયો હશેજ એટલે તે ઉપર વધુ વિવેચન નહિ કરતાં હું હવે એટલીજ માગણી કરૂં છું કે હવેથી દુન્યાની મધલાળ મૂકી દઇ તમારા ઘરબાર માલ મિલ્કત વેચી સાટી કરજ અદા કરી દો. અને તે બાદ મારે ત્યાં આવી મારી સાથેજ રહો અને આ જીંદગીના પાછલા દિવસો પાક પરવરદિગારની બંદગી કરવામાં ગુઝારો અને તે સાથે જે થોડો ઘણો વકત ફાજલ રહે તે કોમસેવા કરવામાં પસાર કરો અને તેમ કરી તમારૂં જીવવું સફળ કરી લો."

"જીવાભાઈ, તમે જાણો છો કે મારા ભત્રીજા તુરાબની હાલત પરવરદિગારના ફજલો કરમથી ઘણી સારી થઇ છે એટલે તમારા જેવા સો ભાઇઓ બી અમારે ત્યાં આવીને રહેશે તોબી કાંઈ વાંધો આવશે નહિ માટે આવતી કાલેજ અત્રેથી ઉપડવાની તૈયારી કરો. ભાઇ તમારા સમાગમથી મને ઘણી ખુશી ઉપજશે." અભરામે ઉમેર્યું.

"પણ ભાઇ મરનારાનાં કારજો તો કરવા દો પછી બીજી વાત."

"અરે ભાઈ કારજ કરવા પાછળજ આપણે કાઠીયાવાડીઓ તબાહ થઇ ગયા છીએ. અરે હું પણ તમારી જેવાજ મતનો હતો પણ મારા કેળવાએલા તેમજ દૂરઅંદેશ ભત્રીજાની ભલી કોશીશના પ્રતાપે હવે હું ખરૂં ખોટું જાણતાં શીખ્યો છઉં અને તેમાંએ હાલ થોડા માસ થયા તો મારા તે ભલા ભત્રીજાએ અમારા ગામના મદરેસા ઉપર દીની તેમજ દુન્યવી ઇલમમાં પ્રવીણ એક હુશીઆર મુલ્લા સાહેબને મોકલ્યા છે અને તેનું જમવા જુઠવાનું બી અમારે ત્યાંજ છે એટલે દરરોજ રાત્રે તેવણ સાહેબ એકેક કલાક મારી પાસે આપણા અવલીયા અલ્લાહોનાં ફરમાનો અને તે નામદારોની પાક સીરતોના નુકતાઓ દીની કીતાબોમાંથી વાંચે છે અને મને સમજુતી આપે છે. જે ઉપરથી હું હવે હીમતથી કહી શકું છું કે કારજો કરવાનાં ફરમાનો આપણા દીની કિતાબોમાં છેજ નહિ, છતાં આપણે તે માટે જે દોડધામો કરીએ છીએ તે તો ફકત એક રસમજ છે. જે હાલના મોંઘવારીના ઝમાનામાં તો એટલી બધી અકારી અને જીવલેણ થઇ પડી છે કે તેના ભોગે આપણે કરઝદાર થઇ જઇએ છીએ અને પછી છેવટે નહિ ચાલતાં 'સુતારનું મન બાવળીયામાં.' એ કહેવત મુજબ આપણી વહાલી અને રાંક દીકરીઓને વેચી મન માન્યા રૂપીયા લઇ કન્યા વિક્રયનાં કાળાં કામો કરીએ છીએ અને તે પછી રાંક બાળાઓની બદદોઆના પ્રતાપે આપણે તબાહ થઇ જઇએ છીએ. માટે કારજ કરવાની વાત ઉપર મોટું મીંડુંજ મૂકો."

"પણ ભાઇ કારજ નહિ કરીએ તો તે બિચારાં અવગતીયાં થશે અને

વળી આપણા ભાઇઓ વાતવાતમાં આપણને મેણાં મારશે તેનો તો કાંઇ વિચાર કરો અને તે પછીજ કારજ કરવાનું માંડી વાળવાની વાત કરો."

"જીવાભાઇ જે લોકોના દીલમાં પંજેતન પાકની હકના ઇમામોની તથા હકના દોઆતોની મોહબ્બત હોય તેઓ કદી અવગતીયાં થાયજ નહિ એવું કેટલાક સાહેબો કહે છે તે તદન ખરૂંજ છે અને તેની સાબેતી માટે મૌલાના અબાઝર ગફ્ફારીનો દાખલો આપીશ. ભાઇ, આપણે વાએઝોમાં સાંભળીએ છીએ કે મૌલાના અબાઝર ગફ્ફારીનું જંગલમાં ઇન્તેકાલ થયું હતું. તેવણ સાહેબની પાછળ ફાતિહાનું જમણ તો એક તરફ રહ્યું પણ તેવણ જનાબના કફન દફનમાં તથા જનાઝાની નમાઝમાંબી ઘણા જુઝ માણસો શામીલ થયા હતા અને તેજ મુજબ એવા બીજા ઘણા અવલીયા અલ્લાહો, દીનદારો અને પરહેઝગારોની આ દોરંગી દુન્યાએ એવી તો સતાવણી કીધી છે કે, તેઓની પાછળ ફાતેહાનાં જમણો થવાં તો એક તરફ રહ્યાં પણ કફન દફનની ક્રિયાબી પૂરી થઇ શકી નથી. તો શું સઘળા સાહેબો અવગતીયા થયા છે? નહિ, કદી નહિ. હવે લોકો તરફના મેણાં ટોણાં વિષે તો એટલુંજ કહીશ કે ભાઇ, દુન્યા તો ગમે તેમ બોલે, કેમકે "ગોળાનું ઢાંકણું હોય પણ જગતને કાંઇ ઢાંકણું હોય નહિ." માટે લોકોના મેણાંની બીક તથા અવગતીયાં થવાના વહેમો તમારા દીલમાંથી કાઢી નાંખો અને મારી સાથે મારે ત્યાં આવી પરવરદીગારની બંદગીમાં તેમજ કોમની ખેરખાહી કરવાના કામમાં મારી સાથે સામીલ થઇ જાઓ અને તેમાં જે મઝા છે તેના કંઇક અનુભવ મેળવો."

"હાય હાય ભાઇ, તમે આ શું બોલો છો? શું મારી ઘરવાળી તથા છોકરાઓની પાછળ ફાતેહા પણ ન પડાવું? એ કોઇ રીતે બની શકે તેમ નથી, કારણ કે તે બિચારાંઓ આ દુન્યામાં આવીને પોતાની સાથે કાંઇ લઈ ગયાં નથી અને વળી હવે તો મારી પાછળ મારૂં કારજ કરનાર બી કોઇ હયાત નથી એટલે મારી જે કાંઇ માલ મિલ્કત છે તે વેચીને હું

કારજ કરી નાખવાનો વિચાર રાખું છું અને તેમ કરીને આ કારજ સાથે મારૂં પોતાનું કારજ હું કરી નાખીશ એટલે તે નહિ કરવાની તમારી વાત હું કોઈ રીતે કબુલ કરનાર નથી. સમજ્યા અભરામ ભાઇ ?" જીવાએ પક્કી જીદ પકડતાં કહ્યું.

આ પછી અભરામે કારજ નહિ કરવા માટે ઘણીએ સમજણો તથા નસીહતો આપી તો પણ જીવાએ કોઇ રીતે તે વાત કબુલ કરીજ નહિ, એટલે અભરામે લાચાર થઇ પોતાના ગામ જવાની રજા માંગી, પણ જીવાએ ઘણીજ ખેંચ સાથે કહ્યું કે, "અભરામભાઇ, હવે તો કારજ કરીનેજ તમને જવાની રજા આપીશ. કેમકે તમે ખાસ આવેલા છો અને તે છતાં કારજ ઉપર નહિ રોકાતાં ચાલ્યા જાઓ તે ઠીક કહેવાય નહિ. આથી અભરામની બીલકુલ મરજી નહિ હોવા છતાં પણ ફક્ત એક મસલ્લહતના વાસ્તે રહી જાવું પડયું.

આ પછી થોડા જ વખતમાં જીવાએ પોતાની તમામ મિલ્કત તથા ઐરી બચ્ચાના દાગીનાઓ વગેરે વેચી સાટીને કારજ આદર્યું એટલે બે દિવસ સુધી ઇલાકાના આમીલ, ગામના મુલ્લાઓ, શેઠીયાઓ, સગાં વહાલાંઓ તથા બહાર ગામથી આવેલા મહેમાનો વગેરેનો ધામો જીવાને ત્યાં રહ્યો અને ધારા પ્રમાણે તરેહવાર જાતના માલ મલીદાઓ ઉપર હાથ મારી ત્રીજે દિવસે જીવાની તરફ કંઇક જાહેરમાં દીલગીરી તથા દીલસોઝી બતાવી સૌ કોઇ પોતપોતાને ઠેકાણે ઉપડી ગયું. જીવાને ત્યાં દાડાપાણી ઉપર આવેલા સઘળા મેહમાનોના વિદાય થવા પછી અભરામે પોતાને ઘેર આવી બાકીની ઝીંદગી બસર કરવા માટે ઘણી જ ખેંચ સાથે વળી પાછી જીવા આગળ માંગણી કરી એટલે તે બોલ્યો કે, "અભરામભાઇ, તમારી આવી ભલી લાગણી તથા ઉંડી દીલસોઝી માટે હું ઘણો આભારી થએ છઉં, પણ તે સાથ તમારી પાસે માગી લઉં છું કે જ્યાં સુધી મારો નિભાવ મારાથી થઇ શકે ત્યાં સુધી અતરે જ મને રહેવા દો અને છેવટે જયારે હૂ મારૂં ગુજરાન નહિ

ચલાવી શકું ત્યારે તમે તો છો જ ને? કેમકે આપણે કાંઇ જુદા નથી પણ હાલ તુરત તો હું અતરે રહેવામાંજ રાજી છઉં."

આવો જવાબ મળવા છતાં પણ અભરામે હજી વધારે ખેંચતાણ કીધી મગર જીવાએ તે કોઇ રીતે કબુલ કીધીજ નહિ એટલે લાચાર થઇ અભરામ પણ પોતાના ઘર તરફ રવાના થઇ ગયો. અભરામના જવા પછી જીવો છુટક છુટક મજુરી કરી દર માસે માંડ માંડ ત્રણ ચાર રૂપીયા પેદા કરવા લાગ્યો અને પોતાની ઉપજના પ્રમાણમાં તેણે ખરચ પણ ઘણું ટુંક કરી નાખ્યું, એટલે કે તે પોતે હંમેશાં સવારમાં વહેલો ઉઠી પોતાને આખો દિવસ ચાલે એટલી જુવાર પોતે જાતે દળી નાખતો અને તેના બે જાડા રોટલા બનાવી લેતો અને ગામમાંથી છાશ માંગી લાવીને તે તરકારીને બદલે કામમાં લેતો. કહેવાની મતલબ એજ છે કે તે હંમેશાં જુવારના રોટલા અને માગ્યા ઘરની છાશ ઉપરજ પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો.*

આ મુજબની હલકી ખોરાકી તથા પોતાના ઘરના સઘળા માણુસો મરી ગયા તેના પડી ગયેલા કલેજામાં કાળા દાગો અને તે સાથે હમેશા રોઝી કમાવવાની ચીંતા વગેરે કારણોના લીધે જીવાની કાયા લથડવા લાગી. શરૂઆતમાં તો તે બાપડો પોતાની આંખોનું નુર ખોઇ બેઠો અને તે પછી તરતમાં જ એક ભયંકર બિમારીનો ભોગ થઇ તે મરણુને શરણુ થયો.

જીવાની ઝીંદગી ઉપરથી ઇબ્રત લઈ ગામના સમજુ અને ડાહ્યા માણસો અવાર નવાર કહેતા હતા કે—

રામ ઝરૂખે બેઠકર સબકા મુજરા લેત;
જૈસી જીસકી ચાકરી, વૈસા ઉસકો દેત.

* * * *

---

* વહાલા વાંચકોને કદાચ આ વાત અતિશયોક્તિ ભરેલી તથા નહિ માનવા જેવી જણાશે પણ તેવું કાંઇ છે જ નહિ કેમકે આપણા ગરીબ અને અજ્ઞાન કાઠીયાવાડી ભાઇઓમાં કેટલાક એવા સબરવાળા છે કે, આજે પણ તેઓ જુવારના રોટલા અને માગ્યા ઘરની છાશ ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે.

# પ્રકરણ ૨૦ મું.

## છેવટ.

વહાલા વાંચકો, દિવસ, રાત્રિ, અઠવાડીઉં, માસ અને વરસની જેમ દિવસો ઉપર દિવસો પસાર થવા લાગ્યા, જેમાં તુરાબની આહીસ્તે આહીસ્તે તરક્કી થવા સિવાય વધુ જાણવા જોગ કાંઇ બનાવ બન્યો નહિ. તે પછી ઝલિમ મહાભારત લડાઇ જાગી જેમાં દરેક વસ્તુના ભાવ હદ ઉપરાંત ચડી જવાથી ઘણા વેપારીઓ લાખો રૂપીયા કમાઇ ગયા છે, એ આપણે જાણીએ છીએ. આપણા તુરાબે પણ લડાઇ જાગવા અગાડી અમેરીકાથી તથા ઇગ્લંડથી રંગ લોખંડ સામાન તથા મોટી રકમનો ફેન્સી સામાન વગેરે ખાસ ઓરડરો આપી મંગાવ્યો હતો. જેમાં ભાવ ચડી જવાથી તે સેંકડો નહિ બલ્કે હઝારો રૂપીયા કમાઈ ગયો હતો. આ ઉપરાંત વળી મી૦ હસનઅલી લાકડાવાળા અલ્લાહતાઅલાની રેહમતમાં પહોંચી જવાથી તેવણના વિલ મુજબ તેવણની સઘળી મિલ્કતનો બી તુરાબ માલીક થયો હતો, તો પણ તેણે અગાઉ જણાવ્યા પ્રમાણે તે મિલકતમાંથી એક પાઈ પણ પોતાના વપરાશમાં નહિ લેતાં તે સઘળી મિલ્કત કોમી ખેરખાહીના ખાતામાં નીચે મુજબ ખરચી નાખી હતી.

૧ રૂપીયા ચારથી પાંચ લાખ ખરચી મુંબઇમાં મરહુમના નામથી એક હસની હાઇસ્કુલ.

૨ રૂપીયા બે લાખના ખરચે મુંબઇમાં મરહુમના નામથી એક હસની સરા. (મુસાફરખાનું.)

આ પ્રમાણે મી૦ હસનઅલી લાકડાવાળાની આસામી છ સાત લાખની અંકાતી હતી જે સઘળી તુરાબે મરહુમની યાદગીરી જાળવી રાખવાના હેતુથી ઉપર જણાવ્યા મુજબ કોમી ખેરખાહીના ખાતામાં ખરચી નાખી અને મી૦ લાકડાવાળાનો વહીવટ ચલાવવો તુરાબે ચાલુજ રાખ્યો,

એટલે તેમાં બી તેને મોટી રકમનો નફો થવા લાગ્યો. થોડાજ વખતમાં એક વખતનો આપણો રખડતો ટળવળતો તુરાબ તેની પાક નિષ્ઠા, પ્રમાણીકપણું ખંત તથા આલાદરજાની કેળવણીના પ્રતાપે એક માલેતુજાર વેપારી થઇ પડ્યો, તે એટલે સુધી કે મુંબઇના લખપતીઓમાં બી તેની ગણતરી થવા લાગી. જોકે આ મુજબ આપણા ટળવળતા તુરાબની હાલત ઘણી સારી થઇ ગઈ હતી તોપણ તે પોતાના આશ્રયદાતા શરૂઆતમાં હાથ પકડનાર શેઠ મોહસીનુલ કોમને કદી પણ વિસરી ગયો નહોતો, તે એટલા ઉપરથી જ સાબિત થાય છે કે, અઠવાડીઆમાં બે ત્રણ વાર તે મઝકુરશેઠની સલામીએ જતો હતો એટલું જ નહિ પણ પોતાની હાલત કંઇક સારી થવા પછી પોતાની દુકાનના નામ સાથે તે ભલા શેઠનું નામ જોડી દઇ "ખાદિમે મોહસીનુલ કોમ તુરાબ એન્ડ કુ૦"ના નામથી પોતાનો વહીવટ તેણે ચાલુ કર્યો હતો અને તે સાથે પોતાની ચડતી થવાનું સઘળું માન તે હમેશા શેઠ મોહસીનુલ કોમનેજ આપતો હતો.

આપણામાં કહેવત છે કે, "ખુદા પલમાં રંકને રાજા કરે." એ કહેવત મુજબ આપણા ટળવળતા તુરાબની બી એટલી બધી તરક્કી થઈ ગઈ કે તે આખી મુંબઇમાં જ નહિ પણ આખા મુંબઈ ઇલાકામાં બલ્કે આખા હિન્દમાં મશ્હુરોમાઅરૂફ થઇ ગયો અને તેજ પ્રમાણે તેનો કાકો અભરામ બી તેની ઉદારવૃત્તી તથા નેક ચાલચલણના પ્રતાપે આખા કાઠીયાવડમાં જાણીતો થઇ ગયો હતો જેથી મોટામાં મોટો લાભ તો તેઓને એ થયો કે તુરાબની સગાઈ માટે કોઇ જગ્યાએ માંગણું લઇને અભરામને જવું પડ્યું નહિ પણ સામા કેટલાક સારા ઠેકાણેથી તુરાબને કન્યા આપવાના માંગણા આવ્યાં. જેથી એક સારામાં સારૂં ઠેકાણું જોઇ તુરાબની પરવાનગી મંગાવી અભરામે તેની સગાઈ કરી નાખી અને પછી મુંબઇથી તુરાબને તેડાવી વિવાહ પણ આદરી દીધા.

"સુધારાની શરૂઆત પોતાના ઘરેથી જ થવી જોઇએ." એ કહેવતને અનુસરીને તુરાબે પોતાના વિવાહમાં શબગશ, ફુલેકું, વાજનંગાજન, દારૂખાનું, વગેરે હસ્રારી રિવાજો બીલકુલ તેણે કાઢી નાખ્યા અને નાત જમાતનાં

જમણો બી બનતી કોશીશે કમતી જ કરી નાખ્યાં. ફક્ત પોતાના ગામમાં એક મુરહતની નાત તથા પોતાના સસરાના ગામમાં એક નિકાહની નાત એમ બે નાતો તથા બે ત્રણ નાના નાના જમણો કરીને તેણે વિવાહનું કામ ઉકેલી દીધું. આ શુભ કારજમાં ગરીબો, યતીમો, લાચારો, વગેરેને કદી પણ તેણે વિસારે મૂકયા નહોતા, કેમકે તેનું હંમેશા એજ કહેવું હતું કે, "ગમે તેવું જમણ કરો પણ ગામના ગરીબો, યતીમો, લાચારો, વગેરેને કદી પણ ભૂલવા નજ જોઇએ." જેથી તેણે પોતાના કહેવા પ્રમાણેજ કરી બતાવ્યું. આ ઉપરાંત હજી આ શાદીના શુભ ટાંકણે કોમીતાઅલીમ ખાતા ઉપર ઘણી કરમની નઝર કરી હતી. ખાસ કરીને પોતાના ગામનો મદરેસો કે જે તેના પોતાનાં ખરચે જ સુધરેલી ઢબ ઉપર ચાલતો હતો તેમાં ઝાહેરી મોટો મેળાવડો કરી બાળકોને તથા શિક્ષકો (ઉસ્તાદો)ને ઘણાં ભારી ઈનામો આપ્યાં.

વળી આ શુભ પ્રસંગની યાદગીરી હંમેશા જળવાઇ રહે એવા હેતુથી એક મેટ્રીક પાસ થએલ માસ્તર રાખી મદરેસામાં ગુજરાતી તથા ધાર્મીક ઉપરાંત ઈંગ્રેઝી ભાષાનું શિક્ષણબી તેણે દાખલ કરી દીધું અને તે સાથે હજી પોતાની ભલી નેક ખસલત અમતુ (અમતુલાબાઈ)ના નામ ઉપરથી "યતીમખાનાએ એમતુલાભાઇ" નામનું યતીમખાનું પોતાના ગામમાં ખોલી તેમાં કાઠીયાવાડ, ગુજરાત, વગેરે દેશોના યતીમો, લાચારો અને નિરાધાર બાળકોને બોલાવી મઝકુર યતીમખાનામાં દાખીલ કરી દીધા અને તેનો તાઅલીમ વગેરેનો સંબંધ પોતાના મદરેસા સાથે જોડી દીધો અને પોતાના ગામની સઘળી સ્કુલોમાંબી તેણે આ પ્રસંગ ઉપર ઇનામો વહેંચ્યાં હતાં. હજી આખા હિન્દમાં ચાલતા સારી પાયરીવાળા મદરેસાઓને તેમજ એવા બીજા કોમ હિતના ખાતાંઓને "ફુલ નહિ તો ફુલની પાંખડી."એ કહેવત મુજબ કંઇ ને કંઇ રકમના હદીયા તેણે મોકલ્યા હતા; એકંદરે જોતાં તુરાબના આ વિવાહ ભારે ધામધૂમથીજ થયા હતા. સઘળી કોમોના સમજુ અને સુધરેલા બિરાદરોમાં તુરાબની મુક્ત કંઠે તાઅરીફ થતી હતી જેથી

તેની માતા અમતુનો તથા તેની બેન માણેકનો હરખ તો કયાંય માતોએ નહોતો. તેણીઓ તો પોતાને ત્યાં સોનાનો સુરજ ઉગ્યો હોય એમજ સમજતી હતી.

કેમકે તેણીઓ તુરાબની તાઅરીફમાં ઘણા ભાઇઓને બોલતા સાંભળતી હતી કે—

**દોહરો.**

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શુર;
નહિ તો રેહેજે વાંજણી, નરે ગુમાવીશ નુર.

પોતાના વિવાહના કામથી ફારીગ થઈ તુરાબ પોતાની પત્નીને સાથે લઈ મુંબઇ ઉપડી ગયો અને પોતાના કામકાજમાં મસ્ગુલ થઇ ગયો.

વહાલા વાંચકો, હવે ફકત એટલુંજ કહેવાનું રહ્યું છે કે આ વખતે તુરાબની ચડતીનો સુરજ પૂર બહારમાં દીપી નીકળ્યો હતો. "અમહાદને હામ." એ કહેવત મુજબ તેને કોઇબી ચીજની ખામી રહી નહોતી, કેમકે મુંબઈમાં આ વકતે તે પાંચ સાત ચાલીઓ (મકાનો)નો માલીક થઇ ગયો હતો અને વળી પોતાની તેમજ મરહુમ હસનઅલી લાકડાવાળાની દુકાનનો વહીવટ પણ પૂર બહારથી ચાલી રહ્યો હતો અને સઘળા કામકાજો હવે નોકરો મારફતે બરાબર નિયમીત ચાલી રહ્યાં હતાં. ફકત એક માલીક તરીકે સઘળા કામકાજો ઉપર દેખરેખ રાખવાનું કામકાજ તુરાબને હવે કરવું પડતું હતું તેથી હવેથી તેણે પોતાના વકતનો અમુક ભાગ કોમ સેવા માટે મુકરર કરી નાખ્યો, કારણ કે નાનપણથીજ પોતે દુ:ખમાં ઉછરેલો હોવાથી તથા પોતાના હમવતની કાઠીયાવાડી ભાઇઓની કંગાળીયત, અજ્ઞાનતા, વગેરેનો તેને પ્રત્યક્ષ અનુભવ થએલો હોવાથી તે દૂર કરવા માટે બનતા ઉપાયો લેવાનો વલવલો તેના દીલમાં શરૂઆતથીજ હતો, મગર આજ સુધીમાં તે યોજના હાથ ધરવા માટે જોઇએ તેવી સગવડતા નહિ મળવાથી તે વધારે પ્રમાણમાં કાંઇ કરી શકયો નહોતો તોપણ હવેથી તે બાબત ઉપર પૂરતું ધ્યાન આપવાનો પોતાના મન સાથે તેણે પક્કો ઠરાવ કર્યો અને તે પછી તુરતજ મુંબઇમાં વસનારા પોતાની ઓળખાણ પીછાણવાળા તથા એવા બીજા ભાઇઓ-

માંથી થોડાક રોશન ખ્યાલ તથા મારેફતવાળા ભાઇઓની ચુંટણી કરી "વોહરા એજ્યુકેશન સોસાઇટી" નામની એક સોસાઇટી કાયમ કીધી. તે મારફતે પોતાની કોમના તમામ મદરેસા બનતી કોશીશ કરી સુધારી તેમાં રીતસર નવી પધતી પ્રમાણે દીની તેમજ દુન્યવી તાઅલીમ દાખલ કરવાનું મહાન કામ હાથ ધર્યું અને તે સાથે વોહરા કોમમાંથી વહેમી વિચારો તથા ઇસ્રાફી ફોકીયા બતાવનારા ખર્ચો નાશ પામે અને મોટી ઉમરના ભાઇઓમાં સહેલાઇથી દીની તેમજ દુન્યવી તાઅલીમનો કંઇક ફેલાવો થઈ શકે એવા ઇરાદાથી ઉપલી સોસાયટીના આશરા હેઠળ "આફ્તા બેઇમાની" નામનું એક અઠવાડીક છાપું બહાર પાડવાની યોજના પણ તેણે કાએમ કરી નાખી, એટલે કે એકંદર જોતાં કોમમાં દીની તેમજ દુન્યવી તાઅલીમ ફેલાવવાનું મહાન કામ હવે તુરાબે પોતાના હાથમાં લીધું અને આપણામાં કહેવત છે કે "સારાં કામમાં સૌ વિઘ્ન." અથવા તો "વલેકુલ્લે શયઇન આફતુન વલી લઇલ્મે આફાત." એટલે કે "હરેક ચીઝ માટે આફત હોય છે પણ ઇલ્મ માટે તો ઘણીએ આફાતો હોય છે." એ ફરમાન શરીફ મુજબ આ મહાન કામમાં આપણા તુરાબને કેવી કેવી ભારે આફતોનો અને કેવી કેવી ભારે મુસીબતોનો સામનો કરવો પડયો એ ઇન્શા અલ્લા હજી હયાતીનો બકૈયો હશે, ઝમાન યારી આપશે અને કોમી બીરાદરોને અમારો અદના સાહસ પસંદ પડશે તો બીજી કોઇવાર લખી કોમ સમક્ષ રજુ કરીશ. હવે વધુ લંબાણ કરી વાંચકોને કંટાળો નહિ આપતાં ફક્ત આપણી કોમમાં હર જગાએ દીની તેમજ દુન્યવી તાઅલીમનો ફેલાવો થાય અને હર જગાએથી ઝગડા, બખેડા અને શીતનત ફસાદ સમૂળગો નાબુદ થઈ જાય એવી દોઆ કરવા સાથે એક ગુજરાતી કવીના બોલોમાં જ આ વાર્તા ખતમ કરવાની રજા લઉં છું કે—

વહેમ ઘટે વિદ્યા વધે, વળી બધે સુધારો થાય;
એવો અવસર આણજે, રૂડા જગતના રાય. **આમીન.**

**સમાપ્ત.**